# જીંદગીનો ઉપયોગ.



કીમત રૂ. ૧-૮-૦

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

ખાડીઆવાસી પરમપૂજ્ય રાવ બહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ
સી. એસ. આઈ. ના સ્મરણાર્થે.

# જીંદગીનો ઉપયોગ.

સર જોન લબકના “યુસ ઑફ લાઇફ” નામના
ગ્રન્થનું ભાષાન્તરકર્તા,

**છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.**


છપાવી પ્રસિદ્ધ કર્તા,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ,**
આસિ. સેક્રેટરી—અમદાવાદ

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

ત્રીજી આવૃત્તિ. પ્રત ૫૦૦
સંવત ૧૯૭૭. સન ૧૯૨૦

કીંમત રૂ. ૦।૦

# ઉપોદ્ઘાત.

અમદાવાદના પ્રતિષ્ઠિત ગૃહસ્થ રાવ બહાદુર શેઠ બહેચરદાસ અંબાઇદાસ સી. એસ. આઇ. ઇ સ. ૧૮૯૯ માં ગુજરી ગયા. તેઓ દયા, ઉદારતા, પરોપકાર વગેરે સારા ગુણોને લીધે આ શહેરનાં તેમજ મુંબઇ અને બીજાં સ્થળોમાં બહુ માન પામ્યા હતા. તેમના સારા ગુણોને લીધે તેમને સરકારે કાયદા કોંસીલના એક મેમ્બર નીમ્યા હતા. તેમણે સ્વપરાક્રમથી જીંદગીનો ખરો ઉપયોગ કરીને ગુર્જરપ્રજામાં સ્ત્રીકેળવણીની વૃદ્ધિ કરવામાં અને દેશોન્નતિનાં કામોમાં અગ્રેસર ભાગ લીધો છે. તેમના આવા સદ્‌ગુણો અને સ્વપરાક્રમના સ્મારક તરીકે, તેમજ આ પુસ્તક પ્રમાણેનું વર્તન અનુકરણ કરવા યોગ્ય છે એમ સમજી, તેમના સુપુત્ર શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરીએ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને રૂ. ૨૦૦) એવી શરતે સોંપ્યા કે તે રકમનું ઈનામ આપીને આ પુસ્તક તૈયાર કરાવવું અને છપાવવું. એ શરત કબૂલ કરીને સોસાઇટીએ આ પુસ્તક તૈયાર કરાવી પરગજુ રાવ બહાદુર શેઠ બહેચરદાસ અંબાઇદાસ સી. એસ. આઈ. સ્મારક ગ્રંથ તરીકે છપાવ્યું છે.

અમદાવાદ,
તા. ૧૫ ઑગષ્ટ ૧૮૯૯.

લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી,
ઑનરરી સેક્રેટરી.
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

# સાંકળિયું.







# જીંદગીનો ઉપયોગ.

## પ્રકરણ ૧ લું.

### મહત્ત્વની બાબત.

જીંદગીમાં શીખવાની વધારેમાં વધારે અગત્યની બાબત કેવી રીતે જીવન ગાળવું એ છે. મનુષ્યને પ્રાણ સમાન બીજું કાંઇ પણ વહાલું નથી, તેથી માણસ પોતાનો પ્રાણ જાળવવા જેટલો ઇન્તેજાર રહે છે તેટલો બીજી કોઈ પણ બાબત માટે રહેતો નથી; તેમ પોતાની જીંદગી સારી રીતે ગાળવાને જેટલી મહેનત લે છે તેના કરતાં ઓછી મહેનત કોઇમાં લેતો હોય તેવી એક પણ બાબત નથી.

આ કાંઈ જેવી તેવી બાબત નથી. હીપોક્રેટીસે પોતાના વૈદકને લગતાં સૂત્રોની શરૂઆતમાં કહ્યું છે કે; " આયુષ્ય ટૂંકું છે, વિદ્યા બહોળી છે, તક ક્ષણિક છે, પ્રયોગ અનિશ્ચિત છે, અને નિશ્ચય કઠણ છે."*

જીંદગીમાં સુખ અને ફતેહ મેળવવાનો આધાર આપણી

---

* આપણામાં કહ્યું છે કે:—

अनन्त पारं किल शब्दशास्त्रं
स्वल्पं तथायुर्बहवश्च विघ्नाः ॥
यत् सारभूतं तदुपासनीयम्
हंसैर्यथा क्षीरमिवाम्बुमध्यात् ॥

સ્થિતિ ઉપર નથી, પરંતુ આપણા ઉપરજ છે. "જેટલા માણસ સામા માણસને લીધે પાયમાલ થયા છે તેના કરતાં વધારે માણસ પોતાને લીધેજ ખુવાર થઇ ગયા છે; તોફાનો અને ધરતી-કંપોને લીધે જેટલાં ઘરો અને શહેરોનો નાશ થયો છે તેના કરતાં વધારેનો નાશ માણસને હાથે થયો છે." પાયમાલી બે પ્રકારની છે; એક કાળે કરીને થએલી, અને બીજી માણસને હાથે થએલી. બધા પ્રકારની પાયમાલી પૈકી માણસને હાથે થતી પાય-માલીજ ઘણીજ ભારે અને દિલગીરી ઉત્પન્ન કરનારી છે; અને સેનેકાના કહેવા મુજબ 'માણસનો મોટો શત્રુ તેના અંતઃકર-ણમાં વસે છે.' લા બ્રૂએરી કહે છે કે, "ઘણા માણસો પોતાનો ઘણો વખત બીજાઓને દુઃખી કરવામાં ગાળે છે." ઘણા માણ-સોના સંબંધમાં એવું જોવામાં આવે છે કે "ઉછળતા લોહીના આવેશમાં કેટલાક કૃત્યો એવાં કરેલાં હોય છે કે જેને માટે તેઓ ઉતરતી વયમાં પસ્તાય છે." × કેમકે "ગઇ ગુજરી બાબતમાં તથા જે કામ થઇ ગયા હોય છે તેમાં કોઇનો ઉપાય ચાલતો નથી–કલોથો ફરીથી વણી શકે એમ નથી અને એટ્રોપોસ તે વખતને પાછી બોલાવી શકે એમ નથી." † માણસ પોતાની જાતને ચાહે છે, પરંતુ તે ડહાપણ વાપરીને ચાહવાને બદલે હદ કરતાં વધારે ચાહે છે.

જગત્‌માં જે કંઇ બને છે તે સારાને માટેજ છે એવો મત ધરાવનારો હું (ગ્રંથકાર) છું એવો આરોપ મારા ઉપર કેટલાક તરફથી મૂકવામાં આવે છે. પરંતુ આ દુનિયામાં દુઃખ અને સંકટ પડે છે, એની મેં કદિ ના પાડી નથી અગર તે મારા લક્ષ બહાર

× શીલી. † સ્યુરયન.

નથી. મેં કદિ એવું કહ્યું નથી કે મનુષ્યપ્રાણી સુખી છે, પણ હું એટલુંજ કહું છું કે તેઓ સુખી થઇ શકે; અને તેઓ સુખી ન હોય તો સાધારણ રીતે તેમાં દોષ તેમનો પોતાનોજ છે; અને આપણે કેટલાક જેટલું સુખ ભોગવીએ છીએ તેના કરતા વધારે સુખ ફોગટ ગુમાવી દઇએ છીએ, આ કારણને લીધે આ બીના વધારે ઉદ્વેગ પમાડનારી છે.

> "કેમકે મ્હોડે બોલેલા કે લખેલા ખેદ ઉત્પન્ન કરે તેવા બધા શબ્દોમાં 'આમ થાત' એ શબ્દો વધારેમાં વધારે દિલગીરી ઉત્પન્ન કરનારા છે."§

આપણે જેને ખોટું કહીએ છીએ તે ઘણી ખરી બાબતમાં ખોટે રસ્તે ઉપયોગમાં લીધેલી અથવા હદપાર લઇ ગયેલા એવી સારી બાબત છે. એક પૈડું અથવા પૈડાના ઘેર ઉપરનો એક દાંતો તેની જગ્યાએથી ખસેલો હોય તો આખા સંચાને અટકાવી દે છે અથવા બગાડે છે; તેજ પ્રમાણે જો આપણે સૃષ્ટિની યોગ્ય રચનામાં જુદા પડીશું તો આપણને તેને લીધે નુકશાન થવાનુંજ એ ધારી રાખવું જોઇએ. હદપાર હિમ્મત દાખવવી એ અક્કલ વગરનું સાહસિક કામ સમજવું. હદપાર પ્યાર એ નબળાઈની નિશાની છે, અને ખરચ કરવામાં હદપાર તપાસ કર્યા કરવી એ દ્રવ્યલોભનું ચિહ્ન ગણાય છે, એક માણસને જે અનુકૂળ પડે છે તે બીજાઓને અનુકૂળ પડવાનો સંભવ રહેતો નથી, એક ચીજ એકને વિષ સમાન લાગે છે અને બીજાને તે અમૃત સમાન થઇ પડે છે. કુદરતના નિયમોમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવાથી ફાયદો થશે એવું એક પણ માણસ કદિ બતાવી શક્યો નથી.

§ બિહ્રીઅર.

માણસ ઠેસ વાગવાથી પડે છે અને તેનો પગ ભાંગે છે, પરંતુ ગુરૂત્વાકર્ષણના નિયમમાં ફેરફાર કરવાથી કંઇ પણ સુધારો થનાર નથી.

ઈરાનીઓ એમ માનતા કે સારા કામનો આત્મા જે ઓરમઝદ તેને લીધે સુખ મળે છે, અને દુઃખોનો દૈત્ય જે અહિરમાન તેને લીધે માણસોના ઉપર દુઃખ આવી પડે છે. પણ ખરૂં જોતાં આપણી પોતાની ભૂલને લીધેજ આ જીંદગીમાં આપણે દુઃખ હોરી લઇએ છીએ. આ ભૂલ બે પ્રકારની હોય છે એક તો અમુક કામ ખોટું છે એવું આપણા જાણવામાં હોવા છતાં તે સતત્ કરવામાં આવે છે તેથી થતી, અને બીજી આપણી પોતાની જ કસુરથી થતી. પહેલા પ્રકારની ભૂલો અટકાવવાને સારૂ આપણી અંદરજ એક અચૂક ભોમીઓ રહેલો છે. આપણે ખોટું કામ કરીએ તો દેખીતી આંખે કરેલું ગણાશે; કેમકે બુદ્ધિ-પૂર્વક આંખો બંધ કરી નહિ હશે તેવા પ્રસંગ સિવાય, આપણી આંખો ખુલ્લી નહિ હશે, એટલે જાણી જોઇને કાંઈ ખરાબ કૃત્ય કરીશું નહીં; ત્યારે આપણે ગેરસમજુતીથી કાંઇ પણ કામ કરીશું તો તે પાપ ગણાશે નહીં.

બીજા પ્રકારની ભૂલો ન થાય તે માટે આપણે આપણી વિચારશક્તિ ઉપર, આપણા માબાપ, મોટેરાં દોસ્તદારો ઉપર, આપણી કેળવણી અને આપણા પોતાના ઉપર વિશ્વાસ રાખવો જોઇએ. ખરેખર આપણી કેળવણી એ આપણો પોતાનોજ ભાગ છે; આપણ દરેકને કંઇ નહિ તો એક શિષ્ય છે કે જેને આપણે શિક્ષણ આપવાનું છે તથા કેળવવાનો છે.

આપણે બીજાની પાસે શિખી લઇએ છીએ તેના કરતાં આપણે પોતાને જે શીખવીએ છીએ તે ઘણે વધારે દરજજે

આપણા પોતાનો અંશ બને છે—તેની અસર વધારે કાયમની રહે છે. આપણે શાળા છોડીએ છીએ તે વખતે કેળવણી લેવાનું પૂરૂં થતું નથી; ખરેખર તે વખતે તો તે ભાગ્યેજ શરૂ થઇ હોય છે. કેળવણી લેવાનું તો આખી જીંદગી સુધી ચાલ્યા કરે છે. સેનેકા કહે છે કે, "માણસ પોતાના શરીરને કસરત આપે છે તે પ્રમાણે પોતાના મગજને કસરત આપતા હોય, અને સુખ તથા આનંદને માટે જેટલી મહેનત કરે છે તેટલી મહેનત સદ્‌ગુણ માટે કરતા હોય તો કેવું સારૂં થાત?"

કેટલીક કોમો ખરેખર પ્રારબ્ધવાદી છે. તેમના મત પ્રમાણે સઘળી બાબત પહેલાંથી નક્કી થઇ ગયેલી છે અને માણસની મરજી હશે કે નહીં, તો પણ જે બનવાનું છે તે બનશેજ. માણસને તેઓ આત્મચાલકયંત્ર તરીકે, એક મહાશક્તિના રમકડા તરીકે, ઓળખે છે. ત્યારે હવે વિચારવાની પહેલી બાબત એ છે કે જીંદગીનું શાસ્ત્ર છે કે કેમ? આપણું જીંદગીરૂપી વહાણ વખતરૂપી દરિયામાં આપણે હંકારીશું? કે જયાં તણાય ત્યાં તણાયા જવાનુંજ આપણા નસીબમાં છે? આનો ખુલાસો સ્પષ્ટ છે. "**માણસ એ માણસ છે અને પોતાના પ્રારબ્ધનો અધિકારી છે,**" અથવા તે પ્રમાણે તે ન હોય તો તેમાં દોષ તેનેજ શિર રહે છે. "તમારી જેવા થવાની ઇચ્છા છે તેવા તમો છો; કારણ કે સર્વોપરી શક્તિની સહાયતાથી આપણી ઇચ્છાનું બળ એવું છે કે ખરા દિલથી અને ખરા ભાવથી આપણે જેવા થવા માંગીએ તેવા આપણે થઇએ છીએ."

આપણા પ્રારબ્ધ ઉપર આપણે આટલી શક્તિ ધરાવીએ છીએ ત્યારે આપણી શું થવાની ઇચ્છા છે, અને જીંદગી રૂપી કિંમતી જાગીરનો વધારેમાં વધારે ઉપયોગ

શી રીતે આપણે કરી શકીએ, તે વિષેનો પ્રશ્ન આપણે પોતાને પૂછવો એ ઘણીજ મહત્વની બાબત થાય છે. જીંદગીમાં કેટલાક માણસને કાંઈ હેતુ હોય છે અને કેટલાકને સમૂળગો હોતો નથી. આપણા પોતાનો વધારેમાં વધારે ને ઉત્તમોત્તમ લાભ લેવો એવો આપણો મુખ્ય ઉદેશ હોવો જોઇએ. હમ્બોલ્ટે કહ્યું છે કે "પોતાની શક્તિને ઉંચામાં ઉંચી રીતે અને ઘણી સારી ગોઠવણથી ખીલવવી અને તેમ કરતાં યોગ્ય અને સંપૂર્ણ સ્થિતિમાં તેને લાવવી એવો ઇરાદો દરેક માણસે રાખવો જોઇએ." વળી જીન પોલ રીકટરના કહેવા પ્રમાણે, "માણસનામાં જેટલું દૈવત હોય તેનો તેણે બને તેટલો સારો ઉપયોગ કરી લેવો જોઇએ." તેમ છતાં પણ સ્વાર્થબુદ્ધિથી આવી બાબતમાં પ્રયત્ન કરવો જોઇએ નહીં. નહીંતર આપણે તેમાં નિષ્ફળ થયા વગર રહીશું નહીં. બેકને કહ્યું છે તેમ, "માણસે પોતાની ખાનગી મિલકત વધારવી અગર પોતે પૈસાદાર થવું એવો હેતુ તેણે પોતાની હેયાતિનો રાખ્યો તો તે કોઇ પણ રીતે યોગ્ય ગણાશે નહીં." પ્લેટો, એરીસ્ટોટલ, સેન્ટ પોલ, અને બુદ્ધ જેવા મહાપુરુષો ફક્ત પોતાની જ ખાતર પોતે સંપૂર્ણ સ્થિતિએ પહોંચવામાં સંતોષ માનત નહીં.

ત્યારે આ ઉપરથી હું એમ ધારી લઉં છું કે સામા માણસની ખાતર આપણે આપણામાં શક્તિ હોય તેનો પૂર્ણ અંશે લાભ મેળવવા પ્રયાસ કરવો જોઇએ; અને તેમ કરવામાં આપણે એક આનંદદાયક કામ આદર્યું છે એવું જણાઈ આવશે. જાણીતું ગ્રીક સૂત્ર 'તું તને પોતાને પીછાન' એ આપણે પોતાને ખરેખર જાણવાની અગત્ય તથા મુશ્કેલી દર્શાવે છે. મોન્ટેઇન પોતાની વિચિત્ર પદ્ધતિ જણાવે છે કે "દુનિયામાં મારા પોતાના કરતાં

વધારે મોટો રાક્ષસ કે ચમત્કારિક વસ્તુ મેં કદિ જોઇ નથી;" અને સર ટી. બ્રાઉન જેની જીંદગીમાં કંઇ પણ ખાસ નોંધવા જેવી કે ઉશ્કેરે એવી બીના બનેલી નહોતી, તે ખાત્રીથી જણાવે છે કે, "તેને પોતાની જીંદગી ત્રીસ વર્ષનો એક ચમત્કાર લાગ્યો હતો, અને તેનું વર્ણન કરવું એ ઇતિહાસ ગણાય નહીં, પરંતુ કાવ્યસૌંદર્યરૂપ ગણાય અને તે વર્ણન એક કલ્પિત વાર્તા જેવું લાગશે."

રેહોબોઆમથી માંડીને લૉર્ડ ચેસ્ટરફીલ્ડના સમય સુધી ઉપદેશ કરવો એ કેટલેક અંશે બેકદરાઇનું કામ છે એવું સિદ્ધ થયું છે. તેમ વળી ન્યૂ ઝીલંડના એક વટલેલ માણસના શોચનીય હાલ થએલા તે હું ભૂલી ગયો નથી. આ વટલેલના સરદારે પાદરીને જણાવ્યું હતું કે, "એણે અમને એટલો બધો બોધ કર્યો કે આખરે (કંટાળો ઉપજવાથી) અમે તેને મારી નાખ્યો." તેમ છતાં લીલી કહે છે તેમ 'જે મફતની શિખામણ સીધી રીતે માનશે નહીં તેને આડકતરી રીતે જોખમમાં ઉતરી પસ્તાવું પડશે." (આપણામાં કહેવત છે તે પ્રમાણે વાર્યું ન કરે તે હાર્યું કરે.) તેટલા માટે જે માણસ હું કોઇ છું એવી ગણાવાની અને કરવાની ઇચ્છા રાખતો હોય, જે પોતાની શક્તિનો અને જીંદગીનો વધારેમાં વધારે સારો ઉપયોગ કરવા માગતો હોય, તેવા માણસના ભલાની ખાતરજ કેટલીક સૂચના કરવાનો મારો ઉદ્દેશ છે.

માણસ પોતાને મળેલી તક કેવી રીતે ગુમાવી દે છે તે જાણી ખરેખર ખેદ ઉત્પન્ન થાય છે. જે સુખ–સાધન મળેલાં હોય છે તે બેદરકારીથી ઉડાવી દેવામાં આવે નહીં અથવા ગુમાવી દેવામાં આવે નહીં તો કેટલાં બધાં માણસો સુખી થઇ શકે?

તમારાં સુખ ખરાં—શુદ્ધ હોય અને કલ્પિત ન હોય તેની તમે સાવચેતી રાખજો. સુખ સમજીને આપણે ઘણાંક કામ કરીએ છીએ, પરંતુ તેનું નામ સુખને બદલે બીજું આપ્યું હોત તો આપણે તેનો તિરસ્કારજ કરત. કંઇ પણ ઉપયોગી કામ કરતા ન હોય તેટલાજ ઉપરથી ઘણા લોકો એમ સમજે છે કે અમે આનંદમાં છીએ, અથવા સુખ ભોગવીએ છીએ. બીજા કેટલાક ફક્ત એ શબ્દ ઇન્દ્રિયસુખને લાગુ પડતો હોય તેવા જ અર્થમાં વાપરતા જણાય છે; પણ ખરૂં જોતાં મનનાં સુખ ઘણાંજ ઉત્તમ પ્રકારનાં અને વધારે લાંબી મુદત પહોંચે તેવાં છે.

જે એકનું એક શરીર આપણને મળેલું છે અને જેની તન્દુરસ્તી ઉપર મનની સુખાકારીનો આટલો બધો આધાર રહેલો છે, તેને માટે આપણે બેદરકાર રહીએ છીએ અગર તેને બેદરકારીથી બગાડીએ છીએ; હુન્નરકળાનાં સુંદર કામો જોઇ જે આનંદ આપણે મેળવી શકીએ તેમ છે તેનો અર્ધોઅર્ધ પણ આપણે મેળવતા નથી; 'નેશનલ ગેલરી' (ચિત્રો વગેરેનું સંગ્રહસ્થાન) જોવાને લંડન શહેરમાંના આપણા કેટલા લોકો જોવા ગયા હશે એ જાણીને વિસ્મય પામ્યા વગર રહેવાશે નહીં. શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી થતો આનંદ અનુભવવાને આપણે ટેવાતાજ નથી. બ્રિટિશ મ્યુઝીયમ (સંગ્રહસ્થાન) જોવા કેટલા જણ ગયા છે? અથવા તે જોઇ કેટલા જણ તેનું ઉપયોગીપણું સમજવાને તૈયાર થએલા છે? જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તેનું અથવા આપણા માથા ઉપર આવેલા આકાશનું સૌંદર્ય અનુભવી આપણે આનંદ મેળવતા નથી. ગાયનનો કદાચ આપણે વધારે ઉપયોગ કરીએ છીએ, જો કે તે પણ આપણે કરી શકીએ તેના કરતાં તો ઘણે કે ઓછો. પશુમાં તો ફક્ત પ્રેરણાબુધિ છે અને માણસમાં તર્કશક્તિ

રહેલી છે એવો આપણે ગર્વ કરીએ છીએ, અને તેમ છતાં પણ આપણી બુદ્ધિવડે મનુષ્યપ્રાણીના સુખમાં આપણે કેટલો થોડો વધારો કીધો છે? વળી એકંદર વિચાર કરતાં મને બુદ્ધિ હોવી એ સુખનું કારણ હોવાને બદલે દુઃખનું કારણ તો નથી, એવી પણ શંકા ઉત્પન્ન થાય છે, અને સાઇનીકોએ* ખરેખરે તેવો પ્રશ્ન ઉઠાવ્યોજ છે. પશુ કોઇ વાતમાં સંતાપ કરતાં નથી. પણ આપણે કરીએ છીએ. "માણસ પડછાયા પાછળ ફાંફાં મારે છે અને ફોકટ પોતે ઉદ્વેગ કરે છે. શંકા, બીક, ચિંતા અને કાળજી રાખીને આપણે આપણી જાતને દુઃખી કરીએ છીએ. આપણે બધી બાજુએ કર્મથી ઘેરાએલા છીએ પરંતુ તેથી આપણે અધીરા થવું નહીં."

તેમ છતાં પણ જો કે આપણે ચિંતા કર્યા કરવી ખરેખર નથી તોપણ આપણે સાવધ રહેવું જોઇએ ખરૂં. જે બાબતમાં આપણે સમૂળગી ભૂલ કરવાના નથી એવું ધારતા હોઇએ તે બાબતમાં પણ આપણે ચોક્કસ રહેવાની જરૂર છે. લૉર્ડ ચેસ્ટર્ફીલ્ડ કહે છે કે, "મારા સમજવા પ્રમાણે આપણા સદ્ગુણોથી ઉલટા દુર્ગુણો દૂર રાખવામાં જેટલો વિચાર કરવાની જરૂર છે, તેના કરતાં તે સદ્ગુણોનું ખરેખર આચરણ પાળવામાં વધારે વિચારની જરૂર પડે છે. દુર્ગુણો એના ખરા રૂપમાં એવા બદસુરત દેખાય છે કે તે પહેલવહેલા જોતાં આપણને કંટાળો છૂટે છે, અને શરૂઆતમાં કોઇ પણ સદ્ગુણનું કૃત્રિમ રૂપ ધારણ કરેલું ન હોય તો તેથી કવચિત જ આપણે આડે રસ્તે દોરાઇશું." કેટલાક સારા ગુણ હોવા છતાં કઠણ હૈયાના અને સામાને માટે

*યુનાન દેશના પ્રાચીન તત્વવેત્તાઓમાં એક પંથ હતો, તે પંથના લોકો (તેઓ ધન, વિદ્યા, કળાકૌશલ્ય, ને મોજમઝાને ધિક્કારતા હતા.)

પ્રેમ રહિત થઇ ગયા હોય એવા માણસોનો સમાગમ આપણે બધાને થએલો છે. સઘળાં છોકરાં જન્મે છે તે વખતે ભલાં હોય છે એવું નિશ્ચયપૂર્વક બોલવાને લીધે લૉર્ડ પામરસ્ટન ઉપર કેટલાક ઇશ્વરશાસ્ત્રવેત્તાઓએ એક વાર ટીકા કીધી હતી; પરંતુ એટલું તો ખરૂં છે કે અગાઉથી કેટલોક પ્રયાસ કીધા વગર માણસ તદન દુષ્ટ થઇ શકતો નથી.

"દુનિયાના દુર્ગુણથી ભરેલા કાર્યવ્યવહારમાં આપણે એક દમ વગર વિચારે દુષ્ટ થતા નથી; પરંતુ આપણી વૃત્તિ બદલવાને કેટલોક વખત લાગે છે ને મહેનત પડે છે. સ્વર્ગમાંથી વલ્કન ગગડી પડયો તે પ્રમાણે એક દિવસમાં આપણે સદ્ગુણથી ભ્રષ્ટ થતા નથી."*

વ્યક્તિ ઉપરથી આખી કોમ સંબંધી હવે વિચાર કરીશું તો જણાશે કે આપણને મળે એવા લાભ માટે આપણી ગફલત વધારે ચમકાવનારી છે. ન્યૂટનની માફક મનુષ્યપ્રાણી કબૂલ કરશે કે દરિયા કિનારા ઉપર રમનારાં, અને રોજ જોવામાં આવે તેના કરતાં વધારે સારી દેખાતી છીપણીઓ અગર વધારે નાજુક દરિયાઇ છોડો અહીં તહીંથી એકઠા કરનારાં છોકરાં જેવાં ફકત આપણે છીએ, અને આપણી સામે તો સત્યનો વિશાળ મહાસાગર વગર શોધાએલો આવી રહ્યો છે. એવો એક પણ પદાર્થ નથી કે જેના સઘળા ઉપયોગ અને ગુણ આપણા જાણવામાં હજી આવી ગયા હોય. સવારથી તે સાંજ સુધી આપણે મહેનત કરીએ છીએ અને તેમ છતાં પણ કુદરતના બળ અને પદાર્થના ગુણના હાલના કરતાં વધારે પૂર્ણ રીતે લાભ મેળવી શકીએ તો આપણી સઘળી ચારી-

* સર ટી. બ્રાઉન.

રિક અને યોગ્ય તંગીઓ એક કે બે કલાક કામ કરવાથી પૂર્ણ રીતે પૂરી પડે, અને મનની અને વૃત્તિઓની કેળવણી માટે આપણને ઘણો જ વખત મળે એવો સંભવ લાગે છે, વરાળનો ઉપયોગ તો થઈ શકે તેથી ઘણે અંશે હજી કમી થાય છે; વિજળીનાં કાર્યો આપણી બાલ્યાવસ્થામાં જણાએલાં પણ નહોતાં અને તે આપણે છેક હમણાંજ સમજવા લાગ્યા છીએ; નદીનો પ્રવાહ પણ ઘણે ભાગે ઉપયોગ કર્યા સિવાયનો રહે છે. એનીસ્થેટિક્સની* ક્રિયાનો વધારે લાંબી મુદત પર શોધ થયો હોત તો કેટલાં બધાં ભારે દુઃખ અને સંકટ દૂર કરી શકાયાં હોત? આવા પ્રકારનાં ઉદાહરણો બધાં આપવા બેશીએ તો એક મોટો ગ્રંથ ભરાય. આપણી સામેજ, કદાચ આપણી પોતાની નજર તળે જ, બીજી હજારો શોધો કરવાની બાકી રહેલી છે એમાં કોઇને શંકા લાગશે નહીં. આવું છે ત્યારે પ્રજાઓ એક બીજાનો નાશ કરવામાં અને નવા નવા પ્રદેશ મેળવવાની ખાતર પશુની માફક લડવામાં લાખો રૂપિયાનો ઘાણ વાળે છે, અરે તેના કરતાં પણ વધારે ખરાબ ઉપયોગ કરે છે અને "સત્યનો વિશાળ મહાસાગર વગર શોધાએલો તેમની સામે આવી રહ્યો છે" એ શું અચંબો પમાડનારી વાત નથી?

ગયા જમાનામાં આપણે આપણાં છોકરાંઓને વાંચતા લખતાં શીખવ્યા વગર મોટાં થવા દેવામાં સંતોષ માનતા હતા. હમણાં પણ કેટલાક લોકોને 'અતિ કેળવણી' માટે દિલગીર થતાં જોઇએ છીએ; પણ તેમને ન્યાય આપવાની ખાતર કહેવું જોઇએ કે ઘણે ભાગે તેમનો કહેવાનો હેતુ એવો છે કે હાલ કેળવણી

* એનીસ્થેટિક્સ—ભારે રોગવાળાને દુઃખ સમાવવાને બેહોશ કરી વાઢકાપ વગેરે કરવાની રીત-ક્લોરોફોર્મ જેવાનો જેમાં ઉપયોગ થાય છે તે.

અપાય છે તે લોકોના નિત્યના વ્યવહારને અનુસરતી અપાતી નથી. હજી પણ કેટલાક લોકો એવા છે કે જેઓ પોતાનાં છોકરાંને કેળવણી આપવા માટે પૈસા ખરચવા આનાકાની કરે છે, પણ તેઓ સમજતા નથી કે કેળવણીના કરતાં અજ્ઞાનતાથી તેમને વધારે ખરચ થાય છે. પરંતુ હાલમાં આપણાં લગભગ બધાં છોકરાંને થોડી ઘણી કેળવણી મળે છે તો, (જો કે આ જગ્યાએ એ પ્રશ્ન ઉપર વિચાર કરવા મારી ઇચ્છા નથી) હાલમાં પણ આપણે બધી રીતે યોગ્ય હોય એવી પદ્ધતિ દાખલ કરેલી છે કે કેમ એવી શંકા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. એટલું તો મારે કહેવું જોઇએ કે આપણી શાળાઓમાં નીતિની કેળવણી આપવાનું આપણે લક્ષમાં જ લીધું નથી, અને તેનું એક પરિણામ એ થયું છે કે લોકોના મનમાં સાધારણ રીતે નીચે પ્રમાણેનો સિદ્ધાંત ભરાઇ ગયો છે—"જો તમે કેટલીક આજ્ઞાઓનો ભંગ કરશો તો બેશક તમે ખોટું કામ કરશો અને કદાચ બીજાઓને દુઃખી કરશો, પણ તમે પોતે આ જીંદગીમાં તો વધારે સુખી થશો અને તમારી સ્થિતિ વધારે સારી થશે. ઇન્દ્રિયાદિક વૈભવ, લોભ, અમિતતા, આળસ અને બીજા 'આનંદ આપનારા દુર્ગુણો' ગેરવાજબી ગણાય; પરંતુ તેથી જો કે સામા માણસને નુકશાન થાય તો પણ પોતાને તો લાભજ થવાનો. જો દરેક માણસ ફક્ત પોતાનાજ સંબંધનો વિચાર કરે, તો સ્વાભાવિક રીતે તે આરામવાળી અને સુખમય જીંદગી ભોગવવાની ઇચ્છા રાખશે; અને ભલા અને સદ્‌ગુણી થવું એ ગમે તેટલું વાજબી અને ઉમદા છે તો પણ તેમાં નિર્દોષ આનંદ અને ગમ્મતની બાબતમાં પણ ભારે આત્મસંયમની જરૂર પડે છે, અને એકંદરે જોતાં તેવી જીંદગીમાં જાતે નુકસાન વેઠવું પડે છે."

પરંતુ સત્ય વાત તો આથી તદ્દન ઉલટીજ છે. દુર્ગુણને અંકુશ અને બંધન વગર હોવાની છૂટ નથી, એટલુંજ નહીં પણ દુષ્ટ માણસ નઠારામાં નઠારો ધણી, જે તેનો પોતાનો મનોવિકાર છે, તેનો ગુલામ છે.

તેમજ વળી કેટલાક જુવાનીયાઓ એમ ધારે છે કે દુર્ગુણમાં કંઈ "મહોઇ" રહેલી છે. પરંતુ ગમે તેવા નબળા મનનો મૂર્ખ માણસ પણ દુરાચારણી થઇ શકે એમ છે. સદાચરણી થવાને માટે તમારામાં માણસપણાની જરૂર છે; સદાચરણી હોવામાંજ ખરેખરી સ્વતંત્રતા રહેલી છે; દુરાચરણ એ ખરેખરી ગુલામગીરી છે. અમુક પ્રકારનું આચરણ ખોટું છે તેથી તે અધમ સ્થિતિએ આણે છે એમ નથી; પણ તે અધમ સ્થિતિએ આણે છે તેથી તે ખોટું છે. નીતિની કંઇ અસાધારણ ઉથલપાથલથી ખોટું એ ખરૂં થાય, અધર્મ તે ધર્મ થાય, તો પણ તે સુખ અને મનની શાન્તિને નાશકારકજ ગણાશે.

પાપ અને શોક અવિભેદ—એક બીજાથી જૂદાપાડી શકાય નહીં એવા છે, એ સિદ્ધાંતની સાબિતી માટે હું કોઇ ઇશ્વર શાસ્ત્રવેત્તાનો અભિપ્રાય આપતો નથી પરંતુ આવી બાબતમાં લોર્ડ ચેસ્ટર્ફીલ્ડ જેવા દુનિયાના ઘણા અનુભવી પુરુષના વિચાર ઉપર હું આધાર રાખું છું. પોતાના પુત્રને લખેલા એક પત્રમાં બીજી કેટલીક ડાહી શિખામણ આપ્યા પછી તેણે નીચે પ્રમાણે છેવટના ભાગમાં લખ્યું છે:—"સદ્ગુણને આવા પ્રકારનો હમેશાં બદલો મળે છે, અને મોટો માણસ તથા સારો માણસ થવાની તારી ઇચ્છા હોય, કે જેથી માણસ સુખી થાય છે, તો આવાજ પુરુષોનું તારે અનુકરણ કરવું જોઇએ."

સંસાર વ્યવહારના પોતાના નિયમોનો ડીસ્કાર્ટીસે ચાર

સૂત્રમાં સમાવેશ કીધો હતો:—એક, જે કાયદા અને ધર્મમાં પોતે ઉછર્યો હતો તેને તાબે રહીને ચાલવું. બીજો, જે જે પ્રસંગે ઉલટભેર, સત્વર અને પોતાને ઉત્તમ લાગે તે રીતે કામ કરવું અને કંઈ પણ ખેદ કર્યા વગર જે પરિણામ થાય તેની રાહ જોવી. ત્રીજું મનકામના તૃપ્ત કરવાના યત્ન કરી સુખ મેળવવાના કરતાં તેને અમુક હદમાં રાખી સુખ મેળવવું; અને છેલ્લું સત્યની શોધ કરવી એજ જીંદગીનું ખરૂં કાર્ય છે એવું ગણવું અને તે પ્રમાણે વર્તન રાખવું.

"યુફ્યુએસ" નામના લોકપ્રિય ગ્રંથમાં લીલી પોતાના ઉપદેશનો સાર નીચે પ્રમાણે આપે છે:—"અલવાન ઉંઘે તે વખતે ઉંઘી જવાનું અને લાર્ક પક્ષી ઉઠે તે વખતે ઉઠવાનું રાખો; આનંદી રહો પણ તે મર્યાદામાં હોવું જોઇએ; ગંભીર થાઓ પણ ઉદાસ નહીં; હિમ્મતવાન્ થાઓ પણ ઘણાં સાહસિક નહીં; તમારો પોશાક સુંદર રાખો; તમારો ખોરાક ગુણકારી જોઇએ, પણ તે જરૂર કરતાં વધારે લેવો જોઇએ નહીં; તમારી રમત ગમત નિર્દોષ આશાયેશ મળે તેવી રીતે વખત ગાળવાની રાખવી; કંઈ પણ કારણ વગર કોઇનો અણવિશ્વાસ કરવો નહીં, તેમ ખાતરી થયા વગર ભોળા દિલથી તેમનો પૂર્ણ વિશ્વાસ કરવો નહીં; દરેક માણસના અભિપ્રાય મુજબ ચાલવાનું અસ્થિર મન રાખવું નહીં; તેમ તમારા પોતાના વિચારનેજ વળગી રહેવાની હઠ કરવી નહીં; ઇશ્વરની ભક્તિ કરો, ઇશ્વરથી બીતા રહો, ઇશ્વરને ચાહો એટલે તમારા અંતઃકરણની ઇચ્છા હશે અગર તમારા મિત્રો ઇચ્છા રાખતા હશે તેવી રીતે ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે."

વળી પોતાનોજ સ્વાર્થ જેમાં સમાએલો સમજતા હોય

તેવાં કામો આચકો ખાધા વગર ખોટી રીતે જેઓ કરવા ઇચ્છા રાખે તેવા અવિચારી, સ્વાર્થી, અને દુષ્ટ માણસોજ પોતાને તથા સામા માણસને દુઃખી કરે છે એમ નથી. ઘણાક સજ્જન પુરુષો અને ઘણાક સારા ગ્રંથોનો હેતુ શુદ્ધ અને સારો હોવા છતાં આવાજ પ્રકારની ભૂલમાં પડે છે. પાપમય જીંદગીને તેઓ આનંદમય જીંદગી રૂપજ દર્શાવે છે. તેઓ સદ્ગુણને આત્મબોધનું અને દેહદમનને ધર્મનું ચિત્ર આપે છે. 'ઇન્કવીઝીશન+' થયું એ તો એક ક્વચિત બનતોજ બનાવ હતો; તેમાં બેઠેલા ઘણા ગૃહસ્થો બેશક ઉમદા માણસ હતા, અને તેઓ દયાળુ સ્વભાવના હતા, પરંતુ ખ્રિસ્તિ ધર્મના તત્વનો અર્થજ તેમણે તદન ઉલટો લીધો હતો. દરરોજના વ્યવહારમાં આપણે કેટલા એવા સજ્જન પુરુષો જોઇએ છીએ કે જેઓ એમ સમજે છે કે 'જે જે આનંદ આપે એવી બાબત છે તે અયોગ્ય હોવી જોઇએ; ધર્મનું ખરૂં રહસ્ય ઉદાસી ઉત્પન્ન કરનારૂં છે. આપણી આસપાસ જે આનંદમય, પ્રકાશમય ને તેજસ્વી કુદરત આવી રહેલી છે તે આપણને લાભકારી નહી પણ દુઃખકર્ત્તા છે, અને સઘળી સારી વસ્તુના કર્ત્તાએ ઘણોજ આનંદ આપનારા પદાર્થો જથાબંધ આપણા સ્વાધીનમાં મૂક્યા છે, તેના જેવી તે નથી, પરંતુ તે દુઃખ અને સંકટમાં ફસાવનારી એક લાલચ છે."

કુપર કવિએ બે સુંદર લીટીમાં જણાવ્યું છે કે,

"જ્યાં શોક જાણવામાં નથી તેવા પ્રદેશમાં શોકનો રસ્તો, અને ફક્ત તેજ રસ્તો, લઈ જાય છે."

+ રોમન કેથોલિક ધર્મના માનનારા કેટલાક દેશોમાં તે ધર્મથી ઉલટું મત રાખનારા માણસોની તપાસ કરી શિક્ષા દેનારી સભા અથવા કોર્ટ.

આતો બેશક ખરૂં છે કે આપણી જીંદગી શોકરહિત ગાળી શકાય તેમ નથી. તડકો હોય ત્યાં છાંયડો હોયજ, પ્રત્યેક માણુસની જીંદગીની અવધ હોવાથી આપણા વહાલા માણુસોના મોતને લીધે આપણને જે દુઃખ ને દિલગીરી થાય છે તેનો વિચાર નહી કરીએ તો પણ, આપણી હૈયાતીમાં એટલી બધી ગુંચવણવાળી બાબતો નીકળી આવે છે, દુનિયા હજી એટલી જુવાન જેવી છે, આપણી પોતાની જીંદગી જરૂરિયાતો સંબંધી આપણી આસપાસ રહેલા પદાર્થો અને બળોના પ્રકાર અને ગુણો સંબંધી આપણી સમજ હજી એટલી કાચી છે કે દુનિયામાં દુઃખ અને શોક આવી પડવાની આશા રાખવીજ જોઇએ. પરંતુ કૂપર જણાવે છે કે શોકનો રસ્તો, અને 'ફક્ત તેજ' રસ્તો સ્વર્ગમાં લઇ જાય છે, તેથી આ દુનિયામાં જીંદગી સુખમાં ગાળી હોય તો અવશ્ય દુઃખ આવી પડવાનુંજ. આ તદ્દન ભૂલભરેલા વિચારને લીધે ઘણાક કાળજીવાળા માણુસોના મનમાં ઘણી ફીકર પેઠી છે, તેમને ઉચાટ થાય છે અને હંમેશાં તે બાબતના પ્રશ્નો તેમના મનમાં ઊભા થાય છે. પોતાને સુખ પ્રાપ્ત થયું તે માટે બુદ્ધિશાળી જુવાનિયાઓએ ઉપકાર માનવો જોઇએ, અને જેમને શોક અથવા રોગને લીધે એવા આનંદ અને સુખનો લાભ મળ્યો હોતો નથી તેમને દિલાસો આપી ખુશી રાખવાની અમૂલ્ય તક મળી છે, એવું સમજવું જોઇએ. તેમ છતાં તેવા બુદ્ધિશાળી જુવાનિયાના મનમાં ફક્ત સુખ મળવાને કારણેજ પસ્તાવો થાય છે અને તેઓ રિબાય છે. કૂપર ખરેખર પ્યુરીટન[1] તો નહોતોજ, તોપણ 'રીંછને દુઃખ

---

[1]. એકલું બાઇબલમાંજ કહેલું માનવું અને ઇસુખ્રિસ્તે તથા તેના પ્રેરિતોએ આચરેલા આચાર પાળવા અને તેના આધાર વિના ઇગ્લંડનો રાજસ્થાપિત ભક્તિનો પ્રકાર ન માનવો એવો ૧૭ મા સૈકામાં મત રાખનાર માણુસ–પંથી.

થાય તેટલા માટે નહીં, પણ જોનારાઓને આનંદ થાય તેટલા માટે ' રીંછનો શિકાર કરવામાં વાંધો લેનારા, મેકોલે કહે છે તેવા, માણસોના વિચારની છાયા શું કૂપરના ઉપદેશમાં નથી જણાતી ?

આ જીંદગીનો મર્મ શો છે તે જાણવાને ઘણા લોકો ફાંફાં મારે છે, ને દુઃખી થાય છે. તેમ છતાં પણ " એક સારો માણસ અને એક ડાહ્યો માણસ કોઇ કોઇ વાર દુનિયા પર ગુસ્સો લાવે અને કોઇ કોઇ વાર તેને માટે ખેદ પામે; પણ દુનિયામાં રહીને જે માણસ પોતાની ફરજ બજાવે છે તે તો કદી પણ દુનિયાથી નારાજ થયો નથી કે કંટાળ્યો નથી એ ખાતરીથી માનજો. "[2]

" પરમેશ્વર સારો છે એવી લાગણી જેના મનમાં થાય છે
તેજ માણસ ફક્ત દુનિયાનું રહસ્ય—મર્મ—સમજે છે. "[3]

સેનેકા કહે છે કે " એવી ફરજ કોઇ નથી કે જે બજાવવાથી આપણે વધારે સુખી થતા નથી, અને એવી લાલચ એક નથી કે જેને માટે કંઇ ઉપાય નથી. " મિલ્ટન કહે છે કે કુદરતનો દોષ કાઢતા નહીં. તેણે પોતાને કરવાનું કામ કર્યું છે. તું હવે તારી ફરજ અદા કર. "

આટલું તો ખાત્રીથી માનવું જોઇએ કે આપણે આ સૃષ્ટિનો પૂર્ણ રીતે ઉપભોગ કરવો એવું સરજનહારે ધાર્યું ન હોત તો તેણે આંખને સૌંદર્યરૂપ અને કાનને મધુર ગાયનરૂપ એવી આખી સૃષ્ટિને બનાવી હોત નહીં. વળી ' માણસ પોતે સારી રીતે વર્તવાથી, સામા માણસને કેટલી શાન્તિ આપી શકે છે, અને પોતે કેટલો આનંદ અનુભવી શકે છે, તેનો ખરો ખ્યાલ આવવોજ મુશ્કેલ છે.'*

---

૨. સાઉધી. ૩. વિહટીઅર.

* ઇમીટેશન ઓફ ક્રાઇસ્ટ.

આ દુનિયામાં કદી ન થએલો એવો આ યુગ ઘણોજ ચમત્કારિક, મનોરંજક અને સુધરેલો હોય ( અને ઘણી બાબતમાં તે તેવો છે એવું મને લાગે છે) તો તે આપણું મોટું ભાગ્યોદયનું ચિહ્ન સમજવું, પણ તે આપણા પોતાનો કંઇ કાર્ય કે મહેનતને લીધે થએલું સમજવું નહીં; એથી અભિમાન આણવાનું નથી, પરંતુ ઇશ્વરનો તેને માટે પાડ માનવાનો છે.

આ પ્રમાણે આપણે કૃતજ્ઞ થવું જોઇએ અને જીંદગીનાં અગણિત સુખ પૂર્ણ રીતે આપણે ભોગવવાં જોઇએ, તેની સાથે દુનિયામાં કંઇ શોક કે ચિંતા રહેજ નહીં એવી આશા આપણે રાખવી જોઇએ નહીં. વોલપોલે જીંદગીનું વર્ણન આપતાં કહ્યું છે કે, " જેઓ વિચાર કરે છે તેમને તે હાસ્યરસપ્રધાન નાટક રૂપ છે અને જેઓ અનુભવ લેછે તેઓને તે કરુણારસપ્રધાન નાટક રૂપ છે. ખરેખર જીંદગી કેટલીક વાર કરુણારસપ્રધાન નાટક રૂપ છે અને ઘણી વાર હાસ્યરસપ્રધાન નાટકરૂપ છે; પણ સાધારણ નિયમ તરીકે તેને આપણે જેવી કરવા માગીએ તેવી થાય છે. સોક્રેટીસે કહ્યું છે કે, 'સારા માણસને આ જીંદગીમાં કે મૃત્યુ વખતે કંઇ પણ દુઃખ થતું નથી ' નઠારૂં ભવિષ્યમાં ભાખનારાઓના કરતાં આશા રાખનારાઓનું કહેવું ખરેખર ઘણી વાર ખરૂં પડેલું છે; પણ આપણો સ્વભાવ એવો છે કે સુખનાં વર્ષ ક્યાં વહી જાય છે તે આપણે જોતા નથી અને દુઃખ કે દિલગીરીની દરેક પળ આપણે ગણ્યા કરીએ છીએ.

દરેક પ્રસંગે આપણે ફતેહ પામવાની આશા રાખવી એ બરોબર નથી; કુદરત સુદ્ધાં કેટલીક વાર નિષ્ફળતા પામે છે, પરંતુ " તારી આરોગ્યતા અને ચઢતીના સમયમાં ગર્વથી છકી જતો નહીં, તેમ પડતીના સમયમાં સારી સ્થિતિએ પહોંચાશે

નહીં એવી રીતે આશા છોડી દેતા નહીં."*

બાઇબલમાં એક જગ્યાએ કહ્યું છે કે 'નાશને રસ્તે લઇ જવાનો દરવાજો પહોળો છે; તેમ તે રસ્તો પણ પહોળો છે, વળી તે રસ્તે થઇને જનારા પણ ઘણા છે; કેમકે જીંદગીનો ખરો રસ્તો તથા દરવાજો એ બંને સાંકડા છે, અને તે થોડા માણસોને જડે છે.'

પણ મને લાગે છે કે આનો અર્થ ઘણી વાર ઉલટો લેવામાં આવે છે. ખરો રસ્તો વધારે પથરાવાળો અને ત્રાસ આપનારો છે એમ આપણને નથી કહેવામાં આવ્યું, પણ એટલુંજ કે તે સાંકડો છે અને સહેલાઇથી જડે તેવો નથી. ખરો રસ્તો તો એકજ છે અને બાકીની બધી દિશાઓ તેને પહોંચવાની ખરી જગ્યાથી દૂરજ લઇ જવાની. આ ઉપરથી એમ નથી નીકળતું કે ખરો રસ્તો એ બીજા કરતાં વધારે તોફાનમાં નાંખે તેવો તથા મોટાં મોટાં મોજાંવાળો છે.

જે ખોટું અથવા અવિચારનું કામ છે તે ઘણી વાર ખુશ કરે તેવું અને કેટલીક વાર તો આહ્લાદક છે, આ કબૂલ કર્યા વગર ચાલે તેમ નથી. એ પ્રમાણે કબૂલ ન કરવું એ અક્કલ વગરનુંજ કહેવાય. મારે તો એટલુંજ બતાવવું છે કે આવી રીતના આવેશને વશ થવાથી ક્ષણિક આનંદની ખાતર આપણે ભવિષ્યનો શોક હોરી લઇએ છીએ. એવા થોડા નજીવા લાભની ખાતર ઘણો મોટો લાભ આપણે ગુમાવી દઇએ છીએ, અને 'ઇસો'ની માફક માંસનું ડખું મળે તેને માટે આપણો જન્મા-

* 'બાઇથીઅસ' નું આલફ્રેડ રાજાએ કરેલું ભાષાન્તર.

કવિ દલપતરામે પણ કહ્યું છે કેઃ—

'ગર્વ મટે સુખ અવસરે, દુઃખ અવસર હરખાય,
જો રાખે અક્ષર લખી, આ દિન પણ વહી જાય.' ભા. ક.

ધિક્કાર વેચી દઇએ છીએ અને 'હવે પછીનાં વર્ષોમાં લાંબી મુદત સુધી પરિતાપ' કરવાનું કબૂલ કરી એકાદ કલાકનું આનંદી ગાંડપણ ભોગવીએ છીએ. ખરેખર આપણે સુખી થવું હોય તો આપણે સારા થવાનો યત્ન કરવો જોઇએ, એ કહેવું કોઈ પણ રીતે અતિશયોક્તિભરેલું નથી. આ મારૂં કહેવું હાલની જીંદગી-ના સંબંધમાંજ ફક્ત છે. ઇન્દ્રિયાદિક વૈભવ ભોગવવાથી જેટલું સુખ મળે છે તેના કરતાં વધારે સુખ આત્મસંયમથી મેળવાય છે.

ચઢતી દશા અને સુખ એ બે હમેશાં એકજ જગ્યાએ જોવામાં આવતાં નથી અને ઘણા લોકો પાસે સુખી થવાને માટે જે જે સાધનો જોઇએ તે હોય છે તે છતાં તેઓ દુઃખી છે. 'નશીબ ઘણું આપી શકે છે પરંતુ તે બસ છે એમ ગણાવું એ તો મનના હાથમાં છે.'[1]

'મને મારૂં મન એજ એક મોટું રાજ્ય છે; કેમકે
તેમાંજ મને ઘણા પ્રકારના આનંદ ભોગવવાના મળે છે.'[2]

વોવીનારગ્યુસ કહે છે કે "દોલત, પદ્વી, અથવા માન મેળવવું એ કંઇ દરેક માણસની સત્તાની વાત નથી; પરંતુ દરેક માણસ સારો, ઉદાર અને વિવેકી થવા માગે તો થઇ શકે છે. આપણી પાસે જે હોય તે કંઇ ખરી દોલત-સમૃદ્ધિ ગણવાની નથી, પણ ખરી દોલત તો આપણે કેવા છીએ તેમાં સમાએલી છે; અને જે જે ફાયદા આપણને મળે છે તેના સંબંધમાં તેટલે અંશે જવાબદારી પણ આપણે માથે આવે છે. સેન્ટ ક્રીસોસ્તોમ કહે છે કે, "હાલની સ્થિતિ એ તો ફક્ત નાટકનો એક ખેલ છે તેમાં સમૃદ્ધિ અને ગરીબાઈ, રાજા અને પ્રજા, અને એવી બીજી બાબતો નાટકના વેષ છે; પરંતુ આ દિવસ વહી જશે ત્યારે નાટકગૃહ બંધ થશે

૧. બોઇલ. ૨. ડાયર.

અને ધારણ કરેલો વેષ દૂર કરવામાં આવશે. તે વખતે પ્રત્યેક માણસ અને તેની દોલતનો નહીં, પ્રત્યેક માણસ અને તેની પદ્ગીનો નહી, પ્રત્યેક માણસ અને તેની પ્રતિષ્ટાનો નહીં, પ્રત્યેક માણસ અને તેની સત્તાનો નહીં પરંતુ પ્રત્યેક માણસ અને તેનાં કૃત્યોનો ન્યાય થશે." આવી કસોટીમાં આપણાં કૃત્યો સંતોષકારક ઠરે તેવી આશા આપણે રાખવી જોઇએ.

આ કસોટી કેવા પ્રકારની થશે ? આપણે કેટલું કામ કર્યું છે તે બદલની નહીં પણ કેટલાકને માટે યત્ન કીધો છે તેની કસોટી થશે. જીંદગીમાં પાર ઊતર્યાનું જે કહેવાય છે, તેવી રીતે આપણે પાર ઊતર્યા છીએ કે કેમ તે બાબત નહીં, પરંતુ તે પ્રમાણે પાર ઊતરવાને આપણે પાત્ર થયા છીએ કે કેમ તે બાબતની કસોટી થવાની છે.

'જે બીજા માણસનીજ વૃત્તિને અનુસરીને કામ કરતો
નથી અને પોતાના પ્રમાણિક વિચાર તેજ તેનું બખતર છે
તથા સરલ સત્ય એજ એની ભારેમાં ભારી ચાતુરી છે.
એવી રીતે જન્મેલો અને કેળવાયલો પુરુષ કેવો સુખી છે !*

દુષ્ટ અને વિષયી જીવન નહીં પણ વિવેકી અને સદ્ગુણી જીંદગી એજ ખરેખરી સુખી જીંદગી છે, અને પાપ એજ ખરો આત્મભોગ છે. સોલોમન કહે છે કે—

"મારા પુત્ર, મારો કાયદો ભૂલી જતો નહીં, પણ મારી આજ્ઞાઓ સતત લક્ષમાં રાખજે; કેમકે તેમ કરવાથી તારા દિવસ લાંબા થશે, તારી જીંદગી લાંબી થશે અને તારા મનની શાન્તિ થશે."×

---

* વોટન. × કહેવતો.

## પ્રકરણ ૨ જું.

### કળવકળ.

સંસારમાં કાર્યસિદ્ધિ માટે ફતેહ મેળવવાને સારૂ બુદ્ધિના કરતાં કળવકળ વધારે ઉપયોગી છે, પરંતુ જેમનામાં તે સ્વાભાવિક હોતી નથી તેઓ તે સહેલથી મેળવી શકતા નથી. તેમ છતાં પણ સામા માણસ ઘણું કરીને કેવી ઈચ્છા રાખે છે તેનો વિચાર કરવાથી કંઇક અંશે એવા માણસ ફત્તેહ મેળવી શકે છે.

બીજાને આનંદ આપવાને પ્રસંગ મળે તો તે કદી જવા દેશો નહીં. બધા સાથે વિવેકથી વર્તો. લેડી મોન્ટેગે કહ્યું છે કે, "સભ્ય થવામાં કંઇ પૈસા બેસતા નથી અને તેથી દરેક વસ્તુ ખરીદ થઈ શકે છે." ખરેખર ગમે તેટલો પૈસો આપતાં જે ચીજ મળી શકતી નથી તેવી ઘણી ચીજો વિવેકથી મેળવી શકાય છે. તેટલા માટે જે જે માણસનો તમને પ્રસંગ પડે તે દરેકને મેળવી લેવાનો–તેમનું મન સંપાદન કરવાનો–યત્ન કરો. એલિઝાબેથ રાણીને બર્લેએ કહ્યું હતું કે, "તમે માણસોનાં મન હરી લો એટલે સઘળાં માણસોનાં મન અને ધન તમારે તાબેજ થયાં સમજજો."

જે કામ બળથી નથી થતું તે ઘણી વાર કળથી થાય છે. લીલી સૂર્ય અને પવનની જૂની વાર્ત્તાનો દાખલો આપે છે. "એવું જણાવવામાં આવે છે કે પવન અને સૂર્ય એ બે વચ્ચે એક વાર તકરાર પડી કે, બેમાં જબરૂ કોણ? એટલામાં એક માણસ રસ્તે ચાલ્યો જતો હતો તેનો ઝભ્ભો ઉડાડી દેવાનો પવને વિચાર કર્યો. ભારે ઝપાટા અને સુસ્વાટ કરી તે કઢાવી નાખ-

વાનો પવને જેમ જેમ પ્રયત્ન કર્યો તેમ તેમ તે પોતાના શરીરને વધારે વિંટાળી દેવા લાગ્યો. પછી સૂર્યે પોતાનું જોર અજમાવવા માંડયું. ઘણા તાપથી પ્રકાશીને સૂર્ય એ માણસને બાળવા લાગ્યો, એટલે સહેજ વારમાં આવી ગરમ હવાથી તે લોથપોથ જેવો થયો, અને તેથી તેણે પોતાનો ઝભ્ભો કાઢી નાખ્યો એટલુંજ નહિ પણ પહેરેલો અંગરખો પણ તેણે કાઢી નાખ્યો. આ જોઇને સૂર્યે જીત મેળવી એવું પવને કબૂલ કર્યું."

એટલું તો હમેશાં યાદ રાખવું કે, ફરજ પાડવાને બદલે સમજાવવાથી માણસો પાસે કામ સહેલાઇથી કરાવી શકાય છે, અને દરેક બાબતમાં ફરજ પાડવાના કરતાં અમુક રસ્તે દોરવવા એ વધારે સારૂં છે.

> "તારે જે કામ કરાવવાની ઇચ્છા હોય તે તરવારના જેવા થા કરી કરાવવાનો વિચાર ન રાખતો, પણ હસી ખુશીને કરાવવાની તજવીજ કરજે."*

જે જે માણસોના સંબંધમાં તમે આવો, જેની સાથે તમને કામનો પ્રસંગ પડે, તેનો વિશ્વાસ મેળવવાનો અને તેના વિશ્વાસને પાત્ર થવાનો પ્રયત્ન કરો. ઘણા માણસોની સત્તા તેમની શક્તિ કરતાં પ્રતિષ્ઠાને લીધે વધારે ચાલેલી છે. ફ્રાન્સિસ હોર્નર, જે કોઇ ઊંચી પદવીએ નિમાએલો હતો, તોપણ રાજકીય સભામંડળમાં જેનો મોભો ઘણોજ હતો, તેના સંબંધમાં સિડની સ્મિથ કહેતો કે, તેની મુખમુદ્રા ઉપર (ખ્રિસ્તી ધર્મની) મોટી દશ આજ્ઞાઓની છાપ પડી રહેલી હતી.

વિવેકથી અને વાજબી રીતે બને તેટલે દરજ્જે બીજાઓની

* શેક્સપીઅર.

ઇચ્છા પાર પાડવાનો યત્ન કરો. પરંતુ ( પોતાથી ન બને તો ) 'ના' પાડવાને ડરવું નહીં. 'હા' તો દરેક માણસ પાડી શકશે, જો કે દરેક માણસ કંઇ ખુશીની સાથે 'હા' કહી શકતો નથી; પરંતુ 'ના' કહેવી એ તો તેના કરતાં પણ વધારે મુશ્કેલ છે. આ પ્રમાણે કહી ન શકવાને લીધે ઘણા માણસનું નખોદ વળી ગયું છે. પ્લુટાર્ક જણાવે છે કે, એક અક્ષર જે 'ના' છે તે બોલી શકયા નહીં તેનેજ લીધે એશિયા માઇનરના રહેવાસીઓના ગુલામની સ્થિતિએ પહોંચવું પડયું હતું. સંસાર કાર્યમાં જો ના કહેવાની અગત્ય છે, તો સામાને સંતોષ આપે તેવી રીતે તે કહેવાની ભાગ્યેજ ઓછી જરૂરની વાત છે. જેમની સાથે આપણે કામકાજ કરવાનું હોય, તે દરેકને આપણી સાથે કામ પાડવાથી આનંદ મળે છે એમ લાગે, અને આપણી પાસે ફરીથી આવવાની ઇચ્છા થાય, એવી રીતના આપણે હમેશાં પ્રયત્ન કરવા જોઇએ. ઘણા ધારે છે તેના કરતાં વધારે અંશે કામકાજમાં વિચાર અને લાગણીની બાબત સમાએલી છે. સામો માણસ માયાભાવથી અને વિવેકથી વર્તે એવી દરેક જણની ઇચ્છા હોય છે, અને જયાં અર્ધો ટકો વધારે મળતો હોય ત્યાંના કરતાં જયાં નિખાલસ અને આનંદ આપનારી રીતભાત હોય છે ત્યાં વધારે સરળતાથી ઘણી વખત સાટું નક્કી થાય છે.

ગમે તેવો માણસ જો સામાને ખુશ રાખવાની ઇચ્છા રાખતો હશે તો તે પ્રમાણે કરી શકશે. " ખુશી કરવાની ઇચ્છા એજ કંઇ નહીં તો તેમ કરવાની અર્ધી કળા છે, "[1] તેમ બીજી તરફથી જોતાં જે સામા માણસને રાજી કરવાની ઇચ્છા રાખતો

૧. ચેસ્ટરફીલ્ડના પત્રો.

નહીં હશે, તે તેમ કરી શકશે નહીં. આ મોટી બક્ષીસ જો તમે ભરજુવાનીમાં મેળવશો નહીં, તો પાછળથી તે મેળવવી ઘણી વધારે મુશ્કેલ લાગશે. ખરેખરા ગુણના કરતાં ઘણે દરજ્જે સારી રીતભાતને લીધે ઘણા માણસોએ પોતાની જીંદગીમાં બહારની ફતેહ મેળવેલી છે. તેમ તેથી ઉલટું એવું બને છે કે ઘણાક લાયક માણસો, સાફ દિલના અને સારો ભાવ રાખનારા હોય છે છતાં પોતાની કરડી રીતભાતને લીધેજ ફક્ત ઘણાના દુશ્મન થાય છે. સામાને ખુશ કરવાને શક્તિમાન્ થવું એજ વળી મોટો આનંદ છે. એની અજમાયશ કરી જુઓ, અને તેમાં તમે નારાજ થવાના નથી.

તમારા કામમાં તમે સાવચેત રહો, અને શાંત વૃત્તિ રાખો. સામાને માટે લાગણીવાળા અંતઃકરણની જેટલી જરૂર છે તેટલી જરૂર શાંત પ્રકૃતિની છે. દરેક કામમાં સ્થિરતા અને શાંતવૃત્તિ અમૂલ્ય છે, અને આફત તથા સંકટના પ્રસંગોમાં એ બે ગુણને લીધે માણસ સલામત રહી શકે છે.

તમારા કરતા ઓછા હોંશિયાર માણસ તમારા પ્રસંગમાં આવે તો તેમને તુચ્છ ગણવાનો તમને કંઇ હક્ક નથી; મોટી મિલકત મેળવવા કરતાં ભારે શક્તિ હોવી એમાં મગરૂર થવાનું કંઈ વધારે કારણ નથી. એ દરેક બાબતમાં, જો તેનો ઉપયોગ સારો કર્યો હોય તોજ માન છે વળી ઘણાક માણસો બહારથી દેખાય છે તેના કરતાં વધારે હોશિયાર હોય છે. માણસ પારખવાં એ કંઇ પુસ્તકો વાંચવા જેવું સહેલું કામ નથી. સામા માણસના લક્ષણનું અધ્યયન કરવામાં તેની આંખ ઘણે દરજ્જે મદદ કરે છે (તેની આંખ એ મોટા ભોમિયા તરીકે છે.) "જ્યારે આંખ

એક વાત કહે છે અને જીભ બીજી વાત કહે છે, ત્યારે અનુભવી માણસની આંખની ભાષા ઉપર આધાર રાખે છે."[1]

પરોપકારબુદ્ધિ કે અત્યંત સદ્ભાવ હોવાનું કહેવામાં આવે તો તે ઉપર બહુ ભરોસો રાખતા નહીં. એક માણસને બીજા માણસ માટે કે એક સ્ત્રીને બીજી સ્ત્રી માટે પહેલીજ મુલાકાતે પ્યાર ઉત્પન્ન થઇ જતો નથી. જો કોઇ અજાણ્યો માણસ ઘણાજ જોસથી વિરૂદ્ધ મત દર્શાવતો હોય, કે મોટી મોટી આશાઓ આપતો હોય, તો તેના કહેવા ઉપર પૂરો વિશ્વાસ રાખતા નહીં. જો તે કપટી નહીં હશે તોપણ ઘણું કરીને તે પોતાના મનમાં ભાવ હોય તેના કરતાં વધારે કહે છે, અથવા કદાચ તમારી પાસેથી તે પોતાનું કંઈ કામ કાઢી લેવા માગે છે, એમ નક્કી સમજજો. તેટલા માટે મોઢેથી મિત્ર છું એવું કહેનાર દરેક માણસ તમારો મિત્ર છે એવું માનશો નહીં; તેમજ કોઇ પણ માણસ તમારો દુશ્મન છે એવું કારણ વગર ધારી લેતા નહીં.

તર્કશક્તિવાળા અને બુદ્ધિવાળા પ્રાણી હોવાનું આપણે અભિમાન રાખીએ છીએ, પરંતુ માણસ હમેશા બુદ્ધિથી દોરવાય છે એવું ધારવું એ મોટી ભૂલ છે, આપણે વિચિત્ર ચંચળ મનના પ્રાણી છીએ, અને અગાઉથી બંધાઇ ગએલા વિચારને અનુસરીને કે ગુસ્સાના આવેશમાં આપણે ઘણી વાર કામ કરીએ છીએ. આનું પરિણામ એ થાય છે કે સામા માણસના મનની ખાત્રી કરીને નહીં પણ તેમની લાગણી ઉશ્કેરીને તેમના મનનું વલણ ઘણી વાર તમારા તરફ દોરવી લો છો. વળી અમુક વ્યક્તિના કરતાં આ બાબત માણસના સમુદાય કે સમાજને વધારે લાગુ પડે છે.

1 ઈમર્સન.

વાદવિવાદ કરવો એ હમેશાં કંઇક જોખમ ભરેલું છે. ઘણી વાર તેને લીધે અભાવ અને ગેરસમજુતી થાય છે. વાદવિવાદ કરવામાં તમે જીતો ખરા, પણ તેમ કરવામાં તમે એક મિત્ર ગુમાવો છો, અને તે ઘણે ભાગે સારૂં પરિણામ કહેવાય નહીં. જો વાદ કરવાની જરૂર લાગે તો સામા માણસની ખરી વાત હોય તે બને તેટલી કબૂલ રાખો, અને અમુક મુદ્દા ઉપર તેનું લક્ષ રહ્યું નથી તે બતાવી આપવાનો યત્ન કરો. વાદવિવાદમાં પોતે કયા મુદ્દા ઉપર ખોટા છે તે ઘણા થોડા માણસો જાણી શકે છે; તોપણ તે તેમને પસંદ પડતું નથી. વળી પોતે હાર ખાઇ ગયા છે એવું તેઓ સમજયા હોય તોપણ એમ કહી ન શકાય કે પોતે ખોટા હતા એવી તેમની ખાત્રી થઇ છે. ખરેખર કોઇ પણ માણસના વિવાદથી ખાત્રી કરવાનો યત્ન કરવો એનો ઉપયોગ ખરૂં જોતાં કંઇ નથી એમ કહેવું ભાગ્યેજ વધારે પડતું ગણી શકાય. તમારા મુદ્દા બને તેટલે દરજ્જે સ્પષ્ટ રીતે અને ટુંકામાં દર્શાવો, અને તેથી તેને પોતાના મત માટે શંકાશીલ કરી શકો તો એના કરતાં કંઇ વધારે આશા તમારે રાખવી નહીં. તમારી ધારણા પાર પાડયાનું તે પહેલું પગથિયું સમજવું.

વાતચિત એ એક પ્રકારની કળા છે, અને જેમને વધારે વાત કહેવાની છે તેઓજ સારા વાત કરનારા છે, એમ કોઇ રીતે સમજવું નહીં; તોપણ લૉર્ડ ચેસ્ટર્ફીલ્ડ કહે છે તે પ્રમાણે કહેવું એ તો ખરેખર હદપાર જવા જેવું ગણાશે. "ડિસ્કાર્ટીસ અથવા સર આઇઝાક ન્યૂટનના કરતાં ઘણાંખરાં કેપ્ટનસ ઓફ ફૂટ ( લશ્કરી ખાતાના કમાન )ની સોબત વધારે પસંદ કરવા યોગ્ય છે."

સારા વાત સાંભળનારા થવું એ સારા વાત કરનારા થવા

જેટલું મુશ્કેલ છે એવું હું કહી શકતો નથી, પણ બેશક તે કોઇ પણ રીતે સહેલું નથી, અને લગભગ તેટલુંજ અગત્યનું છે. જે જે વાત તમારા આગળ કહેવામાં આવે તે સઘળી તમારે ટીકાકાર તરીકે કે ન્યાયાધીશ તરીકે સાંભળવાની નથી, પણ તમારે તમારો વિચાર બાંધવો નહીં અને બોલનારની લાગણીની કદર કરવાનો તમારે યત્ન કરવો. તમે જો માયાળુ અને દાઝ જાણનારા હશો, તો તમારી સલાહ ઘણીવ૨ લેવામાં આવશે; અને ચિંતા તથા સંકટના સમયમાં ઘણા માણસને તમે મદદ અને આશ્વાસન આપી શકો છો એવું તમને લાગવાથી તમને ઘણો સંતોષ અને આનંદ થશે.

જુવાન હો ત્યારે ઘણુંજ માન મેળવવાની અપેક્ષા રાખતા નહીં બેસો, સાંભળો, અને ખેલ જોયા કરો. આ તો જગજાણીતી વાત છે કે તમાસગીર હોય છે તે ખેલનો ઘણો ભાગ જોઇ શકે છે; અને જ્યારે તમારા ઉપર કોઈનું લક્ષ ગએલું હોતું નથી, ત્યારે તમે જેવામાં આવ્યા હો તે વખતના કરતાં વધારે નહીં તોપણ તેટલે અંશે તો સારી રીતે ત્યાં ચાલતી બાબત તમે જોઈ શકશો. જાણે તમે અદૃશ્યતાનું ઢાંકણુ ઓઢીને રાખ્યું ન હોય તેવું આ પ્રસંગે લાગશે.

વિચાર કરવો એ વાત ઘણા માણસોને કંટાળા ભરેલી લાગે છે, અને તેટલા માટે વિચાર કરવાની તસ્દી ન લેવાની ખાતર તેઓ તમારૂં મૂલ તમારી પોતાની આંકણી પ્રમાણે કબૂલ રાખશે.

તમારે પોતે કોઇને દુશ્મન કરવા નહીં; એના કરતાં વધારે ખોટું કામ બીજું કંઇ થવાનું નથી.

"એક મૂર્ખને તેની મૂર્ખાઇના પ્રમાણમાં ઉત્તર આપવો
નહીં; કેમકે તેમ કરવાથી તમે પણ તેના જેવા જ

થઇ જશે. "*

આટલું યાદ રાખજો કે, "સભ્યતાવાળો જવાબ રોષ ઉતારી નાખે છે," પરંતુ ગુસ્સાવાળો ઉત્તર એ હાંસી કરતાં ઓછી મૂર્ખતાવાળો છે. કોઇ સામો માણસ પોતાની હાંસી કરે તેના કરતાં ગાળો દે કે નુકસાન કરે તે સેંકડે નેવું માણસ વધારે પસંદ કરશે. કોઇ પણ બીજી વાત માણસ જલદીથી વિસરી જશે, પણ હાંસી થઇ હોય તે ભૂલતો નથી.

"ભ્રાન્તિ દૂર થવી તેના કરતાં છેતરાવું એ વધારે આનંદ-કારક છે." એથન્સ શહેરના વતની થ્રાસિલ્લાસનું મગજ ખસી ગયું હતું તે વખતે તે એમ ધારતો હતો કે પિરીઅસમાંનાં સઘળાં વહાણ એનાં પોતાનાં હતાં પરંતુ ક્રિટોએ તેને સારો કર્યો ત્યાર પછી તે સખત ફરિયાદ કરવા લાગ્યો કે તેનાં વહાણ કોઇએ લુંટી લીધાં છે. લોર્ડ ચેસ્ટર્ફીલ્ડ કહે છે કે, "એક ઠઠ્ઠાની ખાતર મિત્ર ગુમાવવો એ મૂર્ખાઇ છે; પણ મને લાગે છે કે એક નિસ્પૃહી અને ત્રાહિત માણસને ટોળની ખાતરજ દુશ્મન કરવો એ કંઇ ઓછી મૂર્ખાઇ નથી."

જરા જરામાં તમારૂં અપમાન થાય છે એવો વહેમ લાવવો નહીં, અગર સામા માણસ તમને હસે છે એમ ધારવું નહીં. 'ઓસસ્ટ્રેટેજમ' નામના પુસ્તકમાં સ્ક્રબ કહે છે તેમ પણ કહેવું નહીં કે, "તેઓ મારા તરફ જોઇને હસતા હતા તેથી તેઓ મારીજ વાતો કરતા હતા એવું મને ખાતરીથી લાગે છે." બીજી તરફથી જોતાં જો સામા માણસો તમારીજ મજાક કરતા હોય તો તેમાં તેમને મહાત કરવાનો પ્રયત્ન કરો. જો તેમની

* કહેવત.

સાથે તમે ખરા દિલથી સામેલ થઇ જશો તો તમે તેમની બાજી ફેરવી નાખશો; અને એમ કરવાથી તમને નુકસાનને બદલે લાભ થશે. જે માણસની મજાક થતી હોય તે પોતે બીજાઓની સાથે દાખલ થઇ જાય છે તો તેને સઘળા ચાહે છે; અને તે ખરેખર છે, કારણ કે તેના આવા વર્તન ઉપરથી તે ખુશમિજાજનો અને સારી સમજ–બુદ્ધિવાળો માણસ છે એવી બધાની ખાતરી થાય છે. વળી તમારાં પોતાનાં આચરણ માટે તમે પોતે હસશો તો બીજા માણસો તમને હસશે નહીં.

તમારા પોતાના જે અભિપ્રાય હોય તે ખરેખરા કહેવાની હિંમત રાખવી જોઇએ. કેટલીક વાર તમારા વિચાર માટે લોકો તમને હસશે એવું ધારીજ રાખવું; પરંતુ તેથી તમને કંઇ નુકસાન થવાનું નથી. તમે ખરેખરા જેવા હો તેવા બહાર જણાવવામાં કંઇ પણ હસવા જેવું નથી; પણ છત ન છતાં ડોળ ઘાલવું એ ઘણું હાસ્યજનક છે. ઘણીક વાર કંઇક કલ્પિત હરકતની ખાતરજ લોકો મનમાં સંતાપ કરે છે, ગુસ્સે થાય છે, અને સામા માણસ માટે મનમાં અભાવ લાવે છે.

નિખાલસ દિલના થાઓ, છતાં સંકોચવૃત્તિવાળા રહેવું જોઇએ. તમારી પોતાની વાતો તમારે બહુ કરવી જોઇએ નહીં; તમારા સંબંધની, તમારા લાભની, કે તમારા વિરૂદ્ધની વાતો ન કરવી; પરંતુ સામા માણસને પોતાના સંબંધની વાતો કરવી હોય તેટલી કરવા દેવી. એ પ્રમાણે તેઓ કરતા હશે તો તેનું કારણ એજ કે તે તેમને પસંદ છે; અને તેથી તમે તેમનું કહેવું સાંભળશો તો તમારે માટે તેઓ સારો મત બાંધશે. ગમે તેમ હો પણ તમારી ખાસ ફરજ ન હોય તો, સામો માણસ તમને મૂર્ખ કે જડભરત જેવો લાગે છે એવું તેને જણાવશો નહીં. એ

પ્રમાણે તેને જણાવશો તો તેને ફરિયાદ કરવાનું ખરૂં કારણ મળશે. કદાચ તમારો બાંધેલો વિચાર ખોટો પણ હોય; તમારે માટે તે માણસ એવોજ વિચાર બાંધશે અને તે કંઇક અંશે કારણસર પણ ગણાશે.

બર્કે એક વખત કહ્યું હતું કે આખી પ્રજાની સામે તે કંઇ તહોમત મૂકી શકતો નહોતો, અને કોઇ પણ વર્ગ કે મહાજનના ઉપર ટીકા કરવી એ ઘણુંજ અવિચારનું અને ગેરવ્યાજબી કામ છે. અમુક વ્યક્તિ ઉપર ટીકા થઇ હોય છે તો તે ઘણી વાર તે વાત વિસારી દે છે, ને બોલનારને માફ કરે છે; પરંતુ મંડળીઓ કે મહાજન તે પ્રમાણે કરી શકતા નથી. વળી માણસો પણ પોતાનું અપમાન થયું હોય છે તેના કરતાં ઇજા કે નુકશાન થયું હોય છે તેને માટે જલદીથી માફી આપશે. જાણે કંઇ અક્કલજ નથી એવું કોઈને માટે બતાવવામાં આવ્યું હોય, તે તેના મનમાં ઘણુંજ સાલે છે. સામા માણસને ચીઢવવાથી કે હાંસી કરવાથી કદી પણ તમારો અર્થ સરવાનો નથી.

'એકરમેન સાથે વાતો' નામના પોતાના ગ્રંથમાં ગીતેએ અંગ્રેજ લોકોનાં વખાણ કીધાં છે. તેણે કહ્યું છે કે મંડળીમાં તેઓ પ્રવેશ કરે છે તે રીત અને તેમાં તેનું વર્તન એવું હિંમતવાળું અને નિશ્ચિંત હોય છે કે, તેઓ દરેક જગ્યાએ પોતેજ માલિક હોય અને આખી દુનિયા તેમનાજ તાબાની હોય, એવું કોઇના ધારવામાં આવે. એકરમેને જવાબ આપ્યો કે 'જુવાન જર્મનો કરતાં જુવાન અંગ્રેજો વધારે હોંશિયાર, વધારે કેળવાએલા અથવા વધારે છાતીવાળા તો બેશક નથીજ.' ગીતેએ આનો ઉત્તર વાળ્યો કે, "મુદ્દાની વાત કંઇએ નથી. આવી બાબતોમાં તેમનું ચઢિયાતાપણું નથી; તેમ તેમની જન્મ સ્થિતિ અને સંપ-

ત્તિમાં પણ તે રહેલું નથી, પરંતુ કુદરતે તેમને જેવા બનાવ્યા છે તેવા રહેવામાં તેમનામાં હિંમત રહેલી છે; ત્યાંજ ખરેખરૂં ચઢિયાતાપણું છે. તેમનામાં કોઇ પણ પ્રકારે અધકચરાપણું રહેલું નથી. તેઓ પરિપૂર્ણ માણસ છે. કેટલીક વાર તેઓ પૂર્ણ મૂર્ખ પણ છે, એ હું તુરત કબૂલ, કરૂં છું, પરંતુ તે પણ કંઇક છે, અને તેમાંએ મહત્વ રહેલું છે."

દરેક કામ અથવા ભાંજગડમાં ધીરજ રાખવી જોઇએ. ઘણા માણસને તેમની માગણી પ્રમાણે ન થાય તોપણ તેમની વાત સાંભળી લેવાથી સંતોષ મળે છે. (ઘણા માણસને એમ થાય છે કે અમારી માગણી સ્વીકારવામાં ન આવે તો અડચણ નહીં, પણ અમારે જે કહેવાનું છે કે તે સઘળું સાંભળી લેવામાં આવે તોપણ સારૂં.) આ પ્રમાણે કરવાથી ઘણા સામાવળિયા માણસોને થકવી નાખવામાં આવેલા છે.

વિશેષ કરીને તમારે કદી પણ મિજાજ ખોવો નહીં, અને કદી મિજાજ જાય તો કોઇ પણ રીતે મુંગા તો રહેવુંજ, અને મિજાજ ગયો છે એવું જણાય નહીં એવો પ્રયત્ન કરવો.

'ગુસ્સે થવું નહીં, અને ક્રોધ દૂર કરો; કોઇનું ખોટું થઇ જાય એટલે સુધી કદી ચીઢવાવું નહીં.' *

કેમકે—'સભ્યતાવાળો જવાબ રોષ ઉતારી નાખે છે; પણ ભારે શબ્દો ક્રોધને જાગૃત કરે છે.' [૧]

જ્યાં તમારી જરૂર નહીં હોય તેવા કામમાં કે તેવી જગ્યાએ કદી માથું મારતા જવું નહીં. બીજી કોઇ જગ્યાએ કામ કરવાના પ્રસંગ તમને પુષ્કળ મળશે. માખીને જેમ્સ રાજાએ

* સામ (ખ્રિસતિ ભજન) ૧ કહેવતો.

કહ્યું કે, 'શું, મારા તાબામાં ત્રણ રાજ્ય નથી? અને તેમ છતાં પણ તારે મારી આંખમાંજ પડવાની જરૂર છે?' ૧

ભલતીજ વાત કરવાની અથવા દિલગીરી ઉત્પન્ન કરે તેવી પાછલી વાતો યાદ કરાવે, કે મતફેર કરાવે તેવા કોઇ વિષયની વાત કાઢવાની કેટલાક લોકોમાં ખાસ યુક્તિ હોય છે.

શાસ્ત્રની એક પણ શાખા મનુષ્ય સંબંધી જ્ઞાન મેળવવાની શાખા કરતાં વધારે ઉપયોગી નથી. કયા માણસનો વિશ્વાસ કરવો અને કોનો ન કરવો એ જાણવાને સારૂ ફક્ત નહીં, પણ તેમનો કેટલે અંશે અને કઈ બાબતમાં વિશ્વાસ કરી શકાય, તે જાણવાને સારૂ વિવેકથી નિશ્ચય કરવાની શક્તિ હોવી એ ઘણી અગત્યની બાબત છે. આ વાત કોઈ પણ રીતે સહેલી નથી. જે માણસો તમારી સાથે અને તમારા તાબામાં કામ કરવાના હોય તેમની સારી પસંદગી કરવી. જે કામને જે માણસ લાયક હોય ત્યાં તેને ગોઠવવો એટલે ચોખૂણ બાકામાં ચોખૂણ માણસ મૂકવો અને ગોળાકાર બાકામાં ગોળાકાર માણસ મૂકવો, એ કામ ઘણું અગત્યનું છે.

"કોઇ માણસને માટે તમને શંકા આવતી હોય
તો તેને તમારા તાબામાં નીમશો નહીં. જો તેને નીમો
તો તેને માટે વહેમ રાખશો નહીં." ૨

જે અણવિશ્વાસ રાખે છે તેના કરતાં જે વિશ્વાસ રાખે છે તે ઘણીવાર ખરા ઠરેલા છે.

સામા માણસ પર વિશ્વાસ રાખો તો તે પૂરો રાખવો, પરંતુ તેમાં વિવેકની હદ છોડવી નહીં. અર્લિન સમજુ હતો તો

૧ સેલ્ડન કૃત 'ટેબલ ટૉક'.

૨ કોન્ફ્યુસિયસ.

પણ વિવીઅને તેને કહ્યું કે, 'મારા પર ભરોસો રાખો તો એમનો એમ સંપૂર્ણ રાખો, અગર સમૂળગો ન રાખો.' તેના ઉપર વિશ્વાસ રાખી તે વગર વિચારે તેને આધીન થઇ ગયો તેથી તેણે પોતાની જીંદગી ગુમાવી હતી.

હમેશાં વિચારશીલ રહો. તમારા પોતાના મનની છાની વાત મનમાં રાખવી જોઇએ. જો એવી વાત તમે પોતે છાની રાખી નહીં શકશો તો બીજા તે વાત છાની રાખે એવી તમારાથી આશા રાખી શકાય નહીં. "એક સુજ્ઞ પુરૂષનું મ્હોં તેના હૈયામાં છે. એક મૂર્ખનું હૈયું તેના મ્હોંમાં છે; કેમકે જે વાત તે જાણે છે અથવા જેનો વિચાર તે કરે છે તે તે મ્હોડેથી કહી દે છે."

તમારી બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ. તમારી તર્કશક્તિ ચલાવી જોવી જોઇએ. આ શક્તિ કદી ભૂલ ન કરે એવું નથી, પરંતુ તે પ્રમાણે ચાલવાથી થાપ ખાવાનો ઓછો સંભવ છે ખરો.

ભાષણ (બોલવું તે) ઉત્તમ છે, અગર હોવું જોઇએ, પણ મૂંગા રહેવું તે ઉત્તમોત્તમ (ઉમદા) છે.

ઘણાક માણસો વાત કરે છે તે કંઇ કહેવાનું હોય છે તેથી કરે છે એમ નથી, પણ ફક્ત કરવાના શોખની ખાતરજ એમ કરે છે. વાત કરવી એ જીભની કસરત હોવાને બદલે મગજની કસરત હોવી જોઇએ. વાતોડિયાપણું-વાત કરવાની ખાતરજ વાત કરવાનો શોખ-એ કાર્ય સફળ કરવામાં ઘણે ભાગે આડે આવનારી બાબત છે. માણસ "વાત કરવાના જુસ્સામાં પોતે ધારી હોય તેથી ઉલટીજ વાત કરવાને, અને પછવાડેથી જેને માટે ન કહેવાઇ હોત તો સારૂં એવું ઇચ્છે છે તેવી કરવાને દોરવાઇ જાય છે; અગર તો અયોગ્ય બાબતો તેનાથી બોલાઇ જાય છે કે જે કહેવામાં તેમનો કાંઇ હેતુ હોતો નથી, પણ જીભ

ચલાવવાની ખાતર જ તેઓ કહે છે......અને આવી નિરંકુશ વાક્પટુતા તથા છુટી જીભને લીધે તે સંસારમાં અનેક જણને દુઃખ તથા સંતાપ કરે છે. જે માણસના સંબંધમાં આવી વાત કરી હોય છે, તેના મનમાં ઘણો ગુસ્સો પેદા થાય છે; બીજા કેટલાકોમાં માંહોમાંહે કજીઓ ને કંકાશના બી રોપાય છે; અને કેટલાકના મનમાં જે કંટાળો કે નાખુશી થએલી હોય, અને જે આ પ્રમાણે ન થયું હોત તો ધીમે ધીમે વિસરી જવાત, તે આ કારણથી જાગૃત થાય છે–તેમાં વધારો થાય છે. " [1]

ટેમરેટ્સ સંબંધી પ્લૂટાર્કે એક વાત કહેલી છે કે, " તમે મૂર્ખ છો તેથી કે જોઇએ તેવા શબ્દો વાપરી નથી શકતા તેથી તમે મૂંગા રહો છો. " એવું એક મેળાવડામાં જયારે તેને પૂછવામાં આવ્યું, ત્યારે તેણે ઉત્તર આપ્યો કે " મૂર્ખ માણસ કદી ચૂપ રહી શકતો નથી. " સોલોમને કહ્યુ છે કે,

" ઉતાવળમાં ગમે તેવા શબ્દો બોલી જતો હોય
તેવો માણસ તેં જોયો છે ? આવા માણસ કરતાં
મૂર્ખ માણસ માટે વધારે આશા રાખી શકાય. " [2]

તમે પોતે બીજા કરતાં વધારે ચઢિયાતા છો એવું દે- વાનો કદી યત્ન કરશો નહીં. બીજા આગળ હલકા પાડ[illegible] આવે એ વાત કોઇને પસંદ પડતી નથી; લોકોને એના [illegible] દુઃખ લગાડનારી વસ્તુ થોડી મળી આવે છે.

તમે જે હકીકત જણાવો તે ખરીજ છે એ[illegible] ધડકપણે કદી કહેવાની ટેવ રાખવી નહીં. તમારી [illegible] ખાતરી હોય તોપણ તમે કદાચ ખોટા હો. ય[illegible]

---

૧ ડા. બટલરના 'સર્મનો'  ૨ કહેવતો.

શક્તિ આપણને ઘણી વાર વિચિત્ર રીતે છેતરે છે; અને આપણા કાન તથા આંખ પણ કેટલીક વાર છેતરે છે. (ઘણી વાર કાનોકાન સાંભળેલું કે આંખે જોએલું પણ ખોટું પડે છે.) આપણા જે અભિપ્રાય બંધાયા હોય છે, ને તેમાં જે દૃઢ થએલા હોય છે તે પણ મજબુત પાયા પર બંધાએલા હોતા નથી એવું નીકળી આવે છે. વળી તમે જો ખરા હો તોપણ પૂરેપૂરી ખાતરી છે એવું નહીં માનવામાં તમને કંઇ નુકસાન થવાનું નથી.

કાર્ય કરવામાં પણ જરૂર કરતાં વધારે ભરોસે રહેવું નહીં, તેમ આવેલી તક કદી ગુમાવી દેવી નહીં.

એવું કહેવાય છે કે જે માણસ રાહ કેવી રીતે જોવી તે જાણે છે, અને જ્યારે તક આવે છે ત્યારે તેનો ઉપયોગ કરી લાભ લે, તેને સઘળી ધારેલી વસ્તુ મળી આવે છે.

'માણસ પોતાનું ધારેલું કામ કરી શકે એવું હોય
છે તે વખતે જો તે કરવાની ઈચ્છા રાખતો નથી,
તો જે વખતે તે કરવાની પોતે જે ઇચ્છા બતાવશે
તે વખતે તે કરી શકશે નહીં. (પાર પાડી શકશે નહીં.)'

હાથ આવેલી તક એક વખત ગુમાવી દીધી તો ફરીથી તે તમને કદી મળવાની નથી.

"મનુષ્ય પ્રાણીના કામકાજમાં એક વાર જુવાળ
ચઢે છે, તેથી તેવા ચઢતા જુવાળનો લાભ લીધો
હોય, તો તેનું નસીબ ખુલી જાય છે. જો તે તક
ચુકી ગયા તો તેમની આખી જીંદગીની સફર આફત
અને દુઃખથી ભરેલી નીવડે છે. આવા ચઢતા જુવા-
ળમાં આપણે ઝોલા ખાઈએ છીએ, અને તેટલા માટે

તેનો બને તેટલો લાભ લઇ લેવો ઠીક છે, નહીંતર
બધો માલ વગેરે ગુમાવી આશા છોડી બેસવું જોઇએ." ૧

આપણા કામમાં સાવધ રહેવું જોઇએ, પરંતુ હદપાર સાવધ રહેવાની જરૂર નથી. ચૂક કરવાની અતિ ઘણી ધાસ્તિ રાખવી નહિ. 'જે માણસ કદી પણ ચૂક કરતો નથી' તે કંઈ કામ કરી શકવાનો નથી.'

હમેશાં તમારે તમારો પોશાક ઠીકઠાક રાખવો જોઇએ; પોશાક પહેરવાની તો આપણને જરૂર છે. તેટલા માટે ઘણા દબદબાવાળો નહીં, પણ સાધારણ રીતે સારો હોવો જોઇએ ખરો. આ પોશાકથી વખતનું કે પૈસાનું ઉડાઉપણું જણાવું ન જોઇએ; પરંતુ પોશાક સારી જાતના કપડાનો બનાવેલો હોય એટલી કાળજી રાખવી જોઇએ. પહેરેલાં કપડાં ઉપરથી લોકો એટલે સુધી અનુમાન બાંધે છે કે આપણને અચંબો ઉત્પન્ન થાય છે.[૨] તમે જે માણસોના સંબંધમાં આવે છો તેમાંના ઘણાક તો મુખ્યત્વે કરીને બહારના દેખાવથીજ મારી ખાય છે, અને તેથી વધારે માણસો તમારા પોતાને માટે અભિપ્રાય બાંધવાને તમારા બહારના દેખાવ સિવાય બીજો કંઈ આધાર નથી. આંખે જોયા પરથી અને કાને સાંભળ્યા પરથી અંદરનો—મનનો—ભાવ નક્કી થાય છે; અને તમને એક માણસ બરોબર ઓળખી શકે છે, તો સો માણસ બહારથી જ જાણી શકે છે. વળી તમે તમારા પોતાના જ સંબંધમાં અવ્યવસ્થિત અને કાળજી વગરના હશો તો સાધારણ અનુમાન તો એવું જ થવાનું કે બીજી બાબતમાં પણ તમે તેવા કાળજી વગરના થશો.

૧ શેક્સપીઅર. ૨ આપણામાં કહેવત છે કે—' અન્નવસનું માણસને [illegible]ીરા વસ્ત્રાનાં લુગડાં' તથા ' [illegible] તુર [illegible]ની હજાર તુર કપડા.'

કોઈ મંડળીમાં તમે દાખલ થાઓ ત્યારે જે માણસોની સભ્યતા ઉત્તમ અને આનંદ આપનારી માલમ પડે તેમનું વર્તન લક્ષ પૂર્વક ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવાનું શીખો. 'સભ્યતા એજ માણસ બનાવે છે,' અને 'આનંદ આપનારી વર્તણુક એ હમેશને માટે ભલામણનો આધાર છે;'[1] આવું જે જૂની કહેવતમાં કહેલું છે તેમાં કંઇક અતિશયોક્તિ છે તોપણ ઘણે ભાગે તે ખરૂં છે. 'સભ્યતા એ દરેક માણસને કંઈક લાભકારી છે, અને કેટલાકને તેજ મુખ્ય લાભકારી છે.'[2] જ્ઞાન અને ગુણ એથી સામા માણસનું મન હરી લેવાતું નથી, જો કે તેમ થયા પછી તેને લીધે તે જાળવી રખાય છે ખરૂં. "તમારી ચપળતા, ડોળ, અને ચાલવાની રીતથી સામા માણસની નજર તમારા તરફ રહે તેમ કરો; તમારી બોલવાની મધુરતા અને પદલાલિત્યથી તેમના કાનને ખુશ કરો; આમ થવાથી તેમનાં મન નિઃસંય (ઘણું કરીને—એમ કહેવું વધારે યોગ્ય છે) તમારા તરફ દોરવ શે."[3] દરેક માણસને આંખ ને કાન છે, પણ પાકો ઠરેલ વિચાર બાંધવો એ ગુણ દરેક જણમાં હોતો નથી. આ દુનિયા એક રંગભૂમિ છે, તેમાં આપણે જુદા જુદા ભાગ લેનારાં પાત્રો છીએ, અને તેથી દરેક જણના જાણવામાં છે કે નાટક જે રીતે ભજવવામાં આવે છે તેની ઉપરજ તેમાં મેળવવાની ફતેહનો આધાર છે.

પોતાના પુત્ર વિષે બોલતાં લોર્ડ ચેસ્ટર્ફીલ્ડે કહ્યું છે કે, "તેઓ મને જણાવે છે કે જ્યાં જ્યાં તે ઓળખાએલો છે ત્યાં ત્યાં તેને માટે સઘળાને સારી પ્રીતિ ઉત્પન્ન થ મલી છે; અને

૧ બેકન. ૨ બિશપ નિકલસન

૩ લોર્ડ ચેસ્ટર્ફીલ્ડે.

આ સાંભળી હું ખુશી થયો છું; પરંતુ તેની ઓળખાણ થયા પહેલાં તેને માટે લોકોને ભાવ ઉત્પન્ન થાય, અને પછી તેને માટે પ્રીતિ થાય એ હું વધારે પસંદ કરૂં છું........આ બાબતો તમે ઘણી ઓછી અગત્યની ધારતા હશો તો મારે કહેવું જોઇએ કે મનુષ્યની પ્રકૃતિ તમે સારી રીતે સમજ્યા નથી. આ બાબતો ઉપર જેમ વધારે લક્ષ અપાય તેમ સારૂં. માણસનું મન હમેશાં તે તરફ રોકાયલું રહે છે, અને તે બાબતની સમજણ એ પરપોટા જેવી વાત છે."

સરસ્વતીદેવી જેટલે અંશે માણસને દુનિયાદારીમાં મદદગાર થાય છે તેટલે અંશે લગભગ સૌન્દર્ય પણ મદદગાર થાય છે. આપણે બધા જાણીએ છીએ કે, "એક માણસ ઘોડો ચોરી જાય છે તેમ છતાં બીજો વાડની આસપાસ નજર પણ કદાચ કરતો નથી." આનું કારણ શું? કુદરત એવી કે એક જણ ખુશ કરે તેવી રીતે કામ કરે છે, અને બીજો પસંદ ન પડે તેવી રીતે કરે છે. હોરેશ કહે છે કે સૌન્દર્ય વગર જુવાની અને ચપળતા, વક્તૃત્વ અને [illegible] પણ કામ કરવા અશક્ત હતાં.

# પ્રકરણ ૩ જું.

## નાણાં સંબંધી બાબતો.

કરકસરનો ગુણ ઇંગ્લંડના લોકોમાં જોઇએ તેટલો નથી. આ દેશની પ્રજા ઘણી મહેનત કરે છે અને સારા પૈસા કમાય છે, પરંતુ તેના કરતાં બીજી પ્રજાઓ પૈસા જાળવી રાખવાની બાબતમાં ચડે છે. એક વૃદ્ધ ડાહ્યા કવેકરે પોતાના પુત્રને કહ્યું હતું કે, "તું જે સંગ્રહ કરશે તે પરથી નહીં પણ તું જે ખરચ કરશે તે પરથી તું પૈસાદાર થઇશ કે કેમ તે નક્કી થઇ શકશે."

પૈસાદાર થવાનો પ્રશ્ન બાજુ ઉપર મૂકીએ તોપણ ભવિષ્યમાં જે તંગી પડે તેને માટે જોગવાઇ કરી રાખવાને સારૂ પૈસા બચાવવા એ ડહાપણનું અને વાજબી કામ છે. "જયારે ગરીબી બારણે આવે છે ત્યારે પ્યાર બારીએ થઇને નાશી જાય છે," એ કહેવત નીચા મનની નિશાની બતાવી આપે છે; પરંતુ બૈરી અને છોકરાંને અન્ન, કે કપડાં કે દવાદારૂ, કે આરામ અને હવાફેર કરવાની ગુંજાસ વગરનાં રઝળતાં જોવાં અને તમે વિચારપૂર્વક વર્તન રાખી ઉદ્યોગી રહ્યા હોત, અથવા અટકાવ વગર ભોગવેલા ભોગ, જે કદાચ નિર્દોષ હશે પણ જે જરૂરના નહોતા, તે ભોગવતાં પહેલાં મન પર અંકુશ રાખ્યો હોત તો બૈરી છોકરાં પોતાને માથે આવી પડેલાં દુઃખ ચિંતામાંથી મુક્ત રહ્યાં હોત એવું મનમાં લાગવું, એ ખરેખર ખેદકારક છે. ફક્ત પૈસાની ખાતર જ કરકસર કરવી એ વાજબી અને મર્દાઈ દેખાદનારી બાબત છે.

હમેશાં ખર્ચનો હિસાબ રાખવો જોઇએ, અને તે કાળજીપૂર્વક રાખવો જોઇએ. હું એમ નથી કહેતો કે દરેક નાની મોટી

વિગત લખી રાખવી જોઇએ, પરંતુ ખરચ કઇ કઇ બાબતમાં કેટકેટલો થાય છે અને ખરીદ કરેલી વસ્તુઓની શી કિંમત પડેલી છે તે જાણવાનું સાધન તમારી પાસે રહેવું જોઇએ. પોતાની ઉપજ કેટલી છે અને ખરચ કેટલો છે તે જે માણસ જાણે છે તે કદી હદ બહાર જશે નહીં. ઉડાઉ માણસ આંખો મીચીને ખરચ કરે છે. ખુલ્લી આંખે કોઈ માણસ ખુવારીને રસ્તે ચઢતો નથી.

આ ઉપરથી સમજવાનું છે કે તમે જોઇએ તે રીતે ખરચ કરો, પણ તે કદી આવક કરતાં વધતો ન જોઇએ. દર વર્ષે નાની સરખી રકમ પણ બચાવવી જોઇએ. પરંતુ કોઇ પણ રીતે દેવું તો કરવુંજ નહીં. ડિકન્સ કહે છે કે ( જો કે આ સલાહ ગ્રંથકાર મી. મીકાબરને મ્હોડે કહેવડાવે છે તોપણ તેમાં ઓછું ડહાપણ નથી ) “ જો માણસની વાર્ષિક ઉપજ વીસ પાઉન્ડ હોય, ને વાર્ષિક ખરચ ૧૯ પાઉન્ડ ૧૯ શીલીંગ ને ૬ પેન્સ હોય તો આખર સરવાળે તેનું પરિણામ સુખ થાય છે; પણ વાર્ષિક ઉપજ ૨૦ પાઉન્ડ હોય, ને વાર્ષિક ખરચ ૨૦ પાઉન્ડ ને ૬ પેન્સ હોય તો આખર સરવાળે તેનું પરિણામ દુઃખ થાય છે.”* આ પ્રમાણે બને છે ને તેમાં તફાવત ફક્ત એકજ શીલીંગનો છે

દેવું એ પરવશતા ( ગુલામગીરી ) છે એમ કહેવું કોઇ પણ રીતે વધારે પડતું નથી. કહેવત છે કે ‘ જે ઉછીનું માગતો જાય છે તે આખરે પસ્તાવો કરે છે. ’ આ સંસારમાં ઘણીક બાબતો આપણને કંટાળો આપનારી કે નાપસંદ પડતી હોય છે. હોરેસ ગ્રીલા જે ઘણો અનુભવી ગૃહસ્થ હતો તે કહે છે કે તે ખરેખર અને યોગ્ય છે. “ ભૂખ, ઠંડી, ચીંથરા, સખત મહેનત, તિરસ્કાર,

* ડેવિડ કોપરફીલ્ડ.

વહેમ, ગેરવાજબી ઠપકો એ બધું પસંદ ન પડે એવું છે; પરંતુ તે બધાના કરતાં દેવું એ ઘણે દરજ્જે નઠારૂં છે. કદી પણ કરજ કરશો નહીં; તમને દર મહિને ચારજ રૂપિયા મળતા હોય ને વધારે મળી શકે એવું ન હોય તો શેર ચણા લાવી શેકીને તે ખાઇ તમારો નિર્વાહ કરજો, પણ પાંચ રૂપિયા કોઇનું દેવું રાખશો નહીં."

કોબ્ડને કહ્યું છે કે, "આ દુનિયાના લોકોના હમેશાં બે વર્ગ પાડી શકાય છે. એક જેઓએ કંઇ બચાવ્યું હોય તે, અને બીજો જેઓએ ખરચી નાખ્યું છે તે,—પૈસા બચાવનારા અને ઉડાઉ. મકાનો, કારખાનાં, પૂલો, વહાણો બધાં બંધાયાં છે તે, તેમજ જે જે બીજાં મોટાં કામોથી માણસ સુધર્યો છે અને સુખી થયા છે તે બધાં કામો પૈસા બચાવનારા—તપાસીને ખરચ કરનારાઓ—ને હાથે થએલાં છે; અને જે માણસોએ પોતાના પૈસા ખુવાર કરી નાખ્યા છે તેઓ તેમના હમેશના તાબેદાર જેવા બનેલા છે. આ પ્રમાણે બનવું એ કુદરતનો તથા ઇશ્વરી નિયમ છે; અને ગાફેલ, અવિચારી કે આળસુ રહેવાથી કોઇ પણ વર્ગ ચઢતીમાં આવી શકશે એવું હું તમને જણાવું તો ખરેખર હું ઢોંગી માણસ ગણાઉં.",

પ્લુટાર્કે કહ્યું છે કે, "ઈફીસીસ ગામમાં આવેલા આર્ટિમીસના દેવળમાં દેણદારો શરણે જાય છે ત્યારે તેમના લેણદારોથી તેમનું રક્ષણ કરવામાં આવે છે, અને તેઓ નિશ્ચિંતપણે ત્યાં રહે છે; પરંતુ ડાહ્યા વિચારવંત માણસોને માટે કરકસરનું પવિત્ર આશ્રયસ્થાન દરેક જગ્યાએ ખુલ્લું છે, અને ત્યાં દાખલ થવાથી તેમને પૂરતો આરામ લેવાને આનંદી અને આબરૂવાળી પુષ્કળ જગ્યા મળી શકે એવું છે." આટલા માટે રોજગારના પ્રસંગ

સિવાય બીજા કામ માટે કોઇની પાસે ઉછીતું લેવું નહીં કે ધીરવું નહીં. દેવાદાર પાસેથી તમારા પૈસા પાછા મળવાના નહીં, તેમ તે ઉપકાર પણ માનવાનો નહીં, કારણ તે હમેશાં પોતાને નુકસાન થયું જ સમજે છે. તમારી ગુંજાસ પ્રમાણે ઉદાર દીલથી જે આપવું હોય તે તેમને આપો, પરંતુ તે પાછું લેવાની આશા રાખશો નહીં.

જો શરૂઆતમાં તમારી પાસે પૈસા થોડા આવતા હોય કે થોડા ભેગા થતા હોય તોપણ તમારે નિરાશ થવું નહીં. પૈસા મેળવવાનો રસ્તો ઘણો લાંબો છે અને તેમાં આડાતેડા વળવાનું હોતું નથી; અને જો કદાચ એવું બને કે શરૂઆતમાં તમારી પાસે પૈસો ઘણી સહેલાઈથી આવી જાય, તો તે બધા વાપરી નાખશો નહીં, પરંતુ આસમાની સુલતાનીના પ્રસંગ માટે તેનો સંગ્રહ કરી રાખજો. આવે સમયે યાદ રાખવું જોઈએ કે ખરાબ રસ્તામાં વાંક હોય છે તેમ સારા રસ્તામાં પણ વાંક આવે છે; અને વખત જતાં ઘણું કરીને તમારે અનેક પ્રકારનાં કામ માટે પૈસાનો ખપ વધારે વધારે પડતો જશે. વેપારમાં પડેલા ઘણાક માણસો પોતાના હાથમાં શરૂઆતમાં સારા પૈસા ભેગા થવાથી ખુવાર થઈ ગયેલા છે.

ઉતાવળે પૈસાદાર થવાની ઇચ્છા રાખશો નહીં. રસ્કીન કહે છે કે, " જો તમે છબીની કિંમત કરવાની ભાંજગડમાં પડશો નહીં તો તેની કિંમત મ્હોં માગી તમને ઉપજશે. '

પૈસાના સંબંધમાં તમારે બહુ કાળજી કરવી નહીં. અગર જો મોટા ધનવાન થવાની આશા થોડાને રહે છે તોપણ ઉદ્યોગ અને કરકસર વડે તો કોઇ પણ માણસ પોતાનો નિર્વાહ ચલાવી શકશે. આપણે ઘણીવાર સાંભળીએ છીએ કે અમુક માણસ પાસે પૈસા પ્રમાણિકપણે આવેલા નથી; પરંતુ ખરી વાત એ છે કે

ગરીબાઇ કવચિતજ પ્રમાણિકપણે આવે છે. જેમની પાસે પૈસા થોડા છે, તે ખરેખરા ગરીબ નથી; પણ જેમને વધારે પૈસા જોઇએ છે તેઓ ગરીબ છે.

**સર જેમ્સ પેગેટ** પોતાના વિદ્યાર્થીઓની કારકિર્દી હમેશા નોંધી રાખતો હતો, તેથી તેણે પોતાના એક રસિક ભાષણમાં તેમને વિષે નીચે પ્રમાણે હકીકત આપી હતી. એક હજાર વિદ્યાર્થીમાંથી ૨૦૦ જણાએ ધંધો છોડી દીધો હતો, ટુંક મુદતમાં ગુજરી ગયા હતા, કે તેમને વારસા મળ્યા હતા. બાકીના ૮૦૦ પૈકી ૬૦૦ ધંધામાં સાધારણ રીતે સારા ફાવ્યા અને કેટલાક તો ઘણી સારી ને ચઢતી સ્થિતિએ પહોંચ્યા હતા. બધા પૈકી ફક્ત ૫૬ જણ કંઇ પણ ફતેહ મેળવી શકયા નહીં. આમાંથી ૧૫ તો પરીક્ષાજ પસાર કરી શકયા નહીં, ૧૦ અનિયમિતપણાને લીધે કે બદફેલીને લીધે અટકી ગયા, અને એકંદર ૧૦૦૦ માંથી ફક્ત પચીસજ પોતાની સત્તામાં નહીં એવાં કારણોથી નિષ્ફળ થયા હતા. ખાતરી રાખજો કે વૈદકમાં છે તેમ સંસારનાં બીજાં કાર્યોમાં પણ તમે સામા માણસને ઉપયોગી થઇ પડવાની તજવીજ કરશો તો લોકો તમારા તરફનો લાભ મેળવવા ઇચ્છા કરશે.

ખરૂં જોતાં જીંદગીની ખરેખરી તંગીઓ માટે કોઇએ પણ વધારે કાળજી રાખવાની જરૂર નથી. કુદરતને જરૂર થોડાની છે ને આપે છે ઘણું. બીજી તરફથી જોતાં વૈભવ ઘણો ભારે પડતો છે. અને **ફ્રાંકિલને** કહ્યું છે તેમ "એક દુર્ગુણને માટે જેટલો ખર્ચ થાય છે તેટલા ખર્ચમાં બે છોકરાં ઉછેરી શકાય છે." ( બે છોકરાં ઉછેરી શકાય તેટલો ખર્ચ એક દુર્ગુણને લીધે થાય છે.)

"વ્યાજ ભારે તો સલામતી ઓછી" એવું ડયુક ઓફ વેલીંગટને કહ્યું છે તે ખરોખર છે ને યાદ રાખવા જોગ છે.

એકજ કામમાં જોઇએ તે કરતાં વધારે આશા રાખવી નહીં. તમને ગમે તેવી સારી સલાહ મળે, તમે ગમે તેટલી કાળજીથી તે બાબત વિચાર કર્યો હોય, છતાં તમારી બધી ગણત્રી ખોટી પડે એવો કોઇ બનાવ બની જવાનો સંભવ રહે છે. ઘણા ડાહ્યા વેપારીઓ અને સરાફો પણ થાપ ખાઇ જાય છે. કોઇ પણ ડાહ્યો વેપારી પોતાની ગણત્રી વગેરે સાધારણ રીતે ખરી છે એટલીજ આશા વધારેમાં વધારે રાખે છે. બાળપણમાં આપણે શીખીએ છીએ કે બેને બે તે ચાર; પરંતુ તેને સાથે મૂકવાથી બાવીસ પણ થાય છે. અંકગણિતની રીતે બેમાં બે ઉમેરીએ તો ચાર થાય એ તદન ખરૂં છે, પણ સંસાર વ્યવહારમાં તે ભ્રાંતિમાં નાખનારૂં છે, અને આ બોધનો વગર વિચારે ઉપયોગ કરવાથી જે માણસો માટે ઘણી સારી આશા રાખવામાં આવેલી તે ખુવાર થઇ ગયા છે.

જે બનાવ બને તેનો નિવૃત્તિથી અનુભવ લો. એવું કહેવાય છે કે લૉર્ડ બ્રુઅમ છબી પડાવવાને સારૂ કોઇ પણ વખત હાલ્યા વગર સ્થિર બેશી શકતા નહોતા, અને તેથી દરેક પ્રસંગે તેમની છબી બગડી જતી હતી.

બેગીહોટ કહેતો કે વેપારમાં ઘણા માણસ ખુવાર થયા છે તેનું કારણ એ કે તેઓ એક ઓરડામાં નિવૃત્તિથી બેસી રહી શકતા નહોતા.

દરેક માણસ પોતાની ઇચ્છા હોય કે નહીં તોપણ એક રીતે વેપારી ( જેવો )છે. દરેક જણને કંઇ કંઇ ફરજો બજાવવાની હોય છે, ઘર ચલાવવાનું હોય છે, ખરચ પર અંકુશ રાખવાનો હોય છે; અને નાની બાબતો પણ કેટલીકવાર મોટી બાબતોના જેટલીજ મુશ્કેલ અને દુઃખદાયક માલમ પડે છે.

સારે ભાગ્યે વેપારમાં ફતેહ મેળવવાનો મુખ્ય આધાર બુદ્ધિના કરતાં સામાન્ય સમજશક્તિ ( પાકી વ્યાવહારિક બુદ્ધિ ) દેખરેખ અને એક સરખું લક્ષ ( એકાગ્રતા ) એના ઉપર વધારે છે. એક જૂની કહેવતમાં કહ્યું છે કે, 'તમે તમારી દુકાનની કાળજી રાખો, એટલે દુકાન તમારે માટે કાળજી રાખશે અને તમને નભાવશે.'

ઝેનોફને એવીજ મતલબની એક વાત કહી છેઃ—" ઇરાનના રાજા પાસે એક ઉમદા ઘોડો હતો તે જેમ બને તેમ જલદીથી શરીરે પુષ્ટ થાય તો સારૂં એવી તેની ઇચ્છા હોવાથી એ વિષયમાં પૂર્ણ વાકેફગાર માણસને તેણે પૂછ્યું કે ઘોડો જલદીથી પુષ્ટ શાથી થાય. આના જવાબમાં તે માણસે જણાવ્યું કે 'તેના ધણીની દેખરેખથી.' "

વેપારી લોકને જરૂરની ગણાતી ટેવો દરેક માણસે પોતાનામાં આવે એવી તજવીજ કરવી એ ઘણીજ અગત્યની વાત છે. મારા એક નામાંકિત મિત્રે થોડાકજ વખત ઉપર મને ખાતરીથી જણાવ્યું હતું કે સારી શક્તિ ધરાવનારા તથા પ્રતિષ્ઠિત એવા તેના જાણીતા માણસો પૈકી પણ ઘણાક સંસાર વ્યવહારમાં નિષ્ફળ કેમ નિવડયા તેનો વિચાર કરતાં તેને માલમ પડયું કે તે નિષ્ફળતાનું મુખ્ય કારણ તેઓ સુસ્ત, અનિયમિત, સામા માણસ સાથે મળીને કામ કરવાની શક્તિ વગરના, નજીવી બાબતોમાં હઠીલા, અને ખરૂં જોતાં આપણે જેને વેપારીની કળ વગરના કહીએ છીએ તેવા હતા તે હતું.

મોટી તેમજ નાની બાબતમાં ક્રમ અને વ્યવસ્થા એ ઘણાં અગત્યનાં છે. જે વસ્તુ જયાંથી લેવી તે જગ્યાએ જ કામ થઇ

રહ્યા પછી તેને મૂકવી ઉત્તમ નિયમ છે. વસ્તુઓનો ખપ થઇ રહ્યા પછી તેને તેની જગ્યાએ મૂકવામાં સહેજસાજ તસ્દી પડે છે; તે સહેજ તસ્દી લીધાથી ત્યાર પછી કોઇ પ્રસંગે તે વસ્તુ જોઇતી હોય તે વખતે તે શોધવાને સારૂ ઘણી મહેનત બચે છે.

ઝેનોફન કહે છે કે, "જવ, ઘઉં કે વટાણા જરૂર પડે તે વખતે તુરત ઉપયોગ કરી શકાય તેવી રીતે જુદા જુદા ભરી રાખવાને બદલે તે બધું જેમ આવે તેમ કોઇ ખેડુત કોઠારમાં એકઠું ભરતો જાય અને પછી જ્યારે જવનો રોટલો કે ઘઉંનો રોટલો બનાવવો હોય ત્યારે તેનો દાણેદાણો વીણી કાઢે એના જેવી અવ્યવસ્થાની રીત ગણી શકાય એવું મને લાગે છે."*

આના ઉદાહરણ તરીકે તે વહાણનો દાખલો આપે છે. "ઇશ્વરી કોપથી દરિયામાં તોફાન થાય છે ત્યારે જે ચીજની જરૂર પડે છે તે શોધી કાઢવાનો કે જેનો ઉપયોગ કરવો મુશ્કેલ હોય તે આઘળ ધરવાનો વખત હોતો નથી; કેમકે બેદરકારી માણસને ઇશ્વર ધમકી આપે છે અને શિક્ષા કરે છે, અને જેઓ કંઇ પણ ખોટું કામ કરતા નથી તેમનો તે નાશ કરે નહીં તો આપણે સંતોષ માનવો જોઇએ; અને જેઓ દરેક કામ ઉપર પૂર્ણ લક્ષ આપીને તે બરોબર કરે છે તેમને પણ તે બચાવે છે તો આપણે તેનો ઘણો પાડ માનવો જોઇએ." આટલા માટે દરેક ચીજ તેને માટે નક્કી કરેલી જગ્યાએ બરોબર મૂકતા રહો.

એરીસ્ટોટલથી કાર્લાઇલના કાળ સુધીના સઘળા નહીં, તોપણ ઘણા ખરા તત્ત્વવેત્તાઓએ વેપાર રોજગાર કરનાર માણ-

* ઝેનોફનની ઇકોનોમિક્સ.

સોને વખોડી કાઢયા છે; અથવા ખરૂં કહીએ તો વેપાર રોજગારને જ નીચી અને હલકી પાડનારી વસ્તુ તરીકે વખોડી કાઢયો છે. પ્લેટોએ પોતાના રિપબ્લીક નામના ગ્રંથમાં સઘળા વેપારીને શહેરી તરીકે હક્ક ભોગવવામાંથી ખાતલ કીધા હતા. હલકો ધંધો કરવાનું કામ બહાર ગામના વતનીઓને માટે રહેવા દેવું એવો તેનો મત હતો. પરંતુ વેપાર રોજગારમાં એકંદર ઘણા માણસો રોકાએલા હોવાથી તેમનો દાખલો બીજા લોકોના વર્તન માટે નુકશાનકારક માલમ પડે, અને બુદ્ધિની ખીલવણીની વિરૂદ્ધમાં હોય તો ખેદકારક ગણી શકાય; પણ સારે નસીબે તેમ નથી. વેપારી લોકો બીજાં કામમાં પોતાનો ફુરસદનોજ વખત ગાળી શકે એ દેખીતું છે, તેમ છતાં પણ ફક્ત શાસ્ત્ર અને ભાષાજ્ઞાનના વિષયમાં પ્રવીણ ગણાએલા પુરૂષોના દાખલા થોડા નીકળશે નહીં. નેરિઅથ એ ખગોળવેત્તા અને કારખાનાનો માલીક હતો; ગ્રોટ સરાફ અને ઇતિહાસ લખનારે હતો; સર જે. એવન્સ કાગળ બનાવનાર અને પ્રાચીનકાળના પદાર્થોનો સંગ્રહ કરનારાની મંડળીનો પ્રમુખ તથા રોયલ સોસાઇટીનો ખજાનચી હતો; પ્રેસ્ટવીચ વેપારી અને પાછળથી ઓક્સફર્ડમાં ભુસ્તર વિદ્યાનો પ્રોફેસર હતો; મેઇડ સરાફ અને કવિ હતો; આ ગ્રંથના મૂળ કર્ત્તાનો પિતા ( મિ. લબક ) સરાફ અને ગણિતશાસ્ત્રી હતો અને ઘણાં વર્ષ સુધી રોયલ સોસાઇટીનો ખજાનચી તથા ઉપપ્રમુખ હતો; આવાં બીજાં અનેક દ્રષ્ટાંત મળી શકે એમ છે.

સસ્તામાં સસ્તા બજારમાં ખરીદ કરવી અને વધારેમાં વધારે કિંમત ઉપજે તે બજારમાં વેચાણ કરવું એ ધોરણ સામે કાર્લાઇલે ઘણો સખત વાંધો ઉઠાવ્યો હતો. સમજ ન પડે એવી

રીતે તે સૂચના કરે છે કે, "રૂની કમીમાં કમી કિંમત આપણે ઠેરવી દેવી જોઇએ." અને મને લાગે છે કે એજ પ્રમાણે બીજી ચીજો માટે તેનો મત હશે. એનું કહેવું એવું છે કે "હાલ હવે રૂ વધારે સસ્તું કરવાની આપણને દરકાર નથી" એવું જાહેર કરવું જોઇએ, અને બીજી પ્રજાઓ કરતાં ઓછી કિંમતે વેચવું નહીં. "ભાઇઓ, તેમના કરતાં કમી કિંમતે વેચવાનું અમે બંધ કરીશું; તેમના જેટલીજ કિંમતે વેચાણ કરવામાં અમે સંતોષ માનીશું." આ પ્રમાણે કરવું અશકય છે એટલુંજ નહીં, પણ તે જોખમભરેલું પણ છે. સુતરાઉ માલ જો આપણે થોડો વેચીશું તો ખોરાકની ચીજો આપણે થોડી ખરીદ કરવી પડશે. કાર્લાઇલ એટલું તો કબૂલ કરે છે કે કિંમત કમી કરવામાં આવે તો વધારે માલ વેચી શકાય; તેટલા માટે તેના ધારણ પ્રમાણે વર્તવામાં આવે તો જેમને લુગડાંની તંગી હોય તેવા, પણ જે કિંમત ઠરાવવામાં આવે તે આપવાને શક્તિવાન ન હોય તેવા માણસો સંખ્યાબંધ નીકળવાના ખરા. કમી કિંમત લેવાનું આપણને પરવડે એમ છે, તેમાં છતાં પણ તેમ કરવાની ના પાડવા તે ભલામણ કરે છે, અને તેનું પરિણામ એ થાય છે કે તેટલે દરજ્જે બીજા લોકોને લુગડાં મળતાં નથી અને આપણા લોકોને ખોરાક મળતો નથી. વેપારનું મૂળ બંધારણ એવું છે કે જે વસ્તુ તમે સસ્તી રીતે પેદા કરી શકતા હો કે તૈયાર કરી શકતા હો તે બીજાને આપવી અને તેના બદલામાં તમે ન બનાવી શકતા હો તે લેવી. તેટલા માટે સસ્તામાં સસ્તા બજારમાં ખરીદ કરવી અને વધારેમાં વધારે કિંમત ઉપજે તે બજારમાં વેચાણ કરવું, એ વેપારનો જરૂરનો નિયમ છે એટલુંજ નહીં, પણ તે બધામાં ઉત્તમ નિયમ છે; કેમકે તેમ કરવામાં જે લોકોને પોતાને ત્યાંની

પેદાશ વેચવાની ઘણીજ જરૂર છે તેમની પાસેથી તમે ખરીદ કરો છો, અને જે લોકોને તમારા માલની ઘણીજ જરૂર છે તેમને તે વેચાતો આપો છો. આ સિવાય બીજી કોઇ રીતે વેપાર કરવો એ લુવારવાડે સોય વેચવા જવા જેવું ગણાય.

મોટામાં મોટા, સુખીમાં સુખી અને ઉત્તમ માણસો પેકી ઘણા ઘણી ગરીબ સ્થિતિના માલમ પડેલા છે. વર્ડઝવર્થ અને તેની બેન ઘણાં વર્ષ સુધી અઠવાડિયે ૩૦ શીલીંગ ઉપર પોતાનો નિર્વાહ ચલાવતાં હતાં, અને મને લાગે છે કે તેમની જીંદગીમાં ખરો સુખનો વખત તેજ હતો.

જો તમારા નસીબમાં ધનવાન થવાનું ન હોય તોપણ સંબંધ અને સ્નેહને લીધે ઘરની કોઇ જગ્યા, કોઈ નાનું ઝુંપડું કોઇ આનંદી-મનોહર ચહેરો એ તમને આખી દુનિયા જેવું થઇ પડશે (આખી દુનિયા જેટલો આનંદ આપશે.)

"ઇશ્વરે ઘેટાના વાડા સિવાય બીજી જગ્યાએથી કદી પેગંબર શોધી કાઢયો નથી," એવું મહમદે કહ્યું છે તેટલે અંશે આપણે કહીએ નહીં તોપણ મૂળમાં ગરીબ હોય એવા મોટા માણસોની સંખ્યા એટલી મોટી છે કે આપણને ખરેખર અચંબો લાગ્યા વગર રહેતો નથી.

પેસાથી આપણી ગરજ કેટલે અંશે સરે છે એ બાબતમાં અતિશયોક્તિ કરવાની સાધારણ રીતે ઘણા લોક ભૂલ કરે છે.

ખોરાકના સંબંધમાં શું પૈસાથી સઘળું થાય છે? "જો ધનવાન માણસને તન્દુરસ્ત થવું હોય તો તેણે ગરીબ માણસની માફક રહેવું જોઇએ."[1] જમવામાં તથા ગાળુ કરવામાં સાદા અને હલકા ખોરાક જેટલો ફાયદો પકવાન કે ભારે ખોરાકથી

૧. સર રિચર્ડ ટેમ્પલ.

થતો નથી. સાદું જમણ સારી રીતે તૈયાર કરેલું હોય અને ખરેખર ભૂખ લાગેલી હોય તો મોટા વરાના જમણ જેટલો આનંદ આપશે, ખાવામાં ઘણીજ માફક આવે તે અને ઉત્તમ ચીજ મોસમનો વખત હોય તો પ્રમાણમાં ઘણી થોડી કિંમતે મળી શકે છે, અને કમોસમની હોય તો તેમાં સ્વાદજ હોતો નથી. જેમને ખપતું હોય તેમને એક બેદું મળે તો તે સાધારણ રીતે બીજખાની જેવું અને ઘણી વખત તેનાથી પણ સારૂં ગણાય છે.

પુસ્તકના સંબંધમાં શું પૈસાથી પૂર્ણ કામ સરે છે? માણસ પોતે જેટલાં પુસ્તક વાંચી શકે તેટલાં ખરીદ કરવાની જો તેનામાં શક્તિ ન હોય તો તે ખરેખર ગરીબ ગણાય. હાલના સમયમાં ઉત્તમ પુસ્તકો **બાઇબલ**, તેમજ **શેક્સપીઅર**, **મીલટન** ઇત્યાદિ ગ્રંથો[1] ઘણીજ જુજ કિંમતે મળી શકે છે.

પૈસાથી શું તન્દુરસ્તી, બુદ્ધિ, મિત્રો, સૌન્દર્ય અથવા સુખી ઘર ખરીદ થઇ શકશે?

**કૉન્ફ્યુસીયસ** કહે છે કે, "ટ્સેનો ડ્યૂક ધનાઢ્ય હતો, છતાં તેને કોઇ પણ ચાહતું નહોતું; પે–કે ભૂખથી પીડાઇને મરી ગયો હતો અને અદ્યાપિ તેને માટે લોકો શોક કરે છે."

**વિશેષે કરીને—**

"સંપત્તિ શું સુખ આપી શકે છે? તમારી આપપાસ નિહાળો અને જુઓ કે લોકો આનંદી દેખાય છે; છતાં કેટલાક દુઃખી છે, અને તેઓ ભપકો મારે છે તેમ છતાં તેમના પર કેટલાં સંકટ આવેલાં છે; તેમના ઠાઠમાઠ ને દમામ માટે હું ઇર્ષા કરતો નથી;

૧. ગીતા, તેમ પ્રેમાનંદ, શામળ ઇત્યાદિના ગ્રંથો.—ભા. ક.

તેઓ પોતે દુઃખી છતાં બહારથી આનંદી ને સુખી હોવાનો ડોળ કરે છે તે માટે હું તેમની ઈર્ષા કરતો નથી."[1]

જે માણસો પાસે પુષ્કળ ધન હોય છે તેઓ બેકનના કહેવા પ્રમાણે પોતાની જાત-શરીરને માટે દરકાર રાખતા નથી. તેઓ વેપારમાં મશગુલ થઇ ગયા હોય તે વખતે માનસિક કે શારીરિક તન્દુરસ્તી જાળવવાનો કે તે પર લક્ષ આપવાનો તેમને વખત જ નથી મળતો.

સઘળી જાતની બેડી–પછી તે સોનાની હોય તોપણ–ખરાબ છે. પૈસા એ બેશક ઘણી જ ચિંતાનું મૂળ છે. ગરીબ માણસને જેમ ફિકર ચિંતા હોય છે તેમ પૈસાવાળાને પણ ઘણી ચિંતા રહે છે. અને ઘણા ધનાઢ્ય માણસોના સંબંધમાં આપણે જોઇએ છીએ કે તેઓ પૈસાના ધણી નથી, પણ ખરૂં જોતાં તેઓ તેમના ગુલામ જેવા છે. બિસપ વિલસન કહે છે તે પ્રમાણે ઘણાખરાના સંબંધમાં પૈસા "ચિંતા ઉત્પન્ન કરાવે છે એટલુંજ નહીં, પણ જેની પાસે તે હોય છે તેમને તે ભારે દુઃખનું કારણ થઇ પડે છે."

બેશક ઘણા માણસો પૈસાને લીધે ખુવાર થઇ ગયા છે, અને એકંદરે નાણાં સંબંધી બાબતોમાં ગરીબોના કરતાં ઘણું કરીને પૈસાદાર વધારે ચિંતાતુર રહે છે. સંપત્તિ એ ડાહ્યા માણસ સિવાય બીજા કોઇને સુખ આપતી નથી. જે માણસ ધનવાન થવાને બહુ આતુર રહે છે તે હમેશાં ગરીબ જ રહેવાના. રસ્કીન કહે છે કે: 'વોરીક કેસ્ટલ (વોરીક નામના મહેલમાં) રહીને કોઈ પણ વસ્તુ ચકિત થવા જેવી રહે નહીં, તેના કરતાં નાના ઘરમાં

૧. વ્યંગ.

રહેવું અને વોરીક કેસ્ટલ જોઇ વિસ્મિત થવા જેવી સ્થિતિ રહે એ ઘણું કરીને વધારે સુખકારી છે.'

દોલતનો ઉપભોગ કરવો હોય તો તેના ઉપર તમારે આસક્તિ રાખવી નહીં. સાદીએ કહ્યું છે કે, 'જોઇએ તેટલું હશે તો તે તેમને દોરવી જશે, વધારે હશે તો તમારે પોતે તેને ખેંચી લઇ જવું પડશે.'

"હું ઊંટ ઉપર બેશી ફરતો નથી, પણ હું બોજા અને બંધનમાંથી મુક્ત છું; કોઈ પ્રજાનો હું રાજા નથી પણ કોઇ રાજાના હુકમની મને ધાસ્તી નથી; કોઈથી મારે બીવાનું નથી; કાલે સવારે શું થશે તેની મને ફિકર નથી, તેમ ગઇ ગુજરી વાતો હું યાદ લાવતો નથી; આ પ્રમાણે હોવાથી કજીયા કંકાસથી મારું મન છુટું છે, અને હું નિરાંતથી મારી જીંદગી ગાળું છું.'' [1]

બેકને કહ્યું છે કે, 'મેળવવાની ઇચ્છા રાખવા જેવી વસ્તુ થોડી હોય અને બીક ઘણી વસ્તુઓની હોય એવી મનની સ્થિતિ હોવી, એ ખરેખર દુઃખદાયક છે.'

"જો તું પૈસાદાર છે, તો તું ગરીબ છે; કેમકે સોના રૂપાની લગડીથી જેની પીઠ નમી જાય છે એવા ગધેડાંની માફક તું મુસાફરીમાં તારી દોલતનો ભાર વહે છે, અને આખરે મૃત્યુ થાય છે ત્યારે તારો ભાર ખાલી થાય છે (ઉતરે છે)." [2]

ત્યારે શા માટે

"ભવિષ્યને માટે દોલત એકઠી કરવાના હેતુથી

૧. સાદી. ૨. શેકસપીઅર.

ચિંતા અને ફિકરમાં આપણે આખી જીંદગી ગુમાવીએ છીએ? રોગથી પીડાતા હોઇએ ત્યારે આ સંગ્રહ શું આપણા દુઃખી અંતઃકરણને સુખ આપી શકશે કે તેથી શું આરામ ખરીદ કરી શકાશે? એથી શું એક ક્ષણ વાર પણ વધારે શ્વાસ ચલાવી શકાશે કે અંતઃકાળની પીડા શાન્ત કરી શકાશે?" *

દોલત એ લોભનો દુર્ગુણ લાવનારી મોટી લાલચ છે. ઓલીવર વેન્ડેલ હોલ્મસ હાસ્યજનક રીતે કહે છે તે મુજબ—

"સોનાની કે જમીનની મને બહુ પરવા નથી;
કંઇ ઇધર ઉધર ગીરવી મૂકેલી ચીજ મને આપો,
કે સારી પેઢીમાં થાપણ આપો, કે કંઇ ખત લખેલું આપો અથવા થોડા ઘણા રેલવેના શેર આપો; હું ખરચી શકું તેના કરતાં થોડુંકજ વધારે મને મળો એટલું જ હું માગું છું"

સેનેકાએ કહ્યું છે કે, "ગરીબ માણસને ઘણી વસ્તુઓની જરૂર પડે છે, પરંતુ લોભી માણસને દરેક વસ્તુ જોઇએ છે."

બેકન કહે છે કે, "માણસને પૈસા કરતાં વધારે ઉમદા વસ્તુઓનું અવલોકન કરવાનું છે, તેથી પૈસો મેળવવા પાછળ સતત અને ચંચળ વૃત્તિથી મંડયા રહેવામાં તેનો ઘણો વખત ફોકટ જાય છે;" કારણ કે જીંદગીમાં વધારો કરે એટલે અંશે જ દોલત ઉપયોગી છે, પણ દોલતમાં વધારો કરવાને સારૂ જીંદગીનો ઉપયોગ કરવાનો નથી. (દોલત વધારવી એ જ જીંદગીનું સાર્થક નથી) ગરીબાઇને વિદ્યાર્થીની વધૂ કહેવામાં આવે છે. અને "જેની પાસે પાંખરૂપી ગાડી છે તેને ખચ્ચર અને તે પર મૂકવાના કંડીયાની ટોપલીની જરૂર પડતી નથી."[1]

* ગ્રે.    ૧. એમર્સન.

નાણાંના સંબંધમાં જે શબ્દો આપણી (અંગ્રેજી) ભાષામાં છે તે પણ મર્મવાળા છે. અમુક માણસે પૈસા ભેગા કર્યા છે, કે દોલત મેળવી છે, તે પૈસા જોડે છે, સંગ્રહ કરે છે ઇત્યાદિ, એવું આપણે સાંભળીએ છીએ; પણ અમુકે દોલત ભોગવી એવું ક્વચિત સાંભળીએ છીએ; અને જેઓ પૈસો એકઠો કરે છે તેઓ ખરેખર પોતાને માટે ભાગ્યે જ તેમ કરે છે. "પેલો માણસ પૈસાનો ઢગ ખૂબ એકઠો કરે છે પરંતુ તેનો ઉપભોગ કોણ કરશે એ તેના જાણવામાં નથી."

ઝેનોફનની જાફતમાં ચારમિડિસે કહ્યું હતું કે ધનવાનના કરતાં નિર્ધન અવસ્થા વધારે સારી છે, કેમકે "એટલું તો કબૂલ કરવામાં આવ્યું છે કે બીકમાં રહેવું તેના કરતાં સ્વતંત્ર હોવું એ વધારે સારૂં છે; પોતાના દેશી બંધુઓનો અણવિશ્વાસ હોવા કરતાં તેમનો વિશ્વાસ હોય એ વધારે સારૂં છે, પણ હું આ શહેરમાં જ્યારે પૈસાદાર માણસ હતો ત્યારે મને મોટી ધાસ્તી તો એ હતી કે રખેને કોઇ મારૂં ઘર ફાડશે, મારી ધન દોલત લુટી જશે, અથવા મને પોતાને કંઇ ઇજા કરશે.........હમણાં તો હું નિરાંતે ઉંઘું છું. પારિશમાં* નોકરી કરવા મને કોઇ બોલાવતું નથી; મારી પાસે એટલા પૈસા નથી કે સરકારના મનમાં મારે માટે હવે કંઇ શંકા કે વહેમ આવે; મરજીમાં આવે ત્યારે શહેર છોડીને જવું કે તેમાં રહેવું એ બાબતમાં હું સ્વતંત્ર છું; મારી પાસે પૈસો હતો તે વેળા જો સોક્રેટીસ અને બીજા હલકા મનના તત્વવેત્તાઓ સાથે હું સમાગમ રાખતો તે માટે લોકો મને ઠપકો આપતા હતા. હવે તો હું મારા મિત્રની પસંદગી મનમાં

* પારિસ–વિલાયતના 'પાર્સન' નામના ધર્માધિકારીની સત્તા નીચેનો મુલક.

આવે તેમ કરી શકું છું; કેમકે હું ગરીબ થઇ ગયો છું એટલે મારા તરફ હવે કોઇનું લક્ષ નથી. મારી પાસે ઘણા પૈસા હતા ત્યારે હું હમેશાં દુઃખી હતો; કેમકે હું હમેશાં કંઇ ગુમાવતો હતો. હમણાં હું ગરીબ અવસ્થામાં આવી ગયો છું, હું કંઇ ગુમાવતો નથી, કારણ ગુમાવવાનું મારી પાસે કંઈ છે જ નહીં: અને તેમ છતાં પણ કંઇ કંઇ મળશે એવી આશાથી હરહમેશ મને આશ્વાસન મળે છે અને ખુશી થાઉં છું."

ચારમિંહિસે ઉપર પ્રમાણે જે કહ્યું છે તેમાં ઘણું સત્ય છે ખરૂં, પરંતુ તે પૂરેપૂરૂં નથી. વળી આ પ્રમાણે અભિપ્રાય આપતી વખતે ચારમિંહિસ જાફત ઉડાવીને અને ગાયન સાંભળીને આનંદમાં બેઠેલો હતો.

પૈસાનો જો સદુપયોગ કરવામાં આવે તો તેથી ઘણો ફાયદો થઇ શકે છે. સોનું એ એક પ્રકારની સત્તા છે. એક બટકબોલા ફ્રેન્ચ માણસે કહ્યું છે કે, "પૈસો એ મહારાજાઓનો મહારાજ છે."* જે જે વસ્તુની આપણને અપેક્ષા થાય તે મેળવવાનું સાધન પૈસા વડે આપણને મળે છે. જો તાજી હવા, સારૂં ઘર, પુસ્તકો, ગાયન ઇત્યાદિ આનંદ આપનારાં હોય તો પૈસાથી તે આપણે મેળવી શકીએ છીએ; દુનિયામાં ફરીને બધું જોવું એ આનંદ આપનારૂં હોય તો પૈસાથી આપણી મુસાફરીનો ખર્ચ કરી શકાય છે; આપણા મિત્રને મદદ કરવી, દુઃખમાં–સંકટમાં આવી પડયા હોય તેમને તેમાંથી છોડવવા એ ખાસ હક ગણાય તો તે મોટો લાભ આપણને પૈસાથી મળી શકે છે.

કંજુસ માણસ તે એજ કે જે પૈસાને પૈસાની ખાતરજ

* રીલેરાલ.

ચાહે છે; જે હદપાર કસર કરે છે; જે લોભી માણુસ છે અને પૈસો એકઠો કરવો એજ સમજે છે. આ સંસારમાં આપણે જે એક ખાસ બોધ લેવાનો છે તે એ છે કે હલકા પ્રકારની અને નાની નાની બાબતની ફિકર ચિંતાથી આપણે દૂર રહેવું જોઈએ, અને પૈસાને માટે લોભ રાખવો એ નીચમાં નીચ પ્રકારની ચિંતા છે.

પોતાની દોલત ડહાપણુથી વાપરવી એ એક મોટી વાત છે. હ્રોલોનન કહે છે કે, "અનેક પ્રકારે વાવરે અને તેમ છતાં વધારે છે એવા માણુસ હોય છે; તેમ ઘટિત હોય તેના કરતાં વધારે સાચવી રાખે-દાબી રાખે—એવા માણુસ હોય છે, પરંતુ એમ કરવાથી તે ગરીબ અવસ્થામાં આવી પડે છે."

ડેવોનશાયરના ડયૂક એડવર્ડ કોરટીનેની કબરની પાસે દાટેલા પત્થર ઉપર જે જાણીતો લેખ છે તેમાં લખ્યું છે કેઃ—

"આપણે જે આપ્યું તે આપણું રહ્યું છે;
આપણે જે ખરચ્યું તે આપણી પાસે હતું;
આપણે જે બાકી રાખ્યું છે (બચાવ્યું છે)
તે આપણે ગુમાવ્યા બરોબર છે."

અથવા એજ વિચારનું બીજું રૂપાન્તર થયું છે તે પ્રમાણે—

જે મેં બચાવ્યું તે મેં ગુમાવ્યું છે;
જે મેં ખરચ્યું તે મારી પાસે હતું;
જે મેં આપ્યું તે મારી પાસે છે.

ઉદાર થાઓ પણુ અનીતિથી ઉડાવનાર તમે ન થાઓ.

"એવા માણુસ છે કે જેઓ પૈસો ઘણો ભેગો કરે છે પણ ખરૂં જોતાં તેની પાસે કંઇ નથી. એવા માણુસ છે કે જે ગરીબ અવસ્થામાં આવી પડે, છતાં તેમની પાસે ઘણી પુંજી છે. ગરીબને માટે જેમને

દયાની લાગણી છે અને તેને જે કાંઇ આપે છે, તે ઈશ્વરને આપે છે; અને તેણે જે આપ્યું હોય છે તે ઇશ્વર તેને પાછું આપે છે."[૧]

ઇસુ ખ્રિસ્તે પૈસાદાર જુવાન માણસને જે સલાહ આપી હતી તે દરેક ઇસમને લાગુ પડે છે એમ માની શકાય, કારણ કે આપણે આપણાં છોકરાં તેમજ ગરીબોને યાદ રાખવાં જોઇએ. તમારી ઉપજ એ તમારી છે ખરી; પણ તમારા વડવાઓ પાસેથી તમને જે વારસામાં મળ્યું હોય તે ફક્ત તમારૂં જ છે એમ ગણવાનું નથી. જેમની પાસે પૈસો છે તેઓ પેલી વાતોમાં ઇશ્વરે જેમને બુદ્ધિ આપી છે તે નોકરના જેવા ગણાય. આ પૈસાનો આપણે હિસાબ આપવો પડશે. એ તો આપણા સ્વાધીનમાં પારકાની મિલ્કત રહ્યા બરોબર છે. દોલત હોવી એમાં અભિમાન રાખવા જેવું કંઇ નથી.

"આ દુનિયામાં જેઓ ધનવાન છે. તેમને ઉપદેશ કરો કે તેમણે અભિમાની થવું નહીં, અથવા અનિશ્ચિત દોલત–સંપત્તિ પર વિશ્વાસ રાખવો નહિ; પણ ઇશ્વર જે આપણને સઘળી વસ્તુ જોઇએ તેટલી વાપરવાને–ઉપભોગ કરવાને–આપે છે, તેના ઉપર વિશ્વાસ રાખવો.

"તેમને વળી ઉપદેશ કરો કે તેઓ બીજાનું ભલું કરે, સારાં કામ પુષ્કળ કરે, બીજાઓને (વહેંચી) આપવાને તૈયાર રહે અને બીજાનાં સુખ દુઃખમાં ભાગ લેવા તત્પર રહે.

"સનાતન જીંદગી ભોગવવાને યોગ્ય થાય તેવા હેતુથી ભવિષ્યમાં પોતાના કામ માટે ઉપયોગ કરવા સારો સંગ્રહ કરી રાખવાનો તેમને બોધ કરો."[૨]

---

૧. કહેવતો. ૨. ટિમોથી.

પૈસા નહીં પણ પૈસાનો લોભ એ સઘળા દુર્ગુણના મૂળ તરીકે બાઇબલમાં ગણેલું છે. "જો તમારી પાસે દોલત વધે તો તેના પર આસક્તિ રાખશો નહીં". પર્વત ઉપરથી જે ધર્મોપદેશ કરવામાં આવેલો તેમાં પણ એજ કારણ બતાવેલું છે.

"પૃથ્વી ઉપર તમારી દોલત તમારા પોતાને માટે એકઠી ન કરો, કેમકે ત્યાં ઉધઈ અને કાટ તેને ખરાબ કરે છે અને ચોરો ધસી આવીને તે ચોરી જાય છે.

પરંતુ સ્વર્ગમાં તમારા પોતાને માટે દોલતનો સંચય કરી રાખો કે જયાં ઉધઇ કે કાટ તેને બગાડી શકે એમ નથી, અને જયાં ચોર ધસી આવી ચોરી કરી શકતા નથી; કેમકે જયાં તમારી દોલત હશે ત્યાં તમારૂં મન પણ ચોંટેલું રહેશે."

## પ્રકરણ ૪ થું.

---

### વિશ્રાન્તિ.

સારો દિવસ મહેનત ( માનસિક ) કરે, અને કંઇ પણ રમત ગમત ( શારીરિક કસરત ) ન કરે તો 'જેક' સુસ્ત છોકરો થઇ જાય છે એવું અંગ્રેજીમાં કહેવતરૂપ સૂત્ર છે, ને તે બધે કબૂલ રાખવામાં આવ્યું છે. તે જે કામ કરતો હોય તે જો ઘરની અંદરનુંજ કામ હશે તો તેથી પણ તે નાજુક પ્રવૃત્તિનો છોકરો રહેવાનો, અને દુર્બળ માણસ થવાનો. રમતો રમવી એ કોઇ પણ રીતે વખત ફોકટ ગુમાવ્યા ખરોખર નથી. શરીરને ખીલવવા માટે તે જરૂરની છે, અને શરીરના ઉપલા ભાગ, હાથ અને છાતી, જે આપણા ઘણાક સાધારણ ધંધાને લીધે વધવાને બદલે સંકુચિત થાય છે, તેને માટે તો તે ખાસ જરૂરની છે.

રમતોથી માણસની તંદુરસ્તી સારી રહે છે એટલુંજ નહીં, પણ તેથી તેનામાં કામ કરવાનો જુસ્સો આવે છે, અને બીજા માણસોના સહવાસમાં રહી શી રીતે ચાલવું તે તે શીખવે છે. જેમકે નજીવી–ક્ષુલ્લક–બાબતોમાં પોતાના વિચાર છોડી દેવા, સામાના મત પ્રમાણે થવા દેવું, પ્રમાણિકપણે રમવું, અને કોઇ બાબતમાં વિશેષ લાભ મળ્યો હોય તો તેમાં અંત સુધી પહોંચવું નહીં, આવા પ્રકારનું શિક્ષણ મળે છે.

રમતોથી નીતિ સંબંધી કૌવત આવે છે તેમ શારીરિક આરોગ્ય વધે છે. દાખલા તરીકે સાહસિકપણું અને સહનશીલતા, આત્મઅંકુશ અને ખુશમિજાજ, એ ગુણો પુસ્તકોમાંથી મેળવી શકાતા નથી તેમ કોઇ પણ શિક્ષણથી મળતા નથી. ચૂક

ઑફ વેલિંગ્ટન કહેતો હતો તે ખરાખર છે કે, "વોટર્લુ"ની લડાઇ ઇટનના મેદાનમાં જીતાએલી હતી." શાળાઓમાં જે ઉત્તમ અને ઘણોજ ઉપયોગી બોધ મળે છે તે રમવાની જગ્યામાં છોકરાઓ શીખે છે તે છે. રમતોના સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવું કે રમતો એ જીંદગીની વિશ્રાન્તિરૂપ ફક્ત ગણવાની છે; પણ તેનું કાર્યજ એ છે એમ ગણવું નહીં.

તન્દુરસ્તીને માટે રમતોની જરૂરિયાતના સંબંધમાં સર્વેન્દ્રિયશાસ્ત્રમાં કુશળ એવા મહાન્ વિદ્વાન્ ગૃહસ્થોનાં વચન હું અત્રે ઉતારૂં છું. સર જેમ્સ પેગેટ કહે છે કે, "વિશ્રાન્તિને માટે જરૂરની સઘળી મુખ્ય બાબતોમાં રમતો એ ઘણીજ ફાયદાકારક અને આનંદ આપનારી છે; પણ તે ઉપરાંત કામધંધામાં અગર દરરોજના ગમે તે કામમાં તે નીતિ સંબંધી ઘણીજ કિંમતી અસર કરી શકે છે; કેમકે પૈસા સંબંધી કોઇ પણ પ્રકારના સામાન્ય ફાયદાની કંઇ પણ આશા કે લાલચ રહિત હોવાથી તેમજ કોઇ પણ જાતના નીચ હેતુ રહિત હોવાથી રમતો છોકરાઓ તથા માણસોને ભેગા કામ કરવા જેવી સ્થિતિમાં લાવે છે. તેમની સાથે જેઓ પ્રમાણિકપણાથી અને સારી રીતે કામ કરશે તે સઘળાને તેમની સાથે સારાં કાર્યોમાં સોબતી તરીકે રહેવાને શીખવે છે; અને વ્યવહારમાં ગમે તે સ્થિતિમાં હોવા છતાં ફતેહ મેળવવાને જરૂરની ઉત્તમ પ્રકારની શક્તિઓમાંની સામા માણસ સાથે કામ કરવાની જે શક્તિ તે માણસમાં આવે છે વળી માણસનામાં મૂળથીજ જો પ્રમાણિકપણાનો ગુણ નથી હોતો તો વહિવટથી પ્રમાણિક થવાનું તે શીખે છે. ગમે તેવી ભારે સ્પર્ધા ચાલતી હોય તોપણ રમતમાં લુચ્ચાઈ કરવી એ બધાના એક મતથી શરમ ભરેલું ગણાય છે, અને જેમને પ્રમાણિકપણે મર-

વાની ટેવ પડી હોય છે, તેઓ દરેક પ્રસંગે પ્રમાણિકપણે વર્ત- વાને હમેશાં તત્પર રહે છે. વિશ્રાન્તિના પ્રસંગમાં પ્રમાણિકપણાનું ધોરણ ઉંચું રાખ્યું હોય છે તો તેથી કાયદાની બારિકીમાં આવી શકે એવી ઘણીક બાબતો લોકો ધિક્કારતા જાય છે.............
...........હવે સઘળી સારી રમતો અને વિશ્રાન્તિના પ્રસંગોમાં જે લક્ષણો-ગુણ-માલમ પડી આવે છે અને જેના ઉપર તે રમ- તોના ઉપયોગનો મુખ્ય આધાર રહેલો છે તે લક્ષણો તપાસીશું તો જણાઇ આવશે કે તે સઘળામાં આ ત્રણ બાબતોમાંની એક કે વધારે સમાએલી રહે છે; અનિશ્ચિતપણું, ચમત્કાર અને નિય- મિત કામથી જાુદીજ પડતી કંઈ બાબતમાં ચતુરાઇ બતાવવામાં પ્રસંગ-તક. ઘણાખરા ધંધાર્થુ લોકોનો જે રોજનો કામધંધો હોય છે તેની સરખામણીમાં આ ત્રણ વાતને લીધે આનંદ આ- પનારા ફેરફાર થાય છે, તે ઉપરથી ખાસ કરીને તેની યોગ્યતા સમજાય છે. વળી રોજના કામકાજમાં માણસ પોતાની કેટલીક શક્તિ અને સારા સ્વભાવનો ઉપયોગ કવચિત કરી શકે છે તેથી તે નબળાં પડી જાય છે અગર નાશ પામે છે. તેને બદલે આવા પ્રસંગને લીધે તે શક્તિઓનો અને સારા સ્વભાવનો ઉપયોગ કરવાના તેને તક મળે છે."

કુતરાવડે શિકાર કરવો, બંદુકવડે શિકાર કરવો, અને માછલાં પકડવાં એ ત્રણનો સાધારણ રીતે વનક્રિડા એ શબ્દમાં સમાવેશ થાય છે. આપણામાં (અંગ્રેજીમાં) થી પણ જેઓ કુતરા, બંદુક, અથવા માછલાં પકડવાની લાકડી લઇને કસરત કરવા અથવા વિશ્રાન્તિ મેળવવા નીકળી પડતા નથી, તેઓને પણ આ ક્રિડામાં મોહિની તો લાગે છે. આપણા પૂર્વજો આવી 'ક્રિડા' વડે અને તને માટેજ આ દુનિયામાં જીંદગી ગાળતા

હતા એટલુંજ નહીં, પણ આવતા જન્મમાં તેનાથી મોટામાં મોટું સુખ પ્રાપ્ત કરવાની ઉમેદ રાખતા હતા; તેમના તરફથી આપણને આ ક્રિડા વારસામાં મળી છે. ઓસિયન કહે છે કે, "જંગલી ડુક્કર તેમની કબરો ઉપર ધસી આવે છે, પરંતુ તેમના આરામમાં તે કાંઇ ખલેલ પાડતો નથી. પોતાની જુવાનીના સમયની ક્રિડાઓને તેઓ હજી ઘણી ચાહે છે, અને તેથી આનંદથી તેમાં ભાગ લેવા તત્પર થાય છે."

સ્વચ્છ પાણીના ઉપર આપણો આધાર છે, તેને માટે ઘણું લખાએલું છે; પરંતુ સ્વચ્છ તાજી હવાના ઉપર પણ આપણો તેટલોજ આધાર છે આ કેટલી આશ્ચર્યની વાત છે? હવા આપણા શરીરમાં બધે વ્યાપી રહે છે, આપણા શરીરની ત્વચા ઉપર બધે તે પ્રસરી ગએલી છે. તે એટલી નાજુક છે કે આપણે તે જોઇને જાણી શકતા નથી; તેમ છતાં તે એટલી બળવાન છે કે ફુલ અને ફળની સુગંધી આપણા ઓરડામાં ઘસડી લાવે છે, આપણાં વહાણોને દરિયા ઉપર લઇ જાય છે, અને દરિયાની તથા પર્વતોની સ્વચ્છ, ચોકખી ચીજો ઠેઠ આપણા શહેરોમાં લઇ આવે છે. પવન દ્વારાએ આપણે શબ્દ સાંભળીએ છીએ; આપણે જેમને ચાહીએ છીએ તેમના અવાજ આપણે કાને તે પાડે છે અને કુદરતનું સઘળું મધુર ગાયન આપણે તેને લીધે સાંભળીએ છીએ. પૃથ્વીને જળમય કરનારા વરસાદનું તે વિશાળ તળાવ છે; દિવસની ગરમી અને રાતની ઠંડીને તે નરમ પાડે છે—તેનું જોર કમી કરે છે; આપણા માથા ઉપર સુંદર આસમાની રંગના ઘુમટનું આચ્છાદન કરે છે, અને સવારમાં તથા સંધ્યાકાળે આકાશને પ્રકાશમય કરે છે. તે એટલી બધી નાજુક અને સ્વચ્છ, એટલી બધી મૃદુ અને તેમ છતાં ઉપયોગી છે, કે બધા કુદરતી

વિદેહી આત્મા પૈકી એરીઅલ ઘણો જ નાજુક, પ્રીતિપાત્ર, અને મોહક છે એમાં કંઇ આશ્ચર્યની વાત નથી.

જેફ્રીસ કહે છે કે, સુગંધી વાયુના જેવી આનંદદાયક ચીજ બીજી કોઇ નથી, તે આસપાસ બધે વિંટાએલા ફુલના જેવો છે. આકાશનો ઘુમટ જાણે ઘણ્ટાકાર ફૂલ હોય, ને તે આપણા માથા ઉપર આવી રહેલું હોય, તથા તેની જાદુઇ ખુશબો પૃથ્વીની બધી ખાલી જગ્યામાં ભરી દેતું હોય તેના જેવું લાગે છે. વનફૂલમાં થઇને આવતી હવા તો બધાં કરતાં વધારે સુગંધીમય લાગે છે. તારાકાર ફૂલો કિનારા ઉપર જે જંગલી ઘાસ તેને દબાવી દેતા હતા તેનાથી ઊંચે દેખાવાને આગળ ચઢતાં અને ઊંચે વધતાં દેખાય છે; બુદ્ધિશાળી પુરુષને પણ હમેશાં આવો પ્રયાસ કરવો પડે છે. આવા વાયુથી ઉત્પન્ન થતા અનેક વિચારોને લીધે સીધો સપાટ રસ્તો પણ સુંદર થયો હતો. તારાના પ્રકાશમય આવા કિનારા આગળ બેસવાને હું દરરોજ સવારમાં આવતો હતો.

"હમેશાં એજ રસ્તે અને એજ જગ્યાએ હું શા માટે જતો હતો, અને કંઇ પણ ફેરફાર કરવાની ઇચ્છા કેમ નહોતો રાખતો તેનું કારણ કેટલાંક વર્ષ સુધી હું સમજી શકયો નહોતો. કંઇ પણ ફેરફાર કરવાની મને ઇચ્છા નથી. તેની તેજ જૂની અને પ્યારી વસ્તુઓ, તેજ વનફૂલો, તેજ વૃક્ષ, અને સુંવાળું એવગ્રીન, તેજ વિલાયતી કપોત (મધુર ગાનારૂં) પક્ષી, અને બ્લેકબર્ડ નામનું (મધુર ગીત ગાનારૂં) પક્ષી, તથા રંગીન 'યલો હેમર' નામનું પક્ષી, એમને જોવાની ઇચ્છા રાખું છું, અને અજવાળું હોય ત્યાં સુધી ગાયા કરે એવી ઇચ્છા રાખું છું. વળી તે બધાં તેજ જગ્યાએ હોય તેવી મારી ઇચ્છા છે.............વસંતઋતુમાંથી પગલે પગલે ચઢતા ઉનાળાની મોટી ચડઉતર બેઠક

પર જવાનો જાણે તેમના જીવવાળો દાદર બનેલો હોય તેવું મને લાગે છે. વળી આ બધું વર્ષોવર્ષ નિહાળવાની મારી જીજ્ઞાસા છે."

સ્વિટઝર્લાંડનાં ખેતરોમાં હોય છે, તેવી આપણા ખેતરોમાં સુશોભિત ફૂલોની ઘણી જાતો જોવામાં આવતી નથી, છતાં કેટલીક વાર તેમાં બટરકપ્સ ખિલી નીકળે છે.

> "અને રૂપેરી ધોળા રંગના લેડીઝસ્મોકસ બીડોમાં
> પથરાઇ રહે છે, ને જોનારાને આનંદ આપે છે."*

અને વન તો વળી એથી પણ વધારે સુંદર અને વધારે મોહક લાગે છે.

> "સ્વપ્નામાં જણાતો પરીઓના વાસનો દેખાવ હોય
> તેવી રીતનો બધો દેખાવ રાની અને ચમત્કારી
> લાગે છે."

આપણે ઘણી વાર હવા ખરાબ હોવાનું સાંભળીએ છીએ, પણ ખરૂં જોતાં કોઇ પણ હવા ખરાબ નથી. તે બધી જુદી જુદી રીતે આનંદદાયક છે. ખેડુતને કે પાકને અમુક હવા ખરાબ હોય ખરી, પરંતુ માણસને તો બધી જાતની સારીજ છે. તડકો એ આનંદકારી છે, વરસાદ આપણને તાજા કરે છે, પવન કૌવત આપે છે, બરફ ઉલ્લાસ આપે છે. રસ્કીન કહે છે તે પ્રમાણે, "ખરાબ હવા એવી કોઇ પણ ચીજ ખરૂં જોતાં નથી. ફક્ત જુદા જુદા પ્રકારની સારી હવા હોય છે."

આરામ લેવો એ કંઇ આળસ નથી, અને ઉનાળાના એકાદ દિવસમાં ઝાડોની ઘટા નીચે, પાણીના વહેળાનો ખુલવાટ સાંભળવાને, અથવા આસમાની રંગના આકાશમાં ચાલતાં વાદળાં નિ-

* શેક્સપીઅર.

ભાળવાને ઘાસના ઉપર કોઇ કોઇ વાર પડવું એ કોઇ પણ રીતે વખત ફોકટ ગુમાવ્યા જેવું નથી.

વળી હવા અને કસરત સાધારણ રીતે સાથેનાં સાથે રહેતાં ગણાય છે; અને તેથી કરીને બંને ફાયદા સાથે મળી શકે છે. ઘોડાના બાહ્ય ભાગને માટે છે તેવું માણસના અંદરના ભાગને માટે આના જેવું ગુણકારી કંઇ નથી. ખરેખર દરેક માણસે દરરોજ નિદાન બે કલાક ખુલ્લી હવામાં રહેવાની પોતાની મુખ્ય અને પવિત્ર ફરજ ગણવી જોઇએ.

જેમ શરીરને માટે છે તેમ કાનને માટે પણ ખુલ્લી તાજી હવા ઘણીજ લાભકારી છે. કુદરતને કંઇ મહત્ત્વની ગુપ્ત વાત આપણને કહેવાની હોયની તેમ હમેશાં આપણી સાથે વાત કરવાને યત્ન કરતી જણાય છે; અને તે પ્રમાણે તેણે કીધું પણ છે. પૃથ્વી અને આકાશ, જંગલો અને ખેતરો, સરોવરો અને નદીઓ, પર્વતો અને દરિયો એ ઉત્તમોત્તમ શિક્ષકો છે, અને પુસ્તકો ઉપરથી શીખી શકાય તેના કરતાં પણ વધારે કુદરત આપણામાંથી કેટલાકને શીખવે છે. આટલેથી જ બસ થતું નથી. જો તમે ગામડાંઓમાં ફરવા જાઓ, નદીઓમાં હોડી ચલાવો, વનમાં જઇ ફૂલ તોડી એકઠાં કરો, પત્થર થઇ ગએલા પદાર્થોનો સંગ્રહ કરો, દરિયા કિનારા પર શંખ વગેરે અને દરિયાઇ છોડવા ભેગા કરો, ક્રિકેટ (દડીમાર) અથવા ગોલ્ફ (ગેડીદડા) રમો, અથવા બીજી કોઇ પણ રીતે તાજી હવામાં ફરી હરીને શરીરને કંઇ કસરત આપો, વા તેથી તમારૂં આરોગ્ય સુધરશે એટલું જ નહીં, પણ તમારી ચિંતા, ફિકર અને જંજાળ નાશી જશે, અથવા કંઇ નહીં તો ઘણે ભાગે કમી થશે, કુદરત માણસને શાંત પાડે છે અને તેનામાં કૌવત આણે છે. તેના મનને તે વધારે સ્વસ્થ અને આનંદી કરે છે.

મોજશોખમાં અને આરામમાં જ ગાળેલી જીંદગી આપ-સ્વાર્થી થઇ જાય છે એટલુંજ નહીં, પણ અસહ્ય અને અરસિક થાય છે. રમતો અને ક્રિડાઓમાંજ જીંદગી ગાળવાનો કદી વિ-ચાર રાખવો નહીં જોઇએ, પણ અમુક હદમાં તેમાં વખત ગાળવો એ આળસમાં વખત ગાળ્યો ગણાય નહીં.

અને ત્યારે આરામ–વિશ્રાન્તિ–ના આવશ્યક ભાગો કયા કયા છે? આનંદ એ ખોટો પણ છે અને ખરો પણ છે. પ્લેટોએ પોતાના ગ્રંથમાં પ્લુટાર્કસ પાસે સોક્રેટીસને પૂછાવ્યું છે કે, 'સોક્રેટીસ, ખરા આનંદના પ્રકાર કયા કયા છે?' (આનંદ શેમાં રહેલો છે?) સોક્રેટીસે તેના ઉત્તરમાં જણાવ્યું કે, "સુંદર રંગોથી થતો અને આકૃતિઓથી થતો આનંદ સુગંધીમાંથી પ્રાપ્ત થતો ઘણો ખરો આનંદ; તેમજ ધ્વનિથી થતો આનંદ. વળી જે કોઇ પદાર્થોનો અભાવ લાગતો નથી તથા દુઃખદાયક નથી, અને પદાર્થો હોય તો જણાય છે, અને સુખ આપે છે, તેવા પ્રકારના આનંદને ખરો આનંદ કહી શકાય."

પરંતુ ઇન્દ્રિયો ખરૂં સુખ અને આનંદ આપી શકે છે, તો-પણ તેમાં કંઇ ઉત્તમ પ્રકારનું હિત રહેલું નથી. તેણે વધારામાં જણાવ્યું કે, "ફિલીબસનું કહેવું એમ છે કે ઉપભોગ, આનંદ અને ઉલ્લાસ, અને તેને મળતી લાગણીઓ પ્રત્યેક મનુષ્યને હિતકર છે. પણ મારૂં કહેવું એવું છે કે તેની જણાવેલી બાબ-તોમાં નહીં પરંતુ ડહાપણ, જ્ઞાન અને યાદદાસ્ત, અને તેને લગતી બાબતો, વાજબી અભિપ્રાય અને ખરાવિચાર એ બધા જે માણસો તેનો ઉપયોગ કરી શકે એવા છે તેમને માટે વધારે સારા અને ઇષ્ટ છે, અને જેઓ તેનો ઉપયોગ કરી શકે એવા છે અગર થશે, તેમને તે બધી બાબતો ઘણીજ લાભકારી છે."

ખરો આનંદ અગણિત વસ્તુમાંથી મેળવી શકાય છે. સગાં અને મિત્રો, વાતચિત, પુસ્તકો, સંગીત, કવિતા, કળા, કસરત અને આરામ, સૃષ્ટિસૌન્દર્ય, ઉનાળો અને શિયાળો, સવાર અને સાંજ, રાત અને દિવસ, તડકો અને વણ્ટોળીયો, વન અને ખેતરો, નદીઓ, સરોવરો અને દરિયા, પશુ, પક્ષી અને છોડવા, વૃક્ષ અને ફૂલ, પાંદડાં તથા ફળ એ તેમાંની થોડીક છે.

'પૃથ્વીનાં ઉપયોગી ફળોનો આપણે ઉપભોગ કરી શકીએ,' તેટલા માટે તે મેળવવાની પ્રાર્થના કરીએ છીએ તે કંઇ સેજસાજ ઇશ્વરી બક્ષિસ માગતા નથી. વળી, "માણસ ન જાણતો હોય તેવાં સુખનાં નવીન સાધનો હજુ ઘણાં છે, અને તે સુધારાને સુંદર રસ્તેજ તેને મળી આવશે." *

આ જીંદગીમાં સુખનો અનુભવ આપણે નહીં લઇએ તો તેમાં આપણો પોતાનોજ દોષ છે. રસ્કિન કહે છે કે, 'સઘળા માણસ સુખ મેળવી શકે તેમ છે, પણ થોડાકજ તેમાં ફતેહ પામે છે.'

'અરેબિયન નાઈટ્સ' માં મોટામાં મોટી તાલિસ્માતની ચીજો પૈકી શેતરંજી હતી; આના ઉપર બેસનાર માણસ જ્યાં જવાની ઇચ્છા રાખતો હોય તે ઠેકાણે તેને લઈ જવામાં આવતો. હાલમાં હવે આપણા બધાનું આવું કામ રેલવે (આગગાડી) થી થઇ શકે છે, અને "આપણી દૃષ્ટિગોચર વસ્તુઓનો વિસ્તાર જેમ જેમ વધતો જશે તેમ તેમ આપણે કલ્પના કરી શકીએ તેવી બાબતોનો ભંડાર પણ મોટો થતો જશે."

* આઉટીઅલ્સ ઓફ લાઇફમાં મેન્ટિગેઝા.

વળી સારી રીતની વાતચિત એને આ જીંદગીના આનંદ માં હું ઊંચું પદ આપુ છું. એ એક વખાણવા જોગ કેળવતનું આસક છે. તેથી મન અને તન બંનેને ખોરાક મળે છે. આ પ્રકારે હેરિકને બેન જોન્સન તરફથી ઘણોજ લાભ થયો હતો અને તે બદલ પોતાના ઉપર થયેલો ઉપકાર ઘણી સારી રીતે તેણે સ્વીકારેલો છે. પોતાના મિત્રમંડળનાં ખાણાં થયેલાં તેમાં તે મંડળને લીધે તેઓ ગાંડા નહોતા બનતા પણ નિરંકુશ ઉમદા વૃત્તિના થતા હતા, અને તેની સાથે બેન જોન્સનની દરેક કવિતા તેમના ખાણાની વાનીઓને અને ખુશ મિજાજમાં લાવતા દ્રાક્ષાસવને હઠાવી દેતી હતી.

સંધ્યાકાળનો વખત આનંદમાં ગુજારેલો હોય તે જણાવવાને માટે જોન્સન કહેતો કે "સાહેબ, આપણે સારી વાતચિત થઇ." મને પોતાને પણ લાગ્યું છે કે ડાર્વિન અથવા લાયલ, કિન્ગસલી અથવા રસ્કિન, હુકર, હકસલી અથવા ટિન્ડલ સાથે મેં એકાદ કલાક કાઢેલો, તે મને ઘણીવાર તાજા પવનની લહેરના જેવો ઉત્સાહ આપનારો લાગ્યો છે.

સંભાષણની કળામાં માણસ માણસમાં જેટલો ફેર પડે છે, તેટલો બીજી કોઇ પણ ઇશ્વરી બક્ષિસમાં ફેર પડતો નથી. મારા જાણવામાં કેટલાક એવા માણસો છે કે જેઓ ઘણા હોશિયાર છે અને જેઓ મંડળીમાં ખુશ કરે તેવા છે પરંતુ તેમના વિચાર વગેરે ખાસ કઢાવવામાં આવે નહીં તો તેઓ પોતાની મેળે કંઇ પણ બતાવવાના નહીં એવી તેમની પ્રકૃતિ છે. સારા વક્તાને જ્યાં જાય ત્યાં સન્માન મળે છે. બીજી બધી બાબતોની માફક આ કળા પણ કેળવી શકાય છે. મહાવરા વગર કોઇ પણ માણસે સારી રીતે વાતચિત કરવાની આશા રાખવી ફોકટ છે.

સર વિલ્યમ ટેમ્પલ કહે છે કે, " સારા સંભાષણને માટે પહેલું સત્ય જોઇએ, બીજું સારી સમજ જોઇએ, ત્રીજું ઉલ્લાસવૃત્તિ જોઇએ; અને ચોથું વાક્ચાતુર્ય જોઇએ " આમાંની પહેલી ત્રણ બાબતો તો માણસના સ્વાધીનની છે ખરી.

ઘણા માણસોએ જે જ્ઞાન મેળવેલું છે, તેનો ઘણો ભાગ સંભાષણ–વાતચિતથી મેળવેલો છે. બેકન કહે છે કે " જે માણસ પૃચ્છક થાય છે, ઘણા પ્રશ્નો પૂછે છે, તે વધારે શીખી શકે છે, અને તેવી રીતે મેળવેલી જ્ઞાનની છાપ તેના મનમાં કાયમ રહે છે. પરંતુ આવો માણસ જે વિષયમાં પ્રવીણ હોય તેના સંબંધનાજ જો પ્રશ્નો પૂછવામાં આવેલા હોય, તો તેનો લાભ અતિઘણો થાય છે. કારણ આમ કરવાથી વાત કરવાનો સામા માણસને ઘણો રસ પડે છે; અને પૂછનાર પોતે હમેશાં વધારે વધારે જ્ઞાન મેળવી શકે છે."

સૃષ્ટિસૌન્દર્યની ખૂબી સમજવાની બુદ્ધિ આપણે આપણાં છોકરાંમાં ખીલવતા નથી એટલુંજ નહિ, પણ આપણે પોતે પણ તેવો શોખ ઘણે ભાગે ધરાવતા નથી. તેમ છતાં પણ એથી જે આનંદ થાય છે, તેવો નિર્દોષ આનંદ–વગર ખરચનો આનંદ–સુલભ આનંદ–અને તેની સાથે જ્યારે જોઇએ ત્યારે મેળવી શકાય તેવો આનંદ બીજો કયો છે? એક માણસ સૃષ્ટિનો સઘળો દેખાવ વૃક્ષો અને પાંદડાં, ફળ અને ફૂલ, આસ્માની આકાશ, સુંવાળાં વાદળાં, તેજ મારતો દરિયો, સરોવરનાં મોજાની લહેર, નદી પરનો ચળકાટ, ઘાસ પર પડતી છાયા, રાત્રે દેખાતા ચંદ્ર અને તારા, એ સઘળું જોઇ, અત્યંત આનંદ અનુભવે છે. બીજા કોઇને આ બાબું કાંઇ હિસાબમાં નથી. તે એમ સમજે છે કે ચંદ્ર અને તારા

નકામા પ્રકાશે છે; પક્ષીઓ અને જંતુઓ, વૃક્ષો અને ફૂલો, નદી સરોવર અને દરીયો, સૂર્ય, ચંદ્ર અને તારા, એ પૈકી કોઇનાથી પણ તેને આનંદ લાગતો નથી.

"કારણ કે શરીર એ આત્મા (મન) ઉપરથી આકાર ધારણ કરે છે; કેમકે આત્મા એજ આકાર છે અને તે શરીર ધારણ કરે છે."*

"માણસના સાધારણ હલકા પ્રકારના ગર્વને ભપકાથી સંતોષ આપવાને માટે આપણા કૃત્રિમ રંગો ઠીક છે, પણ વિખરાઇ જતાં વાદળાં માટે અગર જંગલી બતકના એક પણ પીંછા માટે તે સારા ગણાશે નહીં."

રસ્કિન કહે છે કે, "સંધ્યાકાળનો પ્રકાશ અને ક્ષિતિજમાં લીલા રંગના આકાશમાં પ્રકાશતા રાતા વાદળામાં આવેલી છાંટ, એ પ્રકાશ (તેજ) એવા પ્રકારનો છે કે તે ઉપર આંખ ઠરી જાય છે અને સૌન્દર્યની ઉંડી-ખરી-લાગણીથી તે નિહાળે છે." આકાશના રંગો પૃથ્વીને જાણે તેજોમય કરે છે, અને 'પેલા પશ્ચિમ તરફના શિખરની કોર પર દેખાતા નારંગી રંગો હજારો વર્ષના સૂર્યાસ્તનું ભાન આણે છે.' સૂર્યાસ્તનો સમય એટલો બધો સુંદર જણાય છે કે આપણે જાણે સ્વર્ગના દરવાજામાંથી જોતા હોઇએ એવું લાગે છે.

[1]ટાલમુદના ટીકાકાર જણાવે છે કે [2]મેન્નામાં દરેક માણસને પોતપોતાને પસંદ પડતોજ સ્વાદ લાગતો હતો. આજ પ્રમાણે

---

* સ્પેન્સર.

૧. ટાલમુદ—યાહુદી લોકોનું સટીક ધર્મ તથા વ્યવહારશાસ્ત્ર.

૨. પ્રાચીન કાળમાં અરબસ્તાનનાં જંગલોમાંથી પસાર થતી વેળાએ ઇસ્રાયલ લોકોને ચમત્કારિક રીતે મળી આવેલો ખોરાકનો એક પદાર્થ.

કુદરત–સૃષ્ટિ–માં શોખ રાખનાર માણસને પોતાને જે વસ્તુ ઘણી જ પ્રિય હશે અને જેથી આનંદ થતો હશે તે તેને મળી આવશે.

આમ છતાં પણ ખરા સુખ–ખરા આનંદના પ્રકારની લાંબી ટીપ લખી તે પૂર્ણ બતાવવા યત્ન કરવાનો મારો વિચાર નથી; અને વળી જ્યાં નિર્દોષ આનંદ આટલા બધા પ્રકારના છે, ત્યાં ખરાબ હોય તેવા, અથવા શંકા પડતા હોય તેવા, પસંદ કરવાનું પણ પ્રયોજન શું છે? કંઇ નહીં તો સારા છે તે પૂર્ણ કરો; ત્યાર પછી બીજાઓને માટે વિચાર કરવા ઘણોએ વખત મળશે.

કહેવત પ્રમાણે જેમણે 'દુનિયા જોઇ છે' અને જેઓ એમ ધારે છે કે અમને દુનિયાનો અનુભવ મળી ગયો છે તેમની સમજ ઘણી ભૂલભરેલી છે. પોતાનું ગામડું છોડી જે ખેડુત કોઇ પણ વખત બહાર ગયો નથી, પણ ત્યાંજ રહીને પોતાની આંખનો ઉપયોગ સારો કીધો છે, જેણે અવલોકન કીધું છે, તેવા ઘણાક ખેડુતોને આ જીંદગીના ખરા તત્વોનું જ્ઞાન જેટલું છે તેના કરતાં પણ કમી જ્ઞાન આ લોકોને છે.

મોજશોખમાં ગાળેલી જીંદગી, 'વિલાસી જીંદગી,' એ ખરેખરા સુખનો દુઃખદાયક ઢોંગ છે. જે માણસ તેના ભોગ થઇ પડયા છે તેઓ આ સંસાર માટે કડવી ફરિયાદ કરે છે. પરંતુ આમાં તેમનો પોતાનોજ દોષ છે. ડી મસેટ કહે છે કે "હું જુવાન છું, મેં હજુ અર્ધી જીંદગી કાઢી છે, તેમ છતાં આટલેથીજ હું થાકી ગયો છું; તેથી પાછો ફરી પાછલાં કૃત્યો પર નજર કરૂં છું." આ કેવી ખેદકારક કબૂલત? વિવેકથી તે વર્ત્યો હોત તો પોતાની કાઢેલી જીંદગીનો વિચાર કરતાં તે ઇશ્વરનો ઉપકાર માનત, અને હવે પછીની જીંદગી માટે તે સારી આશા રાખી શકત.

જીંદગીની અગત્ય તેમાં કરેલા સારાનરસા કામની કિંમત ઉપરથી ગણાય છે. " વળી જે શરીર આત્માનો સહભોક્તા છે, અને તેમ છતાં તેનાથી ઉતરતું છે, તેના ઉપર આત્મા વિવેકથી હુકમ ચલાવે, અથવા પ્રીતિથી તેના ઉપર અમલ ચલાવે, અને લાભ થાય તેવી રીતે તેની કાળજી રાખે, તથા જોઇતી સઘળી વસ્તુ પૂરી પાડે, તેમજ કૃપાદષ્ટિથી તેની સાથે વર્તે તો આત્મા અને શરીર એ બેના મળવાથી મનુષ્ય પૂર્ણ સ્થિતિએ પહોંચી શકે છે. પરંતુ જો શરીર અમલ ચલાવવાને યત્ન કરે, અને તૃષ્ણાનું જોર વધારી પહેલાં બુદ્ધિને બગાડે, અને પછી ઊંચા પ્રકારના ઇચ્છા અને વિવેકના ઉપર અંકુશ રાખવા માંડે તો શરીર અને આત્માનો સમાગમ યોગ્ય થશે નહીં; અને તેવી સ્થિતિવાળો મનુષ્ય મૂર્ખ રહેવાનો, અને દુઃખી થવાનો. આત્મા જ્યારે અમલ ચલાવી શકે એમ હોતો નથી ત્યારે તે સોબતી તરીકે ચાલી શકતો નથી. કાંતો તેણે શરીર ઉપર અમલ ચલાવવો જોઇએ, અગર તો આધીન રહેવો જોઇએ. બરોબરીઆ તરીકે હોય તો કદી લાભ થાય નહીં. "*

* જેરેમી ટેલર.

# પ્રકરણ ૫ મું.

## આરોગ્ય.

જીવાત્મા એ મનુષ્યમાં ઉમદામાં ઉમદા ભાગ છે; પણ હાલની સાંસારિક સ્થિતિ જોતાં તે શરીરની મારફત અને શરીરની સહાયતાથી જ કામ કરી શકે એવું છે. આપણા (ઇંગ્લાંડના) મોટા દેશી ગૃહસ્થ ફેરેડેએ પહેલો પ્રયોગ કરેલો તે ઉપરથી આના સંબંધમાં એક રમુજી દૃષ્ટાંત આપણને મળે છે. શરૂઆતમાં તે રસાયનશાસ્ત્રીની દુકાનમાં કામ કરવા રહ્યો હતો. ત્યાંથી એક દિવસ એક ગ્રાહકને ત્યાં એને મોકલવામાં આવ્યો હતો તે વખતે તેના ઘરના બારણામાં રાખેલો ઘંટડી તેણે વગાડી છતાં કોઇ તે સાંભળી શકયું નહોતું. પછી ઘરમાં કોઇ છે કે નહીં તેની જાતે જોઇને ખાતરી કરવા સારૂ કઠેરામાં તેણે પોતાનું માથું ઘાલ્યું અને તે ઉપરથી કઠેરાનો કઇ બાજુએ પોતે ખરેખરો છે એની તેને શંકા ઉત્પન્ન થઇ. આખરે વિચાર કરી તેણે એમ નિશ્ચય કીધો કે જે બાજુએ માણસનું માથું હોય તે બાજુ તરફ તે છે એમ ગણાય. પરંતુ તે સમયે પોતે ત્યાંથી ખશી જાય ત્યાર પહેલાં એકદમ બારણું ઉઘડયું અને કઠેરાની સાથે તેનો પગ દબાયો. આ ઉપરથી માથું અને શરીરના બીજા અવયવોના સંબંધનું અસલ દૃષ્ટાંત ખરૂં છે એવી તુરતજ એને ખાતરી થઇ.

આપણી જીંદગીની હમણાંની સ્થિતિને લીધે આરોગ્યના વિષયનો વિચાર કરવાની હાલ ખાસ જરૂર છે. આપણા બાપદાદાઓ આપણા કરતાં વધારે મુદત શહેર બહાર ગામડાંઓમાં ખુલ્લી હવામાં અને ખેતીના કામમાં રોકાયેલા રહેતા. આપણે

તેમના કરતાં વધારે મુદત શહેરમાં જ ગોંધાયેલા રહીએ છીએ અને તેમના કરતાં વધારે વાર સુધી ઘરની અંદર, દુકાનોમાં અને કારખાનાંઓમાં કામ કર્યા કરીએ છીએ; આપણો કામધંધો બેઠાં બેઠાં કરવાનો અથવા વાંકા વળીને કરવાનો છે, અને તે મગજ ઉપર તથા તંતુ માળા ઉપર વધારે ભારે બોજો નાખે એવા પ્રકારનો છે. મોટા શહેરોમાં વસનારા લોકો તેમના ઘરડાવરડાઓ કરતા ઓછા કૌવતવાન છે, એમાં ભાગ્યેજ શંકા ઉઠે એવું મને લાગે છે. લંડન શહેરના ગરીબ વસ્તીવાળા ભાગોમાં અથવા સામાન બનાવનારા કારખાનાઓવાળા બીજા કોઇ મોટા સ્થળમાં કોઈ પણ માણસ ફરવા જશે તો ત્યાંના સ્ત્રી અને પુરૂષ બંને ચૈતન્ય વગરના, ફીકા મ્હોડાવાળાં અને સંકુચિત છાતીવાળાં જોઇને નક્કી તે અજાયબ થયા વગર રહેશે નહીં. વળી લોકોના આરોગ્યના રક્ષણ માટે જે સુધારા દાખલ કરવામાં આવે છે તે રોગી અને દુર્બળ મનુષ્યને હયાત રાખે છે, તેથી તે પણ એક પ્રકારે હલેશત ઉભી રાખનારા છે. સહેજ સંભાળ અને લક્ષ રાખવાથી તેમજ આરોગ્યના નિયમના મૂળતત્વોનું કંઇક જ્ઞાન મેળવવાથી જે કારણો દૂર થઇ શકે એવાં હોય છે તે કારણોને લીધે રોગનું ઘણુંક સંકટ લોકોને ભોગવવું પડે છે.

છેક પૂર્વના જે સમયની હકીકત આપણને મળી આવે છે, તે સમયમાં પણ સુજ્ઞ રાજનીતિવેત્તાઓ આરોગ્યના વિષય ઉપર ઘણુંજ લક્ષ આપતા હતા. 'નિરોગી શરીરમાં નિર્વિકાર મન' એ સૂત્રની અગત્ય તેમને પૂરેપૂરી સમજાએલી હતી. આપણા આરોગ્યની સંભાળ રાખવી એ એક પવિત્ર ફરજ છે. મોઝીસ

ધર્મ સંબંધી જે ઉપદેશ કરતો હતો તેના પેટા ભાગમાં પોતે નક્કી કરેલા આરોગ્યના સંરક્ષણને લગતા નિયમનો સમાવેશ થયો હતો એવું કેટલીકવાર કહેવામાં આવે છે. મને લાગે છે કે આ કહેવું ભાગ્યેજ.ખરૂં હોય. આટલું તો આપણે યાદ રાખવું જોઈએ કે બાઇબલમાં રાજ્યના અને સાંસારીક તેમજ ધર્મ સંબંધી કાયદાઓનો સંગ્રહ છે. તેમ છતાં પણ આરોગ્યના નિયમો જો કે સર્વથા ધર્મના અંગ તરીકે કહી શકાય નહી, તો પણ તેની લગોલગ આવનારા હંમેશાં ગણાયેલા છે. " શું જાણતા નથી કે તમારા અંતરમાં રહેલા પવિત્ર આત્મા (ઘોસ્ટ) ના મંદીર રૂપે તમારૂં શરીર રહેલું છે? આ તમને પરમેશ્વર તરફથી બક્ષિસ મળેલું છે, અને તમે પોતે તમારા પોતાના નથી એમ સમજવું." * મધ્યકાળમાં શરીરને માટે જે તિરસ્કાર બતાવવામાં આવતો તેના કરતાં યાહુદીઓના લોકોનો શરીર માટેનો પૂજ્યભાવ વધારે ડહાપણવાળો હતો. વળી ચીંથરાં અને ધૂળમાં કંઇ અંતરગુણ રહેલો નથી પણ ખરૂં જોતાં તેથી ઉલટુંજ છે.

ગ્રીક લોકો " શરીર કેળવણી તેમજ માનસિક કેળવણી એક શાસ્ત્ર તરીકે તેમજ અધ્યયનના વિષય તરીકે ગણતા હતા. તેમની સ્ત્રીઓ લાવણ્યમય ખેલો કરતી અને કેટલીકવાર તો કસરતી ખેલો પણ કરતી હતી. ખુલ્લી જગ્યામાં રહીને અને આરોગ્ય સચવાય તેવી રીતની જીંદગી ગાળીને પોતાના શરીરના ઘાટ તેઓ એવા સુંદર બનાવતી હતી કે રૂપવતી સ્ત્રીઓ તરીકે તેઓ પ્રખ્યાત થઇ છે અને કોઈ પહોંચી શકે નહીં તેવા સનાતન નમૂના તરીકે ગણાય છે."

* સેન્ટ પોલ.

એક અસલનું સૂત્ર એવું જણાવે છે કે ઇશ્વરભક્તિ પછી સુઘડતા છે. વૈદ્યકશાસ્ત્રમાં જે પ્રાચીન શોધો થયેલી છે તે આ જૂના વચનને પુષ્ટિ આપે છે એટલુંજ નહિ, પણ એનું કારણ સ્પષ્ટ સમજાવે છે, તેમજ એ પ્રમાણે હોવાનું કારણ શું તે બતાવે છે.

હાલનાં જ્ઞાનને આધારે આપણે જાણીએ છીએ કે ઘણાક રોગો પેશીઓની નિયમ વિરૂદ્ધ થયેલી સ્થિતિને લીધે મુખ્યત્વે કરીને થતા નથી, પણ બહારના જંતુઓને લીધે થાય છે; તેમ કોલેરા, શીતળા, અને ઘણું કરીને બીજા રોગો એમને એમ પેદા થતા નથી, પણ તેના બીજ આપણા શરીરમાં પ્રવેશ કરે છે ત્યારેજ થાય છે. આ ઉપરથી આપણામાંજ સુઘડતા જોઇએ, એટલુંજ નહિ પણ આપણે રહેતા હોઇએ તે ઘર, આપણાં પહેરવાનાં કપડાં, આપણે પીવાનું પાણી અને આપણે શ્વાસ લઇએ તે હવા સ્વચ્છ અને નિર્મળ હોવાની ઘણીજ અગત્ય છે.

મનુષ્ય પ્રાણીનું શરીર એ ખરેખર એક સ્થાયી ચમત્કાર છે; મગજમાં જ્ઞાનનો જે અદ્ભૂત ભંડાર ભરેલો છે તેનોજ એક ક્ષણવાર વિચાર તો કરો? માંસના લોચા મગજની જે મરજી હોય તેની ખબર જે તે જગ્યાએ કેટલી ઝડપથી પહોંચાડે છે તેનો વિચાર કરો? સર જેમ્સ પેગેટે કહ્યું છે કે મહાવરાવાળો વગાડનારો દર સેકન્ડે ૨૪ સૂર નીકળે એવી રીતે 'પીયાનો' (વિલાયતી વાદિત્ર) વગાડી શકે છે. દરેક સૂરને માટે મગજની ઇચ્છા તંતુદ્વારાએ આંગળીઓને જણાવવી જોઇએ, અને આંગળીઓ તરફની ખબર મગજને પાછી મળવી જોઇએ. પ્રત્યેક સૂર માટે આંગળીની ત્રણ ગતિ થાય છે; નીચે દાબવાની, ઉંચી કર-

વાની અને નિદાન એક બાજુ તરફ લેવાની, અને આ રીતે એક સેકન્ડમાં કમીમાં કમી ૭૨ ગતિ થાય છે. વળી આ દરેક ગતિ માટે મગજની ઇચ્છાને પ્રત્યેક વેળાએ પહોંચાડવા પ્રયત્ન કરવો પડે છે. આ પ્રમાણે અમુક વેગથી, અમુક બળથી, અમુક જગ્યાએ તે ઇચ્છા અચૂક રીતે પહોંચાડવાની હોય છે.

ત્વચા એ નાજુક અને ઘણા શ્રમથી કરેલી ઇન્દ્રીય છે. એમાં લાખો છિદ્રો રહેલાં છે. શિરાઓ અને નસો, રગો તથા તંતુઓ લંબાણમાં માઈલના માઇલ થાય એટલાં છે. ત્વચા વખતો વખત બદલાયા કરે છે, અને તેનું પોતાનું કામ બરાબર રીતે થાય તેને માટે તેની પૂરતી કાળજી રાખવાની અગત્ય છે, તેમ પુષ્કળ પાણીની પણ જરૂર પડે છે. વળી વાળ સાફ કરવાને 'બ્રશ' ની જરૂર પડે છે ને ઉપયોગ થાય છે. તેમજ ચામડીને ઘસીને સાફ કરવાની જરૂર છે. આ અદ્ભૂત ઇન્દ્રિયનું આરોગ્ય જાળવવા માટે તેનાં અંગો વપરાશમાં આવવાં જોઇએ.

મિલ્ટને હૉબ્સન માટે કહ્યું હતું તેમ ઘણાક દર્દીઓને માટે એવું કહી શકાય કે "આરામ એજ તેનો રોગ હતો."

> "હેનિબોલ જે બરફ અને આલ્પસ પર્વતથી
> તે કેમ્પેનિયાના મોજશોખથી નબળો થઇ ગયો
> હતો, તે લડાઇઓ લડવામાં શૂરવીર અને જીતો
> મેળવનાર પુરૂષ હોવા છતાં મોજશોખથી પોતે
> જીતાઇ ગયો હતો." *

સર્વે ઇન્દ્રિયોથી નિર્દોષ આનંદ ઉપજે છે ખરો, પરંતુ આપણે તેને વશ થઈએ છીએ તો જૂના વખતની સાઇરેનની

* સેનેકા.

માફક સંસારના ખરાબા ઉપર અથડાવીને તથા તેના વિમળમાં નાખીને આપણો નાશ કરે છે. અને આપણને પાયમાલ કરી નાખે છે. ખોરાકમાં ચુક કરવાથી આપણે કેટલાક રોગો વહોરી લઈએ છીએ. ઉત્તરના દેશોની પ્રજાને ખરાબ કરનાર જે 'આલ-કોહોલ'–મદ્યાર્ક–તેના પર્યાય તરીકે ઘણી વાર પેય–પીવાના પદાર્થ–એ શબ્દ વપરાય છે. મદ્યાર્ક કેટલીક વાર અસરકારક દવા તરીકે ઉપયોગી છે ખરો, પણ એક વાર એનો સ્વાદ લાગે છે કે પછી તે છૂટતો નથી, અને આપણા,[1] બાંધવોના અર્ધા પાપકર્મ દુઃખ અને સંકટના કારણરૂપ તે છે. નિર્દોષ અને નિર્મળ બિચારાં પાણીએ કોઇને પણ પાપકર્મ કરવાને પ્રેરણા કીધી નથી, પરંતુ ગુન્હો એ લગભગ એકત્ર થયેલો મદ્યાર્ક કહીએ તો ચાલે. યાહુદીઓની એક અસલ કહેવત પ્રમાણે "સેતાન (કળી) જ્યાં તે જાતે જઇ શકતો નથી ત્યાં તે દારૂને મોકલે છે.

"દૈત્ય (કળી) એક વાર ઘરની અંદર દાખલ થાય છે અને બારણાની અંદર ઉભો રહે છે કે ત્યાં પછી શાન્તિ, આશા, ઉમેદ અને હરખ જરાવાર પણ થોભતાં નથી." [2]

પ્લિની કહે છે કે "દારૂ પીવાથી હાથ ધ્રુજે છે, આંખમાં પાણી ભરાયા કરે છે. રાત્રી બેચેનીમાં કાઢવી પડે છે, નઠારાં સ્વપ્નાં આવે છે, સવારમાં મ્હોંમાંથી ખરાબ વાસ નીકળે છે, અને બીજી બધી વસ્તુ તદ્દન ભૂલી જવાય છે." સર વૉલ્ટર રેલે આ ફકરાનો ઉતારો કરી વધારામાં જણાવે છે કે, "જેને

૧ મૂળ ગ્રંથકારના. ૨ ચેલીસ.

દારૂ પીવાની લત પડી હોય છે તે કાંઇ પણ વાત ગુપ્ત રાખી શકતો નથી તેથી તેનો કોઇપણ ભરોસો રાખતો નથી. દારૂ એ માણસને પશુ બનાવે છે એટલુંજ નહિ પણ તેને દિવાનો બનાવી દે છે; અને જે તેને દારૂ વ્હાલો હશે તો તારી પોતાની સ્ત્રી, તારાં છોકરાં અને તારા મિત્રો તને ધિક્કારશે."

દારૂ પીવાની ટેવને વખોડનારાં કેટલાંક લખાણ શેકસપીઅરે ઘણી ઉત્તમ ભાષામાં કરેલાં છે.

"ઘણી અફ્સોસની વાત છે કે પોતાના મગજને
ચોરી લઇ જવાને સારૂ માણસ પોતાના મ્હોંમાં
શત્રુને મૂકે છે. ઘણાજ ખેદની વાત છે કે હર્ષ,
મોજ, રંગરાગવાળી મીજબાની અને વખાણ વડે
આપણે માણસના પશુ સમાન બની જઇએ છીએ."

"હમણાં સારી સમજવાળા માણસ હોઇએ, ધીમે ધીમે મૂર્ખ બનીએ અને પછી તુરતજ પશુ બનીએ." આમ થવામાં પણ ખરેખર પશુને આપણે અન્યાય આપીએ છીએ.

આથી ઉલટી રીતે મિતપાનનો બદલો કેટલો કિંમતી છે તે તપાસો.

"જો કે હું ઘરડો દેખાઉં છું તોપણ શરીરે
મજબુત અને હુષ્ટપુષ્ટ છું; કેમકે મારી જુવાનીમાં
મેં મારાં શરીરમાં લોહીની સાથે ગરમ અને તાફાન
કરાવે એવો દારૂ કદી ભેળવ્યો નથી.........તેટલા
માટે મારી ઉમર હુષ્ટપુષ્ટ શિયાળાના જેવી ઝાકળ-
વાળી પણ લાભકારી છે." [1]

૧. શેકસપીઅર.

બાઇબલમાં છાકટાપણાના ગેરલાભ ઘણી જગ્યાએ વર્ણવ્યા નથી અને તે વિરૂદ્ધ ઘણું લખાણ નથી એના સંબંધમાં કેટલીક-વાર આશ્ચર્ય દર્શાવવામાં આવેલું છે; પરંતુ તે ગ્રંથ ગરમ દેશમાં લખાયેલો હતો તે આપણે યાદ રાખવું જોઇએ. છાકટા-પણું એ થંડા પ્રદેશનો ખાસ દુર્ગુણ છે. તેમ છતાં પણ સોલોમને તેને વખોડેલું છે.

દુઃખી કોણ છે? અફસોસમાં કોણ છે?
લડાઇઓ કોણ કરે છે? લવારો કોણ કરે છે?
કારણ વગરના ઘા કોને લાગે છે? આંખો કોની લાલ
ચોળ થાય છે?

જેઓ લાંબો વખત સુધી દારૂ પીધા કરે છે તેને ઉપર જણાવ્યો તેવો અનુભવ થાય છે.

જેઓ મિશ્ર દારૂ પીવાની ખોળ કરે છે તેને આ પ્રમાણે થાય છે.

દારૂ જ્યારે લાલચોળ રંગનો હોય છે, પ્યાલામાં કાઢેલો હોય તે વખતે તેનો જે રંગ હોય છે તેના ઉપર તારે નજર કરવાની નથી. ... ... ... ... ... ... ... ... ... ... આખર સરવાળે તે સાપની માફક કરડે છે, અને ઝેરી સર્પના જેવા ડંખ મારે છે." [૧]

છાકટાપણાનો દુર્ગુણ ઘટતો જાય છે, એવી આશા રાખ-વાને કેટલાંક કારણ હાલ જણવામાં આવે છે. માનસિક ઉદ્યોગ અને રોકાણને માટે વધારે વધારે મળતી તકો, સંગીતવિદ્યા પ્રાપ્ત કરવાની વધારે સરળતા, ચિત્રો, છબીઓ અને પુસ્તકો જોવા

૧. પ્રોવર્બ્સ–કહેવતો.

વાંચવાને વધેલી અનુકૂળતા, અને આપણા લોકોનાં વધારે માનને યોગ્ય તેમજ સવડવાળાં સુશે, એ બધાંને લીધે લોકોનું મન દારૂ વધારે પીવા ઉપરથી ખસતું જઈ મિતપાન તરફ તેમની વૃત્તિ થતી ગઈ છે ને થતી જાય છે.

પણ મધાર્કના ગેરફાયદા ઘણા મશહુર છે, તોપણ હદ કરતાં વધારે ખાધાના ગેરફાયદા પણ ઘણા સાધારણ છે. ઘણું કરીને સેંકડે નેવું માણસ ભૂખ હોય છે તે કરતાં વધારે ખાય છે. તેમજ તેમના શરીરના પોષણાર્થે જરૂર હોય છે તેના કરતાં વધારે ખાય છે. કોઈ કોઇ વખત મિજબાની કરવામાં આવે તો તેની હરકત નથી. હરહમેશ હદ કરતાં વધારે ખાવું ને પેટમાં ભાર કરવો તે નુકશાનકર્ત્તા અને શરીરને નાકૌવતકર્ત્તા છે. જોઈએ તે કરતાં ઘણું વધારે ખાવું એ તો સહેલું છે, જોઇએ તે કરતાં ઓછું ખાવાની તો ધાસ્તી જ નથી.

મિતતા એ જીંદગી પર્યંત રાખવાની જરૂર છે. "ખરૂં જોતાં જ્ઞાન અને કૌવત એ બન્નેને સોનાની માફક શુદ્ધ કરવાની સાથે તે બન્નેની કિમ્મત તે (મિતતા) દશ ગણી વધારી દે છે, અને કૌવતની સાથે નમ્રતાને ઉમેરવાથી તેમજ આવેશ–જુસ્સાની સાથે મિતપણાને ઉમેરવાથી કાર્યમાં ફતેહ મેળવવાનો મોટામાં મોટો છૂપો ભેદ સમજાય છે."

મિતાહાર અને મિતપાન એ નબળાઇ નથી પણ એક પ્રકારનું બળ છે; આપ અખત્યાર અને આત્મસંયમનો તેમાં સમાવેશ થાય છે. જમતાં ઘણીજ વાર લગાડવી નહીં, પરંતુ ખાવા દોડાદોડ પણ કરવી નહીં જોઇએ. એમ કહે છે કે જમીને હમેશાં જરા ભૂખે પેટે ઉઠવાની ટેવ રાખવી. જો પેટ ભરેલું હશે તો

મગજ કામ કરી શકતું નથી. "જમ્યા પછી થોડી વાર આરામ લો" એ એક સારો નિયમ છે. "મારીને નાશી જવું ને ખાઇને સુઇ જવું," એ કહેવત આને અનુસરતીજ છે, પરંતુ બે વખતના જમણના વચલા વખતમાં આરામ લેવાની જરૂર પડે એટલું બધું ખાવાની તમે ટેવ રાખશો તો તેવા પ્રકારની જીંદગી ખરેખર શોચનીય છે. શરીરમાં પ્રાણ રહે તે માટે ખાવાનું છે એ ધ્યાનમાં રાખવું. ખાવાની ખાતર જીવવાની આશા રાખવી નહીં જોઇએ. ખાતાં ઘણી વાર લગાડવાની ટેવ રાખનારાની જીંદગી ટુંકી જ હોય છે.

જંગલી લોકો વૈદું કરવાનું શીખે છે ત્યારે શરૂઆતમાં તેઓ અપવાસ કરે છે. આથી તંતુમાળાનું કામ ઘણી ચપળતાથી ચાલે છે અને તે ઉપરથી તેઓ અંદરથી કંઇ પ્રેરણા થઇ હોય તેવું સમજે છે. આ પ્રમાણે તેઓ કેટલીક વાર હદ ઉપરાંત પ્રયોગ કરે છે, એ વાત ખરી છે; પરંતુ આ પ્રમાણે અજમાવી જોનારની ખાતરી થશે કે ખોરાક કમતી ખાનારો માણસ માનસિક ઉદ્યોગ વધારે સારી રીતે કરી શકે છે.

માફકસર ખોરાક ખાધો હોય છે તે માણસનું હૃદય પણ ચપળતાથી કામ ચલાવી શકે છે, વધારે ખોરાક ખાવાથી ઉદાસ વૃત્તિ થાય છે, અને બીજા બધા રોગોને લીધે જેટલું દુઃખ માણસને થાય છે તેટલું દુઃખ એકલા અજીર્ણથી જ ઘણા માણસને થાય છે.

બેકન કહે છે કે, "ખોરાકની મુખ્ય બાબતમાં એકાએક ફેરફાર કરવામાં ઘણા સાવધ રહો. આ પ્રમાણે કરવાની જરૂર પડે તો બીજા પદાર્થો તેની સાથે ફાવે તેવાંજ રાખવા. વળી જમતી વખતે તેમજ ઉંઘતી વખતે અને કસરત કરતી વખતે

ખુલ્લા મનના અને ખુશ મિજાજમાં રહેવું જોઇએ. આયુષ્ય વધારવાનો ઉત્તમ રસ્તો આજ છે."

એબર્નેથી કહે છે કે "તન્દુરસ્ત રહેવાની તમારી ઇચ્છા હોય તો તમારે રોજ ૬ પેન્સ (ચાર આના) ઉપર ગુજારો કરવાની અને તે તમારે પોતેજ પેદા કરવાની ટેવ પાડવી જોઇએ." આ ડહાપણવાળા વચનમાં થોડા શબ્દોમાં ખોરાક અને કસરત બન્નેના સંબંધમાં અગત્યની બાબતોનો સમાવેશ થયેલો છે. છ પેન્સમાં હાલના સસ્તા કાળમાં જરૂર પૂરતો અને સારો ગુણકારી ખોરાક તમે ખરીદ કરી શકશો; પણ તેટલામાં તમો દારૂ પી શકો તેમ નથી, તેમ જ જરૂર કરતાં વધારે ખાઈ શકો તેમ નથી. શરીર કસવાની જરૂર પણ તે ખાસ બતાવે છે.

હાલની આપણી સ્થિતિ જોતાં ખુલ્લી હવામાં જે વખત ગાળવામાં આવે તે ગુમાવેલો ભાગ્યેજ ગણાય. આવો વખત જીંદગીના ખરા ઉપયોગમાં ગાળેલો ગણાશે એટલુંજ નહીં પણ ખરૂં જોતાં તેથી જીંદગી લાંબી થશે અને તમારૂં આયુષ્ય વધશે. રોમન લોક પણ ખુલ્લી હવાના ફાયદા સારી રીતે સમજતા હતા એવું જણાય છે. તમે ઘરની બહાર જેટલો વખત રહેશો તે જરૂરના કરતાં વધારે છે એવું ભાગ્યે જ બનશે.

ચોકખું પાણી એ તાજી હવાના જેટલુંજ અગત્યનું છે. શરીરની અંદર અને બહાર પુષ્કળ પાણીનો ઉપયોગ કરવાની જરૂર છે, અને ઠંડુ પાણી ખમી શકાય તો તેનો ઉપયોગ વધારે સારો છે. દાંત સાફ રાખવા જેવી બાબતો હલકી અથવા નજીવી દેખાય છે, પરંતુ શરીરના સુખને માટે તે ઓછી અગત્યની સમજવાની નથી.

શરીરનું આરોગ્ય ખરૂં જોતાં દવાથી જળવાતું નથી, પણ ટેવ અને ખોરાકના ઉપર તેનો ઘણો આધાર છે. આપણા વડવાઓ રોગ દૂર રાખવાને સારૂ દવા લેતા હતા. કૉલેજ ઑફ ફિઝિશ્યન (ડાક્ટરોની સમાજ) અને બેકન સુદ્ધાં દવાઓની ભલામણ કરતા હતા. તેમ છતાં પણ તે મોટી ભૂલ હતી. આવી ખોટી સમજ ઉપર લૉકે પહેલવહેલું લોકોનું લક્ષ ખેચ્યું હતું. વૈદ્યકશાસ્ત્ર એ નામ ઉપરથીજ દવાઓનો ઉપયોગ કરવાનો ઉદ્દેશ સમજાય છે. પરંતુ આપણે વિચારીને વિવેકથી વર્તીશું તો ઔષધિ પાછળ ઘણોજ થોડો ખરચ કરવાની જરૂર રહેશે.

કુદરતને તેને પોતાને રસ્તે કામ કરવા દો અને તેમાં અડચણ નાખો નહીં. કુદરતથી જે પ્રમાણે ચાલતું હોય તે પ્રમાણે ચાલવા દો. નેપોલિયન કહે છે કે, "વ્યવહારના ચાલુ નિયમથી ઉલટું વર્તન રાખો નહીં; તે નિયમને છૂટથી પોતાનો અમલ ચલવવા દો. આમ થશે તો તે ઔષધના કરતાં વધારે સારૂં કામ કરશે."

પુષ્કળ હવા, પુષ્કળ પાણી, ખોરાકમાં મિતાહાર આટલું હોય તો આપણે ઘણાખરા આરોગ્ય અને કૌવતનો આનંદ ભોગવી શકીએ, અને મોટી ઉમ્મરે પહોંચ્યા પછી પણ જુવાનીનો જુસ્સો જાળવી રાખી શકીએ.

પરંતુ આરોગ્ય એ ફક્ત શરીરના સંબંધમાં તપાસવાનું નથી. ક્રોધ, ચીઢ, શોક અને બીક એ માણસની શક્તિને નાશ કરનારાં કેટલાંક સાધનભૂત કારણો છે; અને એથી ઉલટી રીતે આનંદી સ્વભાવ, ઉલ્લાસવૃત્તિ અને મનની શાન્તિ–નિવૃત્તિ–એ આરોગ્યનાં મુખ્ય અને આવશ્યક ભાગ છે.

એવું કહેવાય છે કે હાસ્યના દેવના સ્મરણમાં તેનું નાનું બાવલું લાઇકરગસે સ્પાર્ટાના લોકના ભોજનના દરેક ઓરડા

માટે અર્પણ કીધું હતું. બફન કહે છે કે, "ઘણા લોકો વૃદ્ધ થતાં સુધી જીવી શકે ખરા, પરંતુ તેઓ ગર્વ અને ચીઢને લીધે વહેલા મરે છે." બફનનું આ કહેવું તેના પોતાના દેશી બાંધવોને માટે હતું, પરંતુ તે બીજા લોકોને પણ લાગુ પડે છે.

જ્યારે આપણો મિજાજ ઠેકાણે હોતો નથી ત્યારે આપણા તંતુઓ ઉપર બહારની વસ્તુઓ દબાણ કરે છે અને ઘણીજ નજીવી અડચણો—અગવડો—મોટી આફતનું રૂપ ધારણ કરી દે છે. આનો અર્થ એટલોજ થાય છે કે આપણને આવે વખતે આરામ અને તાજી હવાની જરૂર છે.

બાળકો ઉપર હદ કરતાં જાદે બોજો નાખ્યાની હકીકત તેમજ પાકી ઉમ્મરના લોકો કામ કરી કરીને મરી જાય છે એ ખબર આપણે ઘણીવાર સાંભળીએ છીએ. ઘણીક બાબતમાં તો શુદ્ધ મનથી કરેલું કામ શરીરને હાનિકર્ત્તા નથી, પરંતુ આવેશ, ગુસ્સો, પજવણી અને ચિંતા એ ત્રણથી શરીરની ખુવારી થઇ જાય છે. સારા તથા મહેનતના કામનાં કરતાં આળસ અને કુછંદથી ઘણા માણસ મરી ગયા છે. સ્નાયુઓને કસવાની જેમ જરૂર છે તેમ મગજને કસવાની પણ જરૂર છે. સવારમાં વહેલા ઉઠવાનો તમે મહાવરો રાખશો, મિતતા રાખવા માંડશો, અને વિવેકવાળી ટેવ પાડશો, તો કામ, સખત કામ પણ, જો તે હદ ઉપરાંતનું નહી હશે તો, તે તમને કંઇ પણ ઇજા કરવાને બદલે વધારે ગુણ કરશે.

આપણામાંના ઘણાઓને કોઈ કોઈ વખત પણ ઉંઘ વગરની સ્થિતિ ભોગવવી પડે છે. આવી સ્થિતિ બેશક ઘણી ઉદાસીનતા ઉત્પન્ન કરે છે. કંઇ મોટી વિપત્તિ માથા ઉપર આણે

આવી પડી ન હોય એવું આવે વખતે લાગે છે; કાંઈ સહેજ-સાજ અડચણ કે હરકત આવી પડે તો બીજે પ્રસંગે જે દૂર કરવા આપણે આનંદ માનીએ છીએ, તે આવે પ્રસંગે મહાભારત થઇ પડે છે. દરેક આનંદ આપનારી કે ખુશ કરે એવી બાબત ઉપરથી મન જાણે દૂર જતું રહે છે અને ગઇ ગુજરી કંઇ વાત બગડી હોય અગર કંઈ વાત કદાચ બગડી જાય તેના વિચાર મનમાં ઘુટાયા કરે છે. આમ છે તો પણ નિરાશ થવાનું કારણ નથી; નિંદ્રાનો અભાવ થવાથી કોઇ માણસ મારા જાણવા પ્રમાણે કદી મરી ગયો નથી. પણ આટલું તો વિશેષે કરીને યાદ રાખવું કે ઉંઘ લાવવાની દવા પીવી નહીં; આમાંજ ઘણા નુકશાનનું કારણ રહેલું છે. જેમ બને તેમ ઘરમાં કમી વખત રહો અને બહાર વધારે વખત રહો; જે બનાવ બને તેનો બહુ વિચાર કર્યા કરવો નહીં, પણ થવા કાળ હશે તે થશે એવું મનમાં ધારી રાખવું; આ પ્રમાણે કરશો તો ખાતરી રાખજો કે નિદ્રાનું સુખ તમને કોઇ દિવસ પાછું મળશેજ. નિંદ્રાનો અભાવ લાંબી મુદત ટક્યો નહીં હશે તો તેનો બદલો ઘણે અંશે તમને મળશે; કારણ કે નિંદ્રાના સુખની અર્ધી કિમ્મત પણ આપણે સાધારણ રીતે જાણી શકતા નથી, તે આમ થવાથી તમારા સમજવામાં પાકું આવશે.

શરીરના ઘણાક રોગોનું મૂળ કારણ મન માલમ પડે છે. વૈદકશાસ્ત્રીઓએ ફક્ત શરીર સંબંધી લક્ષણોનો વિચાર કરવાનો નથી, પરંતુ નીચેની લીટીઓમાં જણાવેલા પ્રકારનો બનાવ ઘણી વાર તેના જોવામાં આવશે અને તે ઉપરથી શું કરવું તેનો તેને ખ્યાલ કરવો પડશે—

" રોગી ! મનની શું તું સારવાર કરી શકતો નથી ? મૂળ ઘાલેલો શોક યાદદાસ્તમાંથી ઉખેડી શકશે નહીં ? મગજમાં જે પીડાની લાગણી થઇ આવી હોય તો તે દૂર કરી શકાશે નહીં ? અને કોઇ સારા વિચારો કરાવે તેવા ઉતારવડે મનમાં ભરાયલી અને અંતઃકરણને ભારરૂપ લાગતી ભયંકર બાબત કાઢી નહીં નંખાય ?"+

વળી આરોગ્ય એ સુખનું એક મોટું કારણ—અંગભૂત છે એટલુંજ નહીં, પણ કામ સારૂં થવાને તે જરૂરનું છે. આરોગ્ય ગુમાવવું એ નુકશાનકારક છે એટલું જ નહીં, પણ તે એકલપેટાપણું ગણાશે.

હદ કરતાં વધારે મહેનત કરવામાં આવે તો સારૂં કામ થવું અશક્ય છે અને કંઇ નહીં તો આપણાથી થઇ શકે તેવું ઉત્તમ કામ તો કરવું અશક્ય જ છે. હદ કરતાં વધારે પ્રયાસ કરવો એજ પદ્ધતિજ ખોટી છે; કેમકે એવી રીતે કરેલાં સઘળાં કામના બદલામાં પાછળની વધારે નિવૃત્તિ અને આરામની જરૂર પડવાનીજ; પરંતુ આ બાબત લક્ષમાં ન લઇએ તો પણ આવી રીતે કરેલું કામ ઉત્તમ પ્રકારનું હોવાનું નહીંજ; તેમાં ચિડિયાપણું અને નબળાઈની નિશાની જણાઇ આવવાનીજ; તેમાં વાપરેલી વિવેકબુદ્ધિ સારી હોવાની નહીં, જો તે કામ બીજા કોઈની સાથે રહીને કરવાનું હશે તો તેની સાથે તકરાર અને અણબનાવ થવાનો ઘણો સંભવ રહે છે. આવી સ્થિતિમાં કોઈ ચિત્રનું ખોખું કાઢવાનો યત્ન કરશે તો તેને તુરત જણાશે કે તેનો હાથ સ્થિર રહેતો નથી અને તેના ઉપર તે બરાબર અંકુશ

+સેક્સપીઅર.

રાખી શકતો નથી. આ પ્રમાણે થાય તે ફક્ત સ્નાયુના થાકને લીધેજ થાય છે એમ નથી, પણ મજ્જાતંતુના થાકને લીધે થાય છે. મહેનત કરવામાં આવે તેમાં આનંદ મળવો જોઇએ અને તેવો આનંદ મેળવવાને માટે આપણે એક સરખી રીતે ઉદ્યોગથી અને ઉત્સાહ સાથે કામ કરવું જોઇએ, પણ સતત્ તેજ કામ કરવું નહીં અને ખોરાક તથા આરામને, વ્યાયામ તથા તહેવારને વિસારી દેવાં નહીં.

શરીરની તન્દુરસ્તી પોતાનાં કૃત્યોને લીધે બગડેલી હોય છે ત્યારે જે નબળાપણું અને હલકું વલણ તેવી સ્થિતિમાં પ્રાપ્ત થાય છે તે ખાસ જણાઇ આવે છે. આથી ઉલટી રીતે કેટલાક માણસ પોતાના કંઇ દોષને લીધે નહીં, પણ જન્મથીજ દુખી અવસ્થા ભોગવે છે. આવાં દુઃખ જેના ઉપર આવી પડેલાં હોય છે, તેને શરીરની નબળાઇનો બદલો તેની બુદ્ધિ નિર્મળ ને તેજસ્વી બનાવીને કુદરત પોતે આપતી હોય એવું ઘણી વાર માલમ પડે છે. તેમના આનંદી સ્વભાવ અને ઉલ્લાસવૃત્તિનો દાખલો આપણે આરોગ્ય ભોગવનારાઓએ લેવાનો છે એટલુંજ નહીં, પણ દુઃખમાં દિવસ કાઢેલા હોવાથી તેઓ ઊંચી પદવી ભોગવે છે, અને લોકોમાં પૂજ્ય મનાય છે, એવું જણાય છે.



## પ્રકરણ ૬ ઠું.

### સાર્વજનિક કેળવણી.

જેના દાખલા મળી આવે છે એવા જૂનામાં જૂના વખતથી ડાહ્યામાં ડાહ્યા માણસોએ કેળવણી-વિદ્યાની અગત્ય બતાવી આપેલી છે.

હિતોપદેશમાં કહેલું છે કે—

न चौरहार्यं न च राजहार्यम् । न भ्रातृभाज्यं नव भारकारि ॥
व्यये कृते वर्द्धत एव नित्यम् । विद्याधनं सर्वधनप्रधानम् ॥

(સર્વ પ્રકારના ધનમાં વિદ્યારૂપી ધન એ મુખ્ય છે; કારણ કે તે ચોરથી ચોરાઈ જાય તેવું નથી, તેમ રાજાથી પણ લઇ લેવાય તેવું નથી; ભાઇઓમાં ભાગમાં વહેંચાય તેવું નથી, તેમ બોજારૂપ થાય તેવું નથી; વળી તે જેમ જેમ ખરચીએ તેમ તેમ તેમાં હમેશાં વધારો થતો જાય છે.)

પ્લેટો કહે છે કે 'સારામાં સારા માણસ કોઇ વખત પણ મેળવી શકે તેવી ઉત્તમ વસ્તુ તે વિદ્યા છે.'

મોન્ટેઇને સામાન્ય રીતે કહ્યું છે કે 'અજ્ઞાનતા એ દુ:ખનું મૂળ છે.'

ફુલરે કહ્યું છે કે 'મોટામાં મોટું દાન એ વિદ્યાદાન.' ×

અજ્ઞાનતાવાળી જીંદગી હમેશાં સરખામણીમાં સુસ્ત જીંદગી નીવડે છે. માણસને ફક્ત નિર્વાહને અર્થે નહીં પણ જીંદગીના

× ફૂલરના વર્સીસ.

એક સાધન તરીકે જ્ઞાનની જરૂર છે, એવું કહેવામાં આવેલું છે તે ખરેખર છે.

પેટ્રારકે કહ્યું છે કે બીજી બધી બાબત કરતાં વધારે દરકાર જે બાબત માટે તે રાખતો હતો તે વિદ્યા મેળવવાની હતી. વળી લોર્ડ સેના મ્હોમાં નીચેના જે શબ્દો શેકસપીઅર કવિએ મૂકેલા હતા તે ઘણું કરીને તેના પોતાનાજ વિચાર હતા—

"અજ્ઞાન એ પરમેશ્વરના તરફનો શ્રાપ છે; જ્ઞાન એ પાંખ છે કે જે વડે ઊડીને સ્વર્ગ તરફ આપણે જઇ શકીએ છીએ." સોલોમને એક સુંદર પદ્યમાં જણાવ્યું છે કે—

"જે માણસ ડહાપણ મેળવે છે અને જે માણસમાં સમજ આવે છે તે સુખી છે; કારણ રૂપાના વેપાર કરતાં તેનો વેપાર વધારે સારો છે અને ચોકખા સોનાના કરતાં તેમાં મળતો ફાયદો–નફો–વધારે સારો છે.

ડહાપણ એ માણેકના કરતાં વધારે મૂલ્યવાન્ છે અને જે જે ચીજની તમને ઇચ્છા થાય તે સઘળીનો આની સાથે મુકાબલો થાય તેમ નથી. દિવસની લંબાઇ એ તેના જમણા હાથમાં રહેલી છે અને તેના ડાબા હાથમાં પૈસા ને માન રહેલાં છે. તેના રસ્તા એ આનંદના રસ્તા છે, તેમ તેના સઘળા રસ્તા શાન્તિના છે."[1] અને વળી—

"ડહાપણ એ મુખ્ય બાબત છે, તેટલા માટે ડહાપણ મેળવ અને બીજું બધું તું મેળવે છે તેની સાથે સમજ પણ મેળવ."

---

૧ કહેવતો.

આમ છતાં પણ લાંબી મુદત સુધી લોકોમાં આથી ઉલટો અભિપ્રાય ચાલતો હતો અને ખાસ કરીને કન્યાઓના સંબંધમાં તેમ હતું. એક જર્મન કહેવત એવી છે કે 'લુગડાં મૂકવાનું કબાટ એજ સ્ત્રીઓની લાયબ્રેરી (પુસ્તકશાળા) છે.' અને એક ફ્રેન્ચ કહેવત એવી છે કે 'કન્યાઓને ચાર ઇવેંજલિસ્ટો[૧] અથવા ચાર દિવાલની અંદરજ રાખવી જોઇએ.' એક તરફથી ગરીબ લોકોને અને બીજી તરફથી ગૃહસ્થ લોકોને કેળવણી સાથે કંઇ પણ સંબંધ નથી એવા વિચાર પ્રચારમાં હતા, તેને ઘણાં વર્ષ થયાં નથી.

જો દરેક માણસ વાંચતાં શીખશે તો આ દુનિયામાં હાથની મહેનતવાળું કામ કરનાર કોઇ જડવો મુશ્કેલ પડશે, એવા વિચાર પ્રત્યક્ષપ્રમાણ તરીકે ડા. જોન્સન જેવા સુજ્ઞ અને સારા માણસે દર્શાવ્યા હતા. ડા. જાન્સન વિદ્યાના સંબંધમાં મોટો આધાર ગણવા યોગ્ય પુરુષ હતો, અને તેથી શ્રમનું પ્રૌઢત્વ કેટલું છે તે તેના ખ્યાલમાં આવ્યું નહોતું.

પ્રથમની સ્થિતિ આવી હતી. ત્યાર પછીની સ્થિતિમાં એવું ગણાવા માંડયું કે ધંધો ચલાવવાને સારૂ દુનિયાના વ્યવહાર સાથે કેળવણીને ખાસ સંબંધ છે. પોતાની હાલત જેવી હોય તેના કરતાં વધારે ઊંચે દરજ્જે છોકરાંઓ પહોંચી ન જાય તે ઉપર લક્ષ આપવાની જરૂર છે, એવું આ વખતે ધારવામાં આવતું હતું. ગરીબનાં છોકરાંઓને વાંચન અને ગણિત એ ત્રણનીજ ફક્ત જરૂર છે; વાંચન અને લેખન પોતાના ધંધાના

૧ બાઇબલનો સુવાર્તા નામનો ભાગ લખનાર

સંબંધમાં કામ પડે તેને માટે અને ગણિત હિસાબ રાખવાને સારૂ ઉપયોગી છે એમ સમજવામાં આવેલું હતું.

આવા વિચાર પ્રત્યેક વેપાર ધંધાના માણસોનો થયો હતો. લૉર્ડ એલ્ડન માટે એવું કહેવાય છે કે લન્ડનમાં જેઓ મૂર્ખમાં મૂર્ખ સરાફો હતા તેમને પોતાના કરતાં કમી મૂર્ખતાવાળા તેણે પસંદ કીધા હોત તો તેઓ તેના હિસાબમાં ગોટાળો કરત, એવી તેને દહેશત રહેતી હતી. (હાલના સરાફો—બેન્કના માણસો—કરતાં આ ઉપર જણાવેલા સરાફો તદન જૂદા જ પ્રકારના હોવા જોઇએ.) હેઝલીટનું કહેવું એવું હતું કે કોઇ પણ ધંધામાં પડનારા છોકરાને કંઇ પણ શીખવવું નહીં જોઇએ. તે જણાવતો કે, ધંધા સિવાય બીજો કંઇ પણ વિચાર મનમાં હશે નહીં તો તે માણસ ગમે તેવો હશે તોપણ પૈસા કમાઇ શકશે.'

આ હકીકત બીજી સ્થિતિની હતી.

હાલમાં આપણે કેળવણી આપવાની હિમાયત કરીએ છીએ, તે ફક્ત માણસ સારો કારીગર થાય તેટલા માટે નહીં, પણ કારીગર સારો માણસ થાય તેટલા માટે છે. 'જે માણસ શાળા સ્થાપન કરે છે, તે કેદખાનું બંધ કરે છે,' એવું વિકટર હ્યુગોએ કહ્યું છે તે વાજબી છે. સ્વિટ્ઝર્લાંડના એક રાજનીતિવેત્તાએ કહ્યું છે કે 'આપણાં ઘણાં છોકરાં ગરીબ માણસને ત્યાં જન્મેલાં હોય છે, પણ તેઓ અજ્ઞાન સ્થિતિમાંજ ન રહે—મોટા થાય તે વખતે અજ્ઞાન ન રહે—એ બાબતની આપણે સંભાળ રાખીએ છીએ.' ઇંગ્લંડમાં આપણે પણ કેળવણીની અગત્ય હવે સમજવા માંડી છે. ગ્રામ્ય પ્રજાના સંબંધમાં એક કવિએ નીચે પ્રમાણે લખ્યું

હતું તે હવે લાગુ પડતું નથી.

'........જુદા જુદા સમયની અનેક બાબતોથી ભરપૂર એવો જ્ઞાનાનો ભંડાર તેમના સમક્ષ કદી ધરવામાં આવ્યો નહોતો. અત્યંત દારિદ્રયને લીધે તેમના ઉમદા જુસ્સા દબાઇ ગયા હતા, તેમજ તેમનો આનંદી આત્મા તેને લીધે ઠંડો થઇ ગયો હતો.'

'કલ્ચર અને એનાર્કી' (કેળવણી અને અંધાધુન્દી) એ નામના પોતાના ગ્રંથમાં મેથ્યુ આર્નોલ્ડે લખ્યું છે કે, કેળવણી અને મધુરતા અને વિશેષ જ્ઞાન એ બધું ઢમઢોલ ને માંહે પોલ જેવું છે, એવી સમજવાળા માણસો હજી ઘણા છે, પરંતુ આ લખાણ સન ૧૮૬૯ ની સાલનું છે.

સને ૧૮૭૦ કે જે વર્ષમાં 'એજ્યુકેશન એક્ટ'–કેળવણીને લગતો કાયદો–પસાર થયો હતો, તે વર્ષ આ દેશના (ઇંગ્લંડના) સાંસારિક ઇતિહાસમાં ઘણોજ નામાંકિત કાળ હતો. સને ૧૮૭૦ માં તે વખતે અહીંની પ્રાથમિક કેળવણી આપનારી શાળાઓમાં ૧૪૦૦,૦૦૦ વિદ્યાર્થી અભ્યાસ કરતા હતા. હમણાં તેમની સંખ્યા ૫૦,૦૦,૦૦૦ ઉપરાંત છે. આનું પરિણામ શું થયું છે ? પહેલાં ફોજદારી ગુન્હા સંબંધી હકીકત તપાસીએ. સન ૧૮૭૭ સુધી કેદખાનામાં પડેલા લોકોની સંખ્યામાં વધારો થતો જણાયો હતો. તે વર્ષમાં તેમની સરાસરી સંખ્યા ૨૦,૮૦૦ હતી. ત્યાર પછી તે એક સરખી રીતે ઘટી છે, અને હાલમાં ફક્ત ૧૩,૦૦૦ છે. આ ઉપરથી જણાય છે કે તે સંખ્યામાં લગભગ એક તૃતીયાંશનો ઘટાડો થયો છે. પરંતુ આની સાથે એ જોવાનું છે કે ઇંગ્લંડની

વસ્તીમાં એક સરખી રીતે વધારો થતો ગયો છે. સને ૧૮૭૦ પછી તેમાં એક તૃતીયાંશનો વધારો થયો છે. જો આપણા ગુન્હેગારો તેજ પ્રમાણમાં વધ્યા હોત તો હાલમાં તેમની સંખ્યા ૧૩૦૦૦ ને બદલે ૨૮,૦૦૦ એટલે બમણી કરતાં વધારે હોત. આ પ્રમાણે હોત તો પોલીસ અને કેદખાનાઓનો ખર્ચ ૪૦,૦૦૦૦૦ પાઉન્ડને બદલે ૮૦,૦૦,૦૦૦ પાઉન્ડ થાત. તરૂણ ગુન્હેગારોની સંખ્યામાં થયેલો ઘટાડો તો વળી વધારે સંતોષકારક છે. સને ૧૮૫૬ ની સાલમાં ૧૪,૦૦૦ જુવાનીઆને ભારે ગુન્હેગાર તરીકે ઉપલી ન્યાય કોર્ટમાં ઇનસાફ માટે મોકલવામાં આવ્યા હતા. સને ૧૮૬૬ માં તેમની સંખ્યા ઘટીને ૧૦,૦૦૦ ની થઈ; સને ૧૮૭૬ માં; ૭,૦૦૦ ને ૧૮૮૧ માં ૬,૦૦૦ હતી; અને છેલ્લા આંકડા મને મળ્યા છે તે મુજબ તેમની સંખ્યા ૫,૧૦૦ ની જણાય છે. નાદાર વેરાની હકીકત ને આંકડા તપાસતાં જણાય છે કે સને ૧૮૭૦ માં વસ્તીના દર હજારે નાદારની સંખ્યા ૪૭ હતી, ત્યાર પછી તે ઘટીને ૨૨ ઉપર આવી છે, અને હું જાણીને ખુશી થયો છું કે રાજધાનીમાં તેમની સંખ્યા સરેરાશ કરતાં વસ્તુતઃ કમી છે. આ ઉપરથી જણાય છે કે આવા નાદારની સંખ્યા પહેલાં રહેતી હતી, તેના કરતાં હાલમાં અર્ધ કરતાં પણ કમી છે. નાદાર વેરામાંથી નાદાર પાછળ થતો આપણો વાર્ષિક ખર્ચ ૮૦,૦૦,૦૦૦ પાઉન્ડ છે; અને જે ધોરણે પહેલાં થતો હતો તે ધોરણ કાયમ રહેલું હોત તો કુલ ખર્ચ ૧,૬૦,૦૦,૦૦૦ પાઉન્ડ વધારે થાત. આ એકંદર હકીકત ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, વીશ વર્ષ ઉપર જે ધોરણે ખર્ચ વગેરે થતો હતો તેજ ધોરણ હાલમાં કાયમ રહ્યું હોત તો આપણા

ગુન્હેગારો પાછળનો ખર્ચ હાલના કરતાં ૪૦,૦૦,૦૦૦ પાઉન્ડ વધારે થાત અને આપણો નાદાર વેરો ૮૦,૦૦,૦૦૦ પાઉન્ડ વધારે થયો હોત.

વળી મારે ઉમેરવું જોઇએ કે ભારેમાં ભારે ગુન્હા સંબંધી આંકડા આના કરતાં વધારે સંતોષકારક અને નવાઇ પમાડે તેવા છે. ૧૮૬૪ આખર સુધીના પાંચ વર્ષમાં શાસનિક દાસત્વની શિક્ષા પામેલા ગુન્હેગારની વાર્ષિક સરાસરી ૨૮૦૦ હતી, અને તે સંખ્યામાં એક સરખી રીતે ઘટાડો થતો ગયો છે. સને ૧૮૮૩ ની સાલમાં કુલે ફક્ત ૭૨૯ હતા; એટલે વસ્તીમાં વધારો થયો છે તે છતાં ૧૮૬૪ ની સંખ્યાનો એક ચતુર્થાંશ છે. ખરેખર અપરાધીઓની તુરંગો પૈકી આઠ નકામી પડી છે અને તેનો બીજાં કામોમાં ઉપયોગ કરવામાં આવે છે.

ગુન્હો અને અજ્ઞાનતા એનો ગાઢો સંબંધ દર્શાવવાને માટે આટલું પણ ઉમેરવાની જરૂર છે કે મને મળેલા છેલ્લા આંકડા પ્રમાણે કેદમાં મોકલેલાં કુલ ૧,૫૭,૦૦૦ માણસ પૈકી સારી રીતે લખી વાંચી શકે તેવાં ફક્ત ૫૦૦૦ હતાં, અને જેમને કેળવાયેલાં કહી શકાય તેવાં ફક્ત ૨૫૦ હતાં.

આ નીચેના કોષ્ટકમાં+ આપેલા આંકડા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ભારે ગુન્હાઓ માટે થયેલી શિક્ષાવાળા લોકોની સંખ્યામાં દરસાલ મોટો ઘટાડો થતો ગયો છે, તેમ બીજી તરફથી કુલ વસ્તીમાં ઉતાવળે વધારો થતો ગયો છે, તેથી આ આંકડા વધારે અસરકારક જણાય છે.

---

+કોન્વીક્ટ પ્રિઝન્સના ડિરેક્ટરનો રિપોર્ટ, ૧૮૯૩.

| ઈંગ્લંડ અને વેલ્સમાં વડી જુરીએ લખેલા દોષારોપ પત્ર ઉપરથી શાસનિક દાસત્વની શિક્ષા પામેલા માણસોની વાર્ષિક સરેરાશ સંખ્યા. | | ઈંગ્લંડ અને વેલ્સની અડસટ્ટે કાઢેલી સરાસરી વસ્તી. |
|---|---|---|
| ૩૧મી ડિસેમ્બર ૧૮૫૯ આખરની પાંચ સાલમાં | ૨૫૮૯ | ૧,૯૨,૫૭,૦૦૦ |
| ,, ૧૮૬૪ ,, | ૨૮૦૦ | ૨,૦૩,૭૦,૦૦૦ |
| ,, ૧૮૬૯ ,, | ૧૯૭૮ | ૨,૧૬,૮૧,૦૦૦ |
| ,, ૧૮૭૪ ,, | ૧૬૨૨ | ૨,૩૦,૮૮,૦૦૦ |
| ,, ૧૮૭૯ ,, | ૧૬૩૩ | ૨,૪૭,૦૦,૦૦૦ |
| ,, ૧૮૮૪ ,, | ૧૪૨૭ | ૨,૬૩,૧૩,૨૫૧ |
| ,, ૧૮૮૯ ,, | ૯૪૫ | ૨,૭૮,૩૦,૧૭૯ |
| ,, ૧૮૯૨ આખરની ત્રણ સાલમાં | ૭૯૧ | ૨,૯૦,૫૫,૫૫૦ |

આ બાબતના સંબંધમાં ખર્ચનું બહાનું કહાડી જેઓ હરકત લે છે તેને જવાબ આપવાના હેતુથીજ મેં આ બાબત અત્રે દર્શાવી છે. અલબત હું જાણું છું કે આના સંબંધમાં બીજી ઘણી બાબતો ધ્યાનમાં લઈ ઘટતી છૂટ મૂકવાની જરૂર છે; અને ઉપર આપેલા આંકડા ચોકસ શાસ્ત્રીયરીતે ખરા છે એમ ગણી શકાય નહીં, એ ખરૂં છે; પરંતુ તેની સાથે તે ચિત્તાકર્ષક અને ઘણોજ સંતોષ આપે તેવા છે ખરા.

ખરૂં તો એ છે કે દેશમાં થતા ગુન્હાઓ પૈકી ઘણા થોડા વિચારપૂર્વક દુષ્ટપણાને લીધે અથવા અનિવાર્ય લાલચને લીધે થયેલા હોય છે. ઘણા ગુન્હાનાં મુખ્ય કારણ જોઇશું તો કેફ અને અજ્ઞાનતા જણાશે. જે સંતોષકારક પરિણામ થયેલાં આપણા

જોવામાં આવ્યાં તેનાં કારણ ઘણાં છે. શાળાઓમાં જે સારી રીતભાત શીખવવામાં આવે છે, તેમાં દાખલ થવાથી સ્વચ્છતા અને વ્યવસ્થા રાખવાનું જે તેઓ શીખે છે, તેને લીધે આ પ્રમાણે થાય છે એટલુંજ નહીં, પરંતુ મ્હોલ્લાઓમાં રખડયા કરવાથી જે દુર્ગુણો આવે તે તેઓ શીખતાં નથી, પણ ઉલટું ગુન્હેગાર અને ભામટાઓના નાશકારક બોધ અને દાખલાથી તેમને દૂર રાખી તેમનું રક્ષણ કરવામાં આવે છે.

આ પ્રમાણે ત્યારે કેળવણીના ફાયદા તરીકે આપણે જોઈએ છીએ કે નાદાર વેરો* કમી થયો છે, તથા આપણાં તુરંગો ખાલી થવા માંડયાં છે, અને આ ઉપરથી એમ સમજાય છે કે નાદાર અને ગુન્હેગારો, ને તેમાં ખાસ કરીને જુવાનિયાથી થતા ગુન્હાની સંખ્યામાં ઘટાડો થયો છે.

આમ છતાં પણ સ્વાભાવિક રીતે શંકા ઉઠે ખરી કે હાલ પણ કેળવણી આપવાની ઉત્તમમાં ઉત્તમ પદ્ધતિ આપણે શોધી કાઢી છે કે કેમ? આ જીંદગીમાં ત્રણ મોટા પ્રશ્નોનો ફરી ફરીને આપણે ખુલાસો કરવાનો છે. એ વાજબી છે કે કેમ? એ ખરૂં છે કે ખોટું? એ સુંદર છે કે કદરૂપું છે? આ પ્રશ્નોના જવાબ આપવામાં આપણી કેળવણીએ મદદ કરવી જોઇએ.

છરી, કાંટો અને ચમચો એ જેમ જમણ ગણાય નહીં, તેમ લેખન અને વાંચન, ગણિત અને વ્યાકરણ એ કેળવણીનો અંશ કહેવાય નહીં. અબ્રાહમ, આઇઝાક, જેકબ વાંચી જાણતા

* અહીં આ નાદાર વેરામાં હું ગરીબોના નિર્વાહ માટે વેરા સંબંધીજ કહું છું. 'નાદાર વેરો' એ પારિભાષિક શબ્દમાં બીજા ઘણા ખરચોનો સમાવેશ થાય છે.

નહોતા, તેમ લખી જાણતા નહોતા, અને ત્રિરાશિનું તેમને સમૂળગું જ્ઞાન નહોતું.

પ્રાચીન ગ્રીક અને લાટીન ભાષાની કેળવણી આપવાની વિરૂદ્ધમાં હું બોલું છું એવો આરોપ મારે માથે મૂકવામાં આવે છે; પણ આ પ્રમાણે મેં કદી કીધું નથી. પ્રાચીન ગ્રીક અને લાટીન ભાષાના ગ્રંથોનું અધ્યયન એ કેળવણીનો ઘણોજ અગત્યનો ભાગ છે, અને તેનો અનાદર કરવો કે તેની અગત્ય ન સમજવી એ મૂર્ખાઈ ગણાય; પણ આપણી કેળવણી તેથી પૂર્ણ થતી નથી, અને ચાર્લસ બક્સટન કહે છે તેમ, "આપણી કેળવણીમાં ઘણે ભાગે બે હજાર વર્ષ ઉપર સ્વર્ગવાસ પામેલા ગૃહસ્થો જે શબ્દો વાપરતા હતા તે શીખવામાંજ ફકત આપણી કેળવણી પૂરી થતી હોય એવું ઘણીવાર બને છે." બીજા વિષયોનો અનાદર કરવો એ સીસરોના આપેલા રૂપક મુજબ માણસ પોતાની જમણી બાજુની ફકત કાળજી રાખે અને ડાબીને માટે બેદરકાર રહે તેના જેવું થાય છે. તેમ છતાં પણ પ્રાચીન ગ્રંથોની કહેવાતી આપણી કેળવણીનો ઘણો ભાગ પ્રાચીન ગ્રંથો પણ નથી. તેના વ્યાકરણ ઉપર એટલું બધું લક્ષ આપવામાં આવે છે અને વખત ગાળવામાં આવે છે કે પ્રાચીન ગ્રંથો લખનારાઓનો ખરો ઉદ્દેશ શો છે તે સમજવામાં જ આવતો નથી. વ્યાકરણ એ શાસ્ત્રીયવિદ્યાની ખરૂં જોતાં એક શાખા છે, અને તેમ છતાં તે હમેશાં પદ્ધતિસર અને તેમાં રસ લાગે તેવી રીતે શીખવાતું નથી. વળી હાલની પદ્ધતિમાં આપણા છોકરાઓને લાટીન અને ગ્રીકમાં વાતો કરવાનું શીખવવામાં આવતું નથી; અને અવિચારની પરાકાષ્ટાના દાખલા તરીકે, અને તે વિષયની કેળવણી બને તેટલે દરજ્જે

નકામી કરવાને માટે છેવટના ઉપાય તરીકે એ જોવામાં આવે છે કે રોમન અને ગ્રીક લોકો પોતે, અગર બીજા કોઇપણ દેશના લોકો, અને ખુદ સ્કોચ લોકો જેવી રીતના ઉચ્ચાર કરતા તેના કરતાં જુદીજ રીતના ઉચ્ચાર હાલના વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે.

હાલની કેળવણીની પદ્ધતિ એવી છે કે પ્રાચીન ગ્રીક અને લાટીન ભાષાના ગ્રંથભંડાળ માટે શોખજ ઉત્પન્ન થતો નથી. કોર્નહીલથી તે કેરો સુધીની મુસાફરીની પોતાની નોધમાં થેકરેએ એવી કલ્પના કરી છે કે સરસ્વતી દેવી તેની પાસે આવે છે અને પૂછે છે કે એથન્સ શહેરમાં આવવાથી તેને આનંદ લાગે છે કે નહીં? આનો જવાબ તે આપે છે તે સભ્ય કરતાં સત્ય વધારે છે–'દેવી, મારી જુવાનીમાં તમારો સમાગમ એટલો બધો વિકટ અને અશુચિ ભરેલો કરી નાખવામાં આવ્યો હતો કે હવે આ મોટી ઉમ્મરે પણ તે અણગમો હું દૂર કરી શકતો નથી.'

પણ પ્રાચીન ગ્રીક અને લાટીન ભાષાનો અભ્યાસ અગત્યનો છે તોપણ તે કેળવણીનો એક અંશ ગણાય. કેળવણી એ મનુષ્ય લાગણીના સંબંધવાળી, જેથી માણસ માણસના ગાઢા સંબંધમાં આવી શકે તેવી હોવી જોઇએ એવો જૂના વખતનો વિચાર હતો. શેક્સપીઅર કવિ લાટીન થોડું જાણતો હતો, અને ગ્રીક તો તેના કરતાં પણ કમી જાણતો હતો. મનન અને સંભાષણથી મળતી સહાયતા છતાં પુસ્તકનું જ્ઞાન એ કેળવણીનો થોડોક ભાગજ ગણાય. જે છોકરાએ ફક્ત પુસ્તકોનું અધ્યયન કીધેલું છે, જેને કુદરતનું સમૂળગું જ્ઞાન નથી, આપણે જે દુનિયામાં રહીએ છીએ તેનું જેને જ્ઞાન નથી, તે કોઇ દિવસ સંપૂર્ણ માણસની સ્થિતિએ પહોંચી શકે નહીં.

વળી આપણી કહેવાતી કેળવણી 'છોડવાઓને ઉછેરવા માટે ફૂલના કયારા આગળ વનસ્પતિશાસ્ત્રનું પુસ્તક વાંચવા જેવી'+ ઘણે અંશે છે, એવું જણાવવામાં આવે છે, અને તે વાજબી લાગે છે.

આપણે ઘણું શીખવાનું છે એટલુંજ નહીં, પણ શીખેલું ઘણુંક ભૂલી જવાનું પણ છે.

આ પ્રમાણે હું મારા વિચાર દર્શાવું છું ખરો, પણ તેથી હું શિક્ષક વર્ગનો ગુણ ભૂલી જવા માગતો નથી. તેમનો ધંધો ઘણીજ મહેનતનો, થકવી નાખનારો, અને જોખમદારીવાળો છે. છોકરાંઓ જોડે રમતગમત કરવી, એમાં જેટલો આનંદ મળે છે, તેટલો બીજાથી મળે તેમ નથી; પરંતુ તેમને શિક્ષણ આપવું એ કેવળ જૂદીજ વાત છે.

વ્યાકરણ અને ગણિતમાં શિક્ષણ આપવું તે કદાચ સાધારણ રીતે એ સહેલું ગણાય. "હા, આ સહેલું છે; પણ જુવાન પુરૂષને સહાય આપવી, તેનામાં ઉત્સાહશક્તિ ઉમેરવી, તેને આશા આપી ઉત્સાહવાળો કરવો, અને કોયલાને ફુંકી ફુંકીને કામમાં આવે તેવી જવાળા પ્રગટ કરવી, મન પાછું હઠી ગયું હોય તેવે વખતે નવા વિચારથી અને દઢતાથી કામ કરાવી તેને ઠેકાણે આણવું: આ કામ દેવી પુરુષોનું જ છે."[૧]

કેળવણીનો હેતુ કંઇ વકીલો કે પાદરીઓ, લશ્કરી સિપાઇઓ કે શિક્ષકો, ખેડુતો કે કારીગરો તૈયાર કરવાનો નથી, પણ માણુસ બનાવવાનો છે. મિલ્ટન કહે છે કે, "માણુસને પોતાને ખાનગી અને જાહેર લડાઇનાં અને શક્તિનાં જે જે કામો કરવાનાં

+ 'મેસીસ એક ક્રુપ.' ૧ એમર્સન.

હોય તેના સંબંધી જે જે ફરજો બજાવવાની હોય તે પ્રમાણિક-પણાથી, હોશિયારીથી અને ઉદાર મનથી કરવાને તેને લાયક બનાવે તે કેળવણીને હું પૂર્ણ અને ઉદારવૃત્તિ આણનારી કેળવણી કહું છું."

તત્ત્વવેત્તાઓ હમેશાં એમ ધારી લે છે કે કંઇ પણ બનાવ સંબંધી નિર્ણય ફક્ત શબ્દોનો વિચાર કરવાથી થઇ શકે છે—પહેલું શું? મરઘી કે ઇંડું? એ બાબત ઉપર પ્લુટાર્કે રમુજી સંવાદ ચલાવ્યો હતો; અને અનેક વિચાર કરતાં એક વિચાર એવો દર્શાવ્યો હતો કે મરઘી પહેલી હોવી જોઇએ; કેમકે દરેક જણ મરઘીનું ઇંડું એ પ્રમાણે બોલે છે, પણ ઇંડાની મરઘી એમ કોઇ બોલતું નથી,

'ખડક અને વૃક્ષ, સરોવર અને ડુંગર, એમાં દૈવી સૌન્દર્યની ખૂબીઓ રહેલી છે તે ચિત્રકારની કેળવાયેલી દૃષ્ટિ જે સુક્ષ્મ ચતુરાઇવડે શોધી કાઢે છે તેનું અજ્ઞાનપણું'[1] આપણાં છોકરાંઓમાં મોટા થયા છતાં રહે એ કોઇ રીતે બરોબર નથી.

જેફ્રીસ કહે છે કે "જો કોઇ એમ ધારતા હોય કે ઘણાં પુસ્તકોમાંથી વિચારો તો જડી આવશે, તો તેઓ નિરાશ થશે. વહેળો અને દરિયો, ડુંગર અને વૃક્ષભૂમિ, સૂર્યનો પ્રકાશ અને ખુલ્લો પવન, એમાં વિચાર સમાયેલા રહે છે;" પણ કમનસીબની વાત છે કે વહેળા અને દરિયા, જંગલો ને સૂર્યનો પ્રકાશ અને તાજી હવા, એ બધાં આપણને જોઇએ તેટલાં સુલભ નથી. વળી પુસ્તકોમાં પણ બેશક વિચાર સમાયલા છે ખરા; પણ તેનો ઉપયોગ વિવેકથી થવો જોઇએ. વિચાર દર્શાવવાને માટે ભાષા એ

૧ બ્હીટીઅર.

ઘણું અપૂર્ણ સાધન છે. દરેક છોકરો કંઈ માણસ થતો નથી. અંકગણિતના સત્ય સિદ્ધાંતો પણ સાવચેતીથી ઉપયોગમાં લેવાના છે.

શાળા છોડયા બાદ કોઈ પણ પ્રકારની પદ્ધતિસર જાત કેળવણી–જાત સુધારાની પ્રવૃત્તિ–ચાલુ રાખવામાં આટલા બધા માણસો નિષ્ફળ થાય છે–ચાલુ રાખતા નથી, તેનું કારણ ઘણું કરીને મેં ઉપર બતાવી છે તેવી આપણી કેળવણી આપવાની પદ્ધતિમાં રહેલી ખામીઓ જ છે. જીવીએ છીએ ત્યાં સુધી આપણે નવું નવું જ્ઞાન મેળવ્યા કરીએ છીએ ખરા; "જીવો અને શીખો" એ પ્રમાણે જૂની કહેવતમાં કહેલું છે; પણ વર્તમાનપત્રો અથવા નવલકથા ઉપરચોટિયા ઇધરઉધર વાંચી તેમાંથી છુટી છવાઇ ખબરો ફક્ત મેળવીએ છીએ, કે સાધારણ રીતે જેને જાત-કેળવણી અને વિદ્યાપ્રાપ્તિ કહી શકાય તેવું કંઇ આપણે કરીએ છીએ એ એક સવાલ રહે છે.

માણસ તરફથી કેવી આશા વાજબી રીતે રાખી શકાય તેના સંબંધમાં એક મોટા પુરૂષના વિચાર મેં બીજી જગ્યાએ આપેલા છે, અને તેના જેવોજ અભિપ્રાય પ્રોફેસર હક્સલીએ આપેલા છે તે અહીં ટાંકી બતાવું છું:—"આવી કેળવણીથી પંદર સોળ વર્ષની વયનો સાધારણ બુદ્ધિનો છોકરો પોતાની ભાષામાં સરળ અને શુદ્ધ લખાણ લખી શકે, અને આપણા પ્રાચીન ગ્રંથકારોનું અધ્યયન કરવાથી ભાષા સંબંધી જે ઉત્કૃષ્ટતા આવવી જોઇએ તે તેનામાં આવે એવું બનવું જોઇએ; પોતાના દેશના ઇતિહાસની અને સાંસારિક મુખ્ય કાયદાની તેને માહિતી મળેલી હોવી જોઇએ; વળી પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર અને અધ્યાત્મવિદ્યાનાં મૂળતત્વોનું જ્ઞાન

૧ 'પ્લેઝરસ ઓફ લાઈફ' (જીંદગીનાં સુખો.)

તેને થવું જોઇએ; તેમજ અંકગણિત અને ભૂમિતિનું સાધારણ રીતે સારૂં જ્ઞાન તેને થવું જોઇએ. વળી ન્યાયશાસ્ત્રનું જ્ઞાન પુસ્તકો ઉપરથી બોધરૂપે થવાના કરતાં દૃષ્ટાંત રૂપે થયેલું જોઇએ; અને ગાયનશાસ્ત્ર તથા ચિત્રવિદ્યાનાં મૂળતત્વોનું જ્ઞાન ખાસ જરૂરના કામના કરતાં શોખ તરીકે મેળવવું જોઇએ."

આ ઉપર જણાવી તેવી બાબતોની માહિતી ને તેનું જ્ઞાન ઘણું જ ઉપયોગી અને વિનોદ આપનારૂં છે. મહાન્ શરીરવ્યવચ્છેદશાસ્ત્રી જોન હન્ટરના જેવો આપણા ઘણાઓનો અભિપ્રાય છે, અને તેના કહેવાને ઘણા અનુમોદન આપશે કે,

"હું છોકરો હતો તે વખતે વાદળાં અને ઘાસ સંબંધી બધી વાત જાણવાને અને શરદ્ ઋતુમાં પાંદડાંનો રંગ બદલાઈ કેમ જાય છે, તે સમજવાને ઈચ્છા રાખતો હતો. હું જૂદા જૂદા લોકોને અનેક પ્રકારના પ્રશ્નો પૂછીને કંટાળો આપતો હતો પણ મને જણાયું કે તે બાબતમાં કોઇને કંઇ જ્ઞાન નહોતું, તેમ તેઓ તે બાબતની દરકાર પણ કરતા નહોતા."

કેળવણી નામના પોતાના ગ્રંથમાં લૉક કહે છે કે, 'પુસ્તકોના સંબંધમાં હું ફક્ત એટલું કહેવા માગું છું કે, પુસ્તકો વાંચવાથી ગમે તેટલા ફાયદા થયલા બતાવવામાં આવે, પરંતુ મારા વિચાર પ્રમાણે તે અભ્યાસનો મુખ્ય ભાગ નથી; બીજી બે બાબતો તેની સાથે જોડવાની જરૂર છે, અને તે પ્રત્યેક આપણા જ્ઞાનમાં વધારો કરવામાં મદદ કરે છે; આ બે બાબત તે મનન અને સંભાષણ છે. મને લાગે છે કે વાંચન એ ફક્ત પરચુરણ કાટમાલ એકઠો કરવા બરોબર છે, અને તેમાંથી ઘણોક ભાગ નિરૂપયોગી તરીકે કાઢી નાખવો જોઇએ. મનન એ જાણે કાટ-

માલમાંથી કામ લાગે તેવો પસંદ કરવો, બંધબેસતો કરવો, લાકડાંને છોલી સાફ કરવાં, પથરાને ઘડીને બેસાડવા અને આખું મકાન ઉભું કરવું એના જેવું છે. મિત્ર સાથે સંભાષણ ( વિવાદમાં સામાસામી ઉતરી પડવું એ કંઇ ઉપયોગનું નથી ) તે જાણે ઇમારતનું માપ લેવું, તેના ઓરડાઓમાં ફરવું, અને જુદા જુદા ભાગોનું એક બીજા સાથે પ્રમાણ તથા મેળ બરોબર છે કે કેમ તે તપાસવું, થયેલા કામનું દઢપણું તથા તેમાં રહેલી ખોડો બતાવવી, અને જે જે ખામીઓ હોય તે શોધી કાઢી શી રીતે સુધારવી, એ બધાની બરોબર છે. વળી સંભાષણથી સત્ય વાતો ઘણીવાર શોધી કાઢવામાં મદદ મળે છે, અને બીજી બે બાબતો ( વાંચન અને મનન ) માંની પ્રત્યેકની માફક સત્ય વાતો આપણા મનમાં ઠસાવી રાખવામાં તે મદદ કરે છે. ”



## પ્રકરણ ૭ મું.

### જાતકેળવણી.

આપણી સઘળી શક્તિઓને એક રીતે ખીલવવી એનું નામ કેળવણી છે. તે બાળગૃહસ્થાન–ઘરમાંથી શરૂ થાય છે, અને શાળામાં ચાલુ રહે છે, પરંતુ ત્યાં પૂરી થતી નથી. આપણી મરજી હો કે ન હો પણ તે આખી જીંદગી ચાલ્યા કરે છે. આના સંબંધમાં પ્રશ્ન માત્ર એટલો જ છે કે શાળા છોડયા પછીના વખતમાં આપણે જે શીખીએ છીએ તે ડહાપણથી પસંદ કરેલું હોય છે કે વિચાર કર્યા વગર જે વખતે જે મળી આવ્યું તે પકડી લીધું એવું છે. ગીબન કહે છે કે, "દરેક માણસને બે પ્રકારની કેળવણી મળે છે; એક તે બીજાઓ પાસેથી મેળવે છે તે, ને બીજી જે વધારે અગત્યની–પોતે પોતાને આપે છે તે કેળવણી છે."

આપણે આપણને પોતાને જે શીખવીએ છીએ તે હમેશાં બીજા પાસેથી શીખીએ છીએ તેના કરતાં બેશક વધારે ઉપયોગી હોવું જોઇએ. લૉક કહે છે કે, "શિક્ષકના અધ્યાપનથી અને અંકુશને લીધે કોઇ પણ માણસ કદી પણ જ્ઞાનમાં ઘણો જ આગળ વધ્યો નથી કે કોઇ પણ વિદ્યામાં પ્રવીણ થયો નથી."

તમે ઇચ્છા રાખતા હશો તોપણ તમારૂં અંતઃકરણ તમે જ્ઞાનશૂન્ય રાખી શકતા નથી. એમાં જોવાનું એટલું જ છે કે તે સારી ચીજ ગ્રાહ્ય કરવાને તૈયાર કરશો કે નઠારી ચીજ માટે તૈયાર કરશો.

જેમણે શાળામાં પ્રખ્યાતી મેળવી નથી તેમણે તે કારણને લીધે નાહિમ્મત થવાનું નથી. મોટાં ને બળવાન મન જલદીથી

પક્વ થાય જ છે એવું કંઇ નથી. જો તમે ખરેખરો પ્રયાસ કીધો હશે, તો હું એમ નથી કહેતો કે તમારે નાહિમ્મત થવું, પણ તેને માટે તમારે શરમાવું જોઇએ ખરૂં; પરંતુ તમારાથી બનતી મહેનત તમે કરી હોય તો તમારે ફક્ત આગ્રહ રાખી મંડયા રહેવાનું છે; કેમકે જેઓ શાળામાં કોઇ વખત પ્રખ્યાતિ પામી શક્યા નથી તેમાંના ઘણા માણસ પાછળથી ઘણા ફતેહમંદ અને નામીચા થયા છે. એવું કહેવાય છે કે વેલિંગ્ટન તથા નેપોલિયન બન્ને મંદ બુદ્ધિના છોકરા હતા, અને તેજ પ્રમાણે સર આઇઝાક ન્યુટન, ડીન સ્વીફ્ટ, કલાઇવ, સર વૉલ્ટર સ્કૉટ, શેરીડન, અને બીજા ઘણા નામાંકિત પુરૂષોના સંબંધમાં હતું એમ જણાય છે.

શાળામાં જેઓ હોંશિયાર અને આગળ પડતા માલમ પડયા નથી તેમને દુનિયામાં ઘણો જ કમી ફાયદો થયો છે એવું હમેશાં બનતું નથી, એ ઉપરની હકીકત ઉપરથી સમજાય છે.

વિશેષ પ્રભાવબુદ્ધિ એ 'મહેનત કરવાની અપાર શક્તિ છે' એવું કહેવામાં આવ્યું છે, અને તે વાત સત્યથી ઘણી વેગળી નથી. લીલી વિચિત્ર રીતે કહે છે તે પ્રમાણે "કુદરત પોતાનો વેશ બજવતી નથી તો શ્રમ નકામો થાય છે; તેમ છતાં પણ અભ્યયન કરવામાં આવે નહીં તો કુદરત નકામી છે."

આથી ઉલટી રીતે તન્દુરસ્તી, ઉદ્યોગ, કે સારાં લક્ષણ નહીં હોવાથી ઘણાક ચાલાક અને હોંશિયાર છોકરાઓ કમનશીબે પાછલી વયમાં નિષ્ફળ નિવડયા છે. " જેમને બેવડાં ફૂલ આવે છે પણ કંઇ ફળ આવતાં નથી એવા છોડવાના જેવી આ છોકરીઓની સ્થિતિ થાય છે; એટલું જ નહીં પણ ખગી હાંકવા પર, આસ્ટ્રે-

ક્રિયામાં બેટાનું ઊન કાતરવા પર, અથવા ગુજરાન જેટલું જેમ તેમ પેદા કરવા સારૂ લખવાનું કંઇ કામ કરવા પર તેમને રહેવું પડેલું છે; અને પ્રમાણમાં થંડા પણ ઉદ્યોગી અને ઊંચી નીતિવાળા છોકરાઓ એક સરખી રીતે ચઢતી સ્થિતિએ પહોંચેલા છે, અને તેમણે પ્રતિષ્ઠાવાળી પદવી ભોગવી છે ને ત્યાં પોતાની આબરૂ ઘણી સુધારેલી છે તથા પોતાના દેશને ઘણો લાભ કીધો છે."

કેટલીક બાબતમાં કેળવણીના લાભ સંબંધી શંકા ઉત્પન્ન થયેલી છે, અને આર્નોલ્ડ જણાવે છે તે પ્રમાણે, "અજ્ઞાનતા અને નિર્દોષપણું એ એકજ છે, એવું સમજી ઘણા માણસો સંતોષ માને છે, તે ગોટાળાને લીધે આ પ્રમાણે થાય છે. માણસનું જ્ઞાન તમે લઇ લો તો તમે તેને બાળકની દશામાં લાવી મૂકશો નહીં, પણ પશુની દશામાં લાવશો, અને તે ઘણાજ ઉપદ્રવ કરનારા અને અદેખા પશુની એકાદ જાતની દશાને પહોંચશે."[1] કેમકે તે બીજી જગ્યાએ કહે છે તેમ, માણસ પોતાની જીંદગીને માટે જે માર્ગ દર્શાવનાર ગણાય તેનો અનાદાર કરશે તો તેઓ પોતાના મનોવિકારના ગુલામ થઇ જાય છે, અને બાળકનું અજ્ઞાનપણું તથા માણસના દુર્ગુણ એ બન્ને સમયના ગેરલાભ તેને ભોગવવા પડે છે.

નિશાળમાં જેમની કેળવણીની શરૂઆત સારી થઇ હોય છે તે પછીથી કેળવણી લેવાનું છોડી દેતા નથી. એક નજીવી સગવડ સાચવવાની ખાતર જ આપણે શીખવું જોઇએ અગર જર્મન લોકો કહે છે તેમ 'રોટલી અને માખણ' આપનારા વિષયો પૂરતો જ અભ્યાસ કરવો જોઇએ, (જેથી પેટ પૂરતું ખાવાનું મળે તે વિષયનોજ ફક્ત અભ્યાસ કરવો) એમ ધારવું એ કેળવણીનો હલકો હેતુ છે.

૧. આર્નોલ્ડનું 'ક્રિશ્ચિયન લાઇફ.'

સારી કેળવણીનો હેતુ સોલોમાનના શબ્દોમાં નીચે પ્રમાણે છે:—

"ડહાપણ અને ઉપદેશ સમજવો:
જ્ઞાન આવે તેવા શબ્દોની સમજ લેવી;
ન્યાય, વિવેક, ને નીતિ તેમ ડહાપણનું શિક્ષણ લેવું;
ભોળા માણસની બુદ્ધિ તીવ્ર કરવી;
જુવાનિયાને જ્ઞાન આપવું ને તેના વિચાર પકવ કરવા."[1]

થોરો કહે છે કે, 'માણસ ભોંય પર પડેલો રૂપાનો ડોલર (અમેરિકાનું રૂપાનાણું) લેવાની ખાતર પોતાની સરળ રીત છોડી દઇને આડે રસ્તે જવાની જરૂર પડશે તો જશે; પરંતુ આ તો સોનાના શબ્દો છે કે જે પૂર્વે કાળનાં ઘણા જ ડાહ્યા પુરુષોએ કહ્યા છે, અને જેની કિમ્મત બદલ ત્યારપછીના દરેક યુગના સુજ્ઞ પુરુષોએ ખાતર આપી છે.'

ડહાપણથી અપાયેલી કેળવણીથી જુવાનીમાં જ્ઞાન અને મોટી ઉમ્મરે બળ એ બે અગત્યનાં સાધન મળે છે. ફ્રાન્કિલનના કહેવા મુજબ અનુભવ એ "એક મોંઘી શાળા છે, પરંતુ મૂર્ખ માણસ બીજી કોઇ શાળામાં શીખવાના નથી."

જીંદગીમાં પ્રારંભ સારો કરવો એ અર્ધી લડાઇ જીત્યા બરોબર થાય છે.

"કયે રસ્તે ચાલવું તે બાળકને શીખવ્યા કરો
અને પછી તે મોટો થશે ત્યારે તે રસ્તો છોડી આડે
રસ્તે જનાર નથી."

શરૂઆત સારી રીતે કરો, અને પછી જેમ જેમ આગળ

૧ કહેવતો (પ્રોવર્બ્સ.)

વધશો તેમ તેમ તમને સહેલું પડતું જશે. બીજી તરફથી જો તમે શરૂઆત ખોટી રીતે કરશો, તો તમારી અસલ સ્થિતિએ પણ પાછા પહોંચવાનું કપરૂં થઇ પડશે. નવું શીખવું એ મુશ્કેલ છે ખરૂં, પણ શીખેલું ભૂલી જવું એ તેના કરતાં ઘણું મુશ્કેલ છે.

પુસ્તકોમાં, મનુષ્યોમાં, વિચારોમાં, અને જુદી જુદી સંસ્થાઓમાં ગ્રાહ્ય કરવા જેવું ઉત્તમ શું શું છે તે તમારા મનમાં ખરોખર ઠસાવવાનો યત્ન કરતા રહો. સામા માણસ આપણા કરતાં વધારે જાણતા હોય, તેમાં આપણે શરમાવાનું નથી; પરંતુ આપણાથી શીખી શકાય એવું જે જે હોય તે ન શીખ્યા હોઇએ તો આપણે શરમાવું જોઇએ ખરૂં.

અનેક ભાષાઓ શીખવી, અને સંખ્યાબંધ હકીકતો જાણવી, એ જ ફક્ત કેળવણી છે એવું સમજવાનું નથી. ફક્ત શિક્ષણથી તે કંઇ જુદી જ છે, અને શિક્ષકના કરતાં તે ઉંચા પ્રકારની છે. શિક્ષણ એ ભવિષ્યના ઉપયોગ માટે મેળવેલી ચીજોનો સંગ્રહ કરી રાખે છે; પરંતુ કેળવણી એવાં બી રોપે છે કે જેનાં ફળ કેટલીક વાર ત્રીસપટ, કેટલીક વાર સાઠપટ, અને કેટલીક વાર સોપટ મળે છે.

'સુજ્ઞતા એ મુખ્ય બાબત છે તેટલા માટે સુજ્ઞતા મેળવો, અને બીજું બધું મેળવો તેની સાથે સારી સમજ પ્રાપ્ત કરો.'*

જ્ઞાન એ સુજ્ઞતાથી ઉતરતું છે એવું કબૂલ કરવું પડે છે. પણ એટલું તો મારે કહેવું જોઇએ કે તેને—જ્ઞાનને—કેટલીક વાર ઘણો અપૂરતો ન્યાય મળ્યો છે. દાખલા તરીકે કૂપર કવિએ લખ્યું છે કે—

---

* કહેવતો.

"જ્ઞાન એવું ગુમાન રાખે છે કે હું આટલું બધું શીખ્યો છું; સુજ્ઞતા એની સમજથી નમ્ર રહેલી છે કે હું કંઈ વધારે જાણતી નથી, (હું ઘણુંજ થોડું જાણું છું)."

પરંતુ ખરી વાત આ પ્રમાણે નથી. જે માણસો ઘણુંજ શીખ્યા હોય છે તેઓજ ખરેખર સમજી શકે છે કે પ્રમાણમાં તે પોતે કેટલું થોડું જાણે છે.

**બિશપ બટલર** પણ જણાવે છે કે, "ઘણા વિચાર કરી શોધ કરનારા અને જિજ્ઞાસુ માણસો પોતે શું કરે છે તેનો ભૂલાવો ન ખાય તે તેમને યાદ કરાવવાની જરૂર છે. વધારે પુરાવા તરીકે, અનુભવ વધારવાના હેતુ તરીકે, અગર મદદગાર થાય તેવા ઉદ્દેશથી સદ્ગુણ અને ધર્મની બાબતમાં તેમની શોધો ઉપયોગી થઇ પડતી હોય, અથવા તે શોધોથી સંસારનાં દુઃખ કમી થાય તેમ હોય અને સંસારમાં વધારે આનંદ મળે એવું બનતું હોય, તો એવી શોધો ચલાવવામાં તેઓ પોતાનો વખત ખરેખરા ઉપયોગી કામમાં ગાળે છે એમ ગણી શકાય; પરંતુ આસપાસના સંબંધ વગેરેથી બીજો કંઇ પણ ફાયદો થાય નહીં એવી ફક્ત અજાણી બાબતો એકલીજ જાહેરમાં લાવવાથી તેનો કંઇ પણ ઉપયોગ નથી; તેથી ગમ્મત મળે કે મન રંજન થાય એ સિવાય બીજો કંઇ લાભ પ્રાપ્ત થતો નથી."

વળી જ્ઞાનના સંબંધમાં બીજી અન્યાય ભરેલી બાબત એ જણાવવામાં આવી છે કે—

"જ્ઞાન જેમ તેમ એકઠો કરેલો નિરુપયોગી ઢગલો છે, અને તેમાં ફક્ત સાહિત્યો ભેગાં કરેલાં છે; આ સાહિત્યોમાંથી સુજ્ઞતા જરૂરની ચીજ બતાવે છે."

પરંતુ સાહિત્યોની પસંદગી કરવામાં જે માણસ ગફલત કરે તે ખરેખર કમઅક્કલનો કારીગર હોવો જોઇએ, વળી 'અજાણી બાબતો જાહેરમાં લાવવાથી' હવે પછી શું પરિણામ થશે તે આગળથી કંઇ કહી શકાય તેમ નથી. જ્ઞાન મેળવવામાં થયેલી શોધો પૈકી ઘણીક, જે તે વખતે વ્યવહારમાં નિરુપયોગી લાગી હતી, તે પાછળથી ઘણી જ કિમ્મતી થઇ પડી છે.

જ્ઞાન એ બળ છે. વીજળીના તારના સંચા (ઇલેકટ્રિક ટેલીગ્રાફ) નું જ્ઞાન મળવાથી વખતનો બચાવ થાય છે; લખવાના જ્ઞાનથી માણસને દરેક કામ બોલીને તથા સ્થળાન્તર હોય તો ચાલીને કરવાની જરૂર રહેતી નથી; ગૃહવ્યવસ્થાના જ્ઞાનથી પૈસા બચે છે; આરોગ્યનું રક્ષણ કરવાના નિયમોના જ્ઞાનથી તન્દુરસ્તી અને જીંદગી જળવાય છે; બુદ્ધિ ખીલવવાના અને તેના ઉપયોગના નિયમોના જ્ઞાનથી, મગજનો ઘસારો કમી થાય છે; અને પરમાત્માના નિયમોના જ્ઞાનથી, અહા! એથી શાનો બચાવ થતો નથી ! "*

હર્બર્ટ સ્પેન્સર કહે છે કે, "પ્રત્યક્ષ આત્મસંરક્ષણ માટે અથવા જીંદગી અને તન્દુરસ્તી જાળવવાને માટે સર્વ રીતે ઉપયોગી જ્ઞાન વિદ્યા અથવા શાસ્ત્રમાંથી મળી શકે એમ છે; જે પ્રત્યક્ષ આત્મસંરક્ષણને આપણે ઉદરનિર્વાહનાં સાધન મેળવવાનું નામ આપીએ છીએ તેને માટે કિમ્મતીમાં કિમ્મતી જ્ઞાન વિદ્યા અથવા શાસ્ત્રમાંથી મળી શકે એમ છે. માતપિતાની ફરજ સારી રીતે બજાવવાને સારૂ યોગ્ય માર્ગદર્શન ફક્ત વિદ્યા અથવા શાસ્ત્રમાંથી મળી શકે એમ છે. પૂર્વ કાળની તેમ જ વર્તમાન

* કિંગ્સલી.

કાળની સ્વદેશાભિમાનીયુક્ત જીંદગીનો જરૂરનો ખુલાસો, કે જે વગર નગરવાસી માણસ પોતાનું વર્તન નિયમસર ચલાવી શકતો નથી, તેને માટે આવશ્યક કુંચી, વિદ્યા અથવા શાસ્ત્રમાંજ રહેલી છે, પ્રત્યેક પ્રકારની કળાનાં કામો પરિપૂર્ણ સ્થિતિવાળાં તૈયાર થાય, તેમ જ તે વડે ઊંચામાં ઊંચા પ્રકારનો આનંદ પ્રાપ્ત થાય, તેને માટે જરૂરની જે તૈયારી કરવાની તે પણ વિદ્યા અથવા શાસ્ત્રમાં સમાયેલી છે, અને આ પણ વધારામાં હું કહું છું કે માનસિક, નીતિની અને ધાર્મિક કેળવણી લેવાના કામ માટે ખરેખર કાર્યસાધક ને સફળ અધ્યયનનો વિષય, વિદ્યા અથવા શાસ્ત્ર જ છે."

ડાકટર ફિચ કહે છે કે, "મારી પોતાની જીંદગીના પૂર્વકાળ તરફ હું પાછો નજર કરૂં છું અને લાંબી મુદત પર શાળા અને કૉલેજમાં ગાળેલા દિવસોનો વિચાર કરૂં છું તો મારી ખાત્રી થાય છે કે ઇતિહાસની જે જે બિનાઓ, ગણિતની જે જે રીતો, વ્યાકરણની જે જે કલમો, કવિતાની જે જે સુંદર અને રસિક કડીઓ, અને વિદ્યા અથવા શાસ્ત્રના જે જે સિદ્ધાન્તો હું તે વખત શીખ્યો હતો તે તદ્દન અણધારી રીતે ફરી ફરીને મારા મનમાં આવ્યા વગર રહ્યા નથી. અને મેં કોઇ વખત પણ ધારેલું હોય તેના કરતાં ઘણા વધારે ઉપયોગી થઇ પડયા વગર રહ્યા નથી. હું વાંચું છું તે પુસ્તકો અને મારી આસપાસ બનતા બનાવોનો ઇતિહાસ, વધારે સારી સમજવામાં તેણે ( મારા તે સમયના શિક્ષણે ) મને મદદ કરી છે; અને મારી જીંદગીનો દેખાવ મને વધારે વિશાળ અને વધારે મનોરંજક કરવામાં તેણે સહાયતા આપી છે."

ડીન સ્ટેનલીના આના સંબંધમાં વિચાર નીચે પ્રમાણે હતા:—

"સત્યને માટે શુદ્ધ પ્રેમ! અહા તે કેવો દુર્લભ અને તેમ છતાં કેવો હિતકારી છે! તેના ગુણ આપણે એકદમ પિછાની શકતા નથી. શાસ્ત્રના જાણનાર પુરુષોને સત્યને માટે શુદ્ધ પ્રેમ હોવાને લીધેજ તેઓ તેની—શાસ્ત્રની—શોધો કરવાને તત્પર થએલા છે. આવી શાસ્ત્રની શોધોને લીધે દુનિયામાં હાલની તથા આવતી પેઢીને માટે સુખ કેટલું બધું વધેલું છે તે આપણા લક્ષમાં આવતું નથી."

આટલા માટે સોલોમને કહ્યું છે તે ખરોખર છે કે, 'સુજ્ઞ માણસ બહારની વાત સાંભળશે અને પોતાનું જ્ઞાન વધારશે.'[1]

ભાગ્યેજ એવી કોઇ હકીકત હશે કે જે કદી ઉપયોગમાં આવશે નહીં, ભાગ્યેજ એવી કોઇ હશે કે જે એક વાર પણ જોવા લાયક હશે નહીં. ખરૂં જોતાં દુનિયામાં નાની—નજીવી—ચીજ કંઇ નથી પણ ફક્ત નાનાં—સાંકડાં—મન છે.

"જ્ઞાન એ પેટ્રિઆર્કને આવેલા સ્વપનામાંની ગુપ્તાર્થવાળી સીડી જેવું છે, તેનો નીચલો છેડો આદિ કાળની પૃથ્વી ઉપર રાખેલો છે; તેનો ઉપલો ભાગ સત્ય લોકના આભાસમય તેજમાં અદૃશ્ય થયેલો છે; શાસ્ત્રો અને તત્વજ્ઞાન, કાવ્ય અને વિદ્યા, એ વિષયો જેમણે યુગના યુગ પોતાના જ ગણેલા છે એવા મોટા ગ્રંથકારો તે પવિત્ર સીડી ઉપર ચઢઉતર કરે છે, અને પૃથ્વી તથા સ્વર્ગ વચ્ચે જાણે વ્યવહાર ચાલુ રાખે છે."[2]

તેમ છતાં પણ મોટી શોધ કરનારાઓ પૈકી ઘણા તો અ-

૧ સ્ટાનલીનું વૃત્તાન્ત. ૨ કહેવતો (પ્રોવર્બ્સ) લોર્ડ બીકન્સફીલ્ડ.

જાણમાં રહેલા છે, એ શોચનીય વાત છે. તે પુરૂષોને પોતાને લાભ ન થયો તેની ખાતર ખેદ થતો નથી, પણ ઉપકારસહિત તેમનાં નામ યાદ રાખવાની આપણી ઇચ્છા થવી જોઇએ ( તે નથી થતી ) તેથી ખેદ ઉત્પન્ન થાય છે. મોટા શોધ કરનાર પુરૂષોએ પોતાના ભલાની ખાતર અથવા કીર્તિ મેળવવાની ખાતરજ કવચિત્જ પ્રયાસ કરેલો છે.

"થાક ખાધા વગર ઉત્સાહપૂર્વક તેઓએ સત્ય શોધ્યું હતું. આનંદરહિત રસ્તે તેઓ ચાલ્યા હતા; સ્તુતિ કે નિંદાની દરકાર રાખ્યા વગર તેમણે પ્રયાસ કીધો હતો; અને બાકીનું કામ તેમણે ઈશ્વર ઉપર રાખ્યું હતું. પરંતુ જો કે તેમનાં નામ કોઇ પણ કવિએ અમર કાવ્ય અથવા વાર્તામાં જોડેલાં નથી, તોપણ તેમની નોંધ તો ઉપર સ્વર્ગમાં રખાઇ ગઈ છે; તેમના હાર તે કીર્તિના તાજ છે."[1]

જીંદગીમાં સુખ ભોગવવાને સારૂ અભ્યાસમાં ચિત્ત લગાડવાની અને આસક્તિ રાખવાની ખરેખરી જરૂર છે. હાથમાં લીધેલા કામમાં તમારૂં અર્દ્ધુંજ ચિત્ત લાગેલું હોય, તો તે કામ પૂરૂં કરવાને તમને જરૂર કરતાં બમણી મહેનત પડશે.

માનસિક આનંદને લીધે માણસના સુખમાં હજી ઘણોજ થોડો વધારો થયો છે તે જાણીને ખેદ થાય છે, બાકી 'સ્કૂલ' એ શબ્દનોજ ગ્રીક ભાષામાં મૂળ અર્થ આરામ અથવા આનંદ હતો. મી. જે. મોર્લી કહે છે કે 'સુખ અને ફરજ એ બંનેને માટે હમેશાં ડહાપણવાળા વિચાર કરવા અને સારી મનોવૃત્તિ રાખવી' એ બહુજ અગત્યનું છે.

૧. હેવાર્ટ.

મનુષ્યનું મગજ એ
"વિચારોનો ઘુમટ હોવો જોઇએ, અને આત્માનો
મહેલ હોવો જોઇએ."[1]

ડોન કહે છે કે આપણે આપણા પોતાના ખેડુત છીએ; અને તેમ છતાં પણ જો આપણે સારો સંગ્રહ કરીશું અને આબાદ સ્થિતિએ પહોંચીશું તો મોટા વસુલાતના (હપ્તો ભરવાના) દિવસને માટે ઘણી સારી પુંજી એકઠી કરી શકીશું.'

એમર્સન કહે છે કે "જેઓ વંશપરંપરાથી આવેલા રીવાજ મુજબ ઇશ્વરની ભક્તિ કરે છે, પણ જેઓ પોતાની ફરજ સમજીને પોતાની બધી શક્તિઓનો પૂર્ણ ઉપયોગ કરતા નથી એવા નિર્દોષ અને ભલા માણસો ઘણા છે."

દરેક ચીજનું માપ માણસ પોતાના માપ ઉપરથી લે છે. મોટા મોટા પર્વતોની ઊંચાઇ અને મહાસાગરની ઊંચાઇ ફીટમાં ગણે છે;* ગણિતના અંકની પદ્ધતિ સુદ્ધાં (પહેલા દશ અંક) આપણી આંગળીઓની સંખ્યા ઉપરથી ઠરેલી છે; આમ છે તે છતાં પણ આપણે કેવા નિરાધાર પ્રાણી જેવા છીએ? આપણે રંક જીવ છીએ? અને આપણે કેટલા મોટા થઇ શકીએ એવું છે? માણસ એ કોણ છે? અને માણસ એ કોણ નથી?

પાસ્કલ જણાવે છે કે, "માણસ એ એક બરૂની સોટી જેવો છે, કે જે સૃષ્ટિમાં નબળામાં નબળી ચીજ છે; પણ તે વિચાર કરનારો છે. તેનો નાશ કરવાને જગતને ભારે તૈયારી કરવાની જરૂર નથી. એક ઉચ્છ્વાસ કે પાણીના એક ટીપાથી તેનું

૧. બાઇરન.

* હાથનું માપ ઘણીક જગ્યાએ હતું અને હજી પણ તે પ્રમાણે છે.
—ભા. ક.

સહજ મોત આવે છે. પણ જો જગત્ તેનો નાશ કરશે તો પણ માણસ જગત્ કરતાં શ્રેષ્ટ છે, કેમકે તે પોતે સમજે છે કે હું મરી જાઉં છું; અને જગત્ તો તેની સામે ફાવી જવા છતાં પોતાનું બળ જાણતું નથી.'

મનુષ્ય પ્રાણીને પરિપૂર્ણ થવાને શું શું આવશ્યક છે? સ્વસ્થ મન, મમતાવાળું હૈયું, શુદ્ધ અને પુખ્ત વિચાર, અને ખોડખામી વગરનું તનદુરસ્ત શરીર. સ્વસ્થ મન વગર આપણે ઘણી ઉતાવળથી અનુમાનો બાંધી દઇએ છીએ, મમતાવાળું હૈયું નહીં હશે તો આપણે જરૂર આપસ્વાર્થી થઇ જઇશું, શરીર ખોડખામી વગરનું તથા તંદુરસ્ત નહીં હશે તો આપણે ભાગ્યેજ કાંઇ કામ કરી શકીશું, અને આપણો ઇરાદો ગમે તેવો સારો હશે પણ જો વિચાર પુખ્ત નહીં હશે તો તેથી લાભ થવાના કરતાં નુકસાન થવાનો વધારે સંભવ છે.

આપણા કોઈ મિત્રનાં આપણે વખાણ કરવાનાં હશે તો આપણે એમ કહીશું કે તે ઘણોજ સભ્ય પુરુષ છે. થેકરે એવો પ્રશ્ન કર્યો છે કે ? અમુક માણસ સભ્ય પુરુષ છે એવું ક્યારે ગણાય? શું તેને માટે માણસે પ્રમાણિક હોવું જોઇએ, નમ્ર હોવું જોઇએ, બહાદૂર હોવું જોઇએ, સુજ્ઞ હોવું જોઇએ? અને આ બધા ગુણો હોઇ બહારની ઘણીજ લાવણ્યભરેલી રીતે તેનો ઉપયોગ કરવો એ શું સભ્ય પુરુષના ગુણ ગણાય?' તે વળી એમ પણ ઉમેરે છે કે, 'સભ્ય પુરુષ એ તો આપણે કેટલાક ધારીએ છીએ તેના કરતાં પણ વધારે દુર્લભ વસ્તુ છે.' રાજાઓ બીજાઓને ઇલકાબ આપી શકે છે પરંતુ તે સભ્યજ પુરુષો બનાવી શકતા નથી. તેમ છતાં પણ જો ઇચ્છા રાખીશું તો ઉદાર વૃત્તિવાળા પુરુષ થઇ શકીએ ખરા.'

આર્ચડીકન ફેરાર કહે કે, "જે માણસનું શરીર મિતતા, સંયમ, અને જીતેન્દ્રિયપણાથી ઘણું જ તન્દુરસ્ત અને કૌવતવાળું રાખેલું હોય છે; જેનું મન એ અનુભવથી અને પોતાના દેશી ભાઈઓએ દર્શાવેલા ઉમદા વિચારોથી મેળવેલી વિદ્યાનો કિમ્મતી ભંડાર છે; જેની કલ્પનાશક્તિ એ સઘળી શુદ્ધ અને પવિત્ર ચીજોનું ચિત્રાલય છે; જેનું અંતઃકરણ પોતાના સંબંધમાં, સર્વશક્તિમાન ઇશ્વરના સંબંધમાં, અને આખી દુનિયાના સંબંધમાં શાન્ત અને સલાહવાળી વૃત્તિનું છે, અને જેના આત્મામાં પરમાત્મા યોગ્ય નિવાસસ્થાન ગણીને વસે છે; એવો જે માણસ હોય છે તે આ સંસારમાં જેટલી પરિપૂર્ણતા મેળવી શકાય તેની લગોલગ ઘણે ભાગે પહોંચે છે."

જોન સ્ટુઅર્ટ મીલ કહે છે કે "જાત કેળવણી પ્રાપ્ત કરવાની ખરી રીત પ્રત્યેક બાબતમાં પ્રશ્ન કરવો એ છે; ગમે તેવી મુશ્કેલી નડે તો તેનાથી કદી હઠી જવું નહીં; અસ્વીકારસૂચક વિવેચનથી ચોક્કસ તપાસ કર્યા વિના આપણા પોતાના તરફથી અથવા બીજા લોક તરફથી કોઇ પણ સિદ્ધાન્ત સ્વીકારવો નહીં; કોઈ પણ ખોટું પ્રમાણ, વિરોધ અગર વિચારની અસ્પષ્ટતા, એમને અજાણતામાં દાખલ થતાં અટકાવવાં; વિશેષે કરીને કોઈ પણ શબ્દનો ઉપયોગ કરતાં પહેલાં તેનો અર્થ, તેમજ કોઇ પણ સિદ્ધાન્ત ગ્રાહ્ય કરતાં પહેલાં તેનો અર્થ બરોબર સમજવાનો આગ્રહ કરવો; આ બધી શિખામણ આપણને પ્રશ્ન કરવાની ટેવ પાડવાથી મળે છે." અને આવી શિખામણ, આવો બોધ, આપણે બધા મેળવી શકીએ એવું છે.

કંઇ નહીં તો કેળવણીની પૂર્વની સ્થિતિમાં સઘળાં માણસ એક સરખાંજ હશે; પદવી કે દોલત આવી બાબતમાં કંઇ વિશેષ

સંગીન લાભ આપતી નથી. સર વિલ્યમ જોન્સ પોતાના સંબંધમાં કહેતો હતો કે "જો કે હું એક ખેડુતના કુટુંબનો હતો, અને મારી પાસે કંઇ પૈસા નહોતા, તોપણ હું રાજકુંવરને યોગ્ય કેળવણી લઈ શકયો હતો."

વિદ્યા પ્રાપ્ત કરવાને સારૂ કોઈ પણ રાજ માર્ગ નથી એવું લાંબી મુદત ઉપર કહેવામાં આવ્યું હતું; અથવા આના કરતાં વધારે યોગ્ય રીતે એમ કહી શકાય કે સઘળાજ માર્ગ રાજાને લાયકના સરળતાથી ભરેલા છે; અને આનો બદલો કેટલો કિમ્મતી છે! કેળવણીથી આખી દુનિયાનો ઇતિહાસ આપણા સમજવામાં આવે છે, અને આપણી વૃદ્ધિ થવાનો એક સુંદર માર્ગ આવા ઇતિહાસદ્વારાએ મળી આવે છે, દુનિયાનું ભાષાજ્ઞાનનું ભંડોળ કેવું અને કેટલું છે તે સમજવાને આપણે કેળવણીથી શક્તિમાન થઇએ છીએ; કુદરતનું પુસ્તક આપણા આગળ કેળવણીજ ખુલ્લું મૂકે છે, અને આપણે ગમે તે જગ્યાએ હોઇએ તોપણ ત્યાં આગળ, કેળવણી લીધી હોય છે તો આનંદ આપનારાં સાધન આપણે ઉભાં કરી શકીએ છીએ.

"તે માણસ હતો, તે સર્વ રીતે પરિપૂર્ણ હતો
(માણસમાં જેટલા ગુણ જોઇએ તેટલા તેનામાં હતા;)
તેના જેવો મનુષ્ય હું ફરીથી જોવા પામીશ નહીં,"*

આ પ્રમાણે કોઇ પણ વખત આપણે માટે કહેવાય એવી આશા આપણે રાખી શકીએ નહીં, તોપણ આટલું તો ખરૂં લાગે છે કેઃ—

"તેની જીંદગીમાં દરરોજ કંઇ કંઇ ખૂબી
જોવામાં આવતી હતી;"

* શેક્સપીઅર.

એ પ્રમાણે કહી શકાય, કારણ કે અવિનાશી આતુર ઇચ્છા શું આપણામાં હોતી નથી ?

દરેક માણસના સંબંધમાં કેળવણીનો ફાયદો આપણા જોવામાં આવતો નથી તેમાં કંઇ કેળવણીનો પોતાનો દોષ નથી, પરંતુ ઘણી વાર કેવા ભાવથી–કેવી વૃત્તિથી–કેળવણી લેવામાં આવે છે તેના ઉપર તેનો આધાર રહે છે. લૉર્ડ બેકન કહે છે કે, જુદા જુદા માણસ જુદા જુદા હેતુથી વિદ્યા અને જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. કેટલાક માણસ સ્વાભાવિક જીજ્ઞાસાથી અને શોધકવૃત્તિને લીધે, કેટલાક જુદા જુદા પદાર્થો જોઇ અને જુદે જુદે પ્રકારે આનંદ મેળવી પોતાના મનને ખુશ કરવાને માટે, કેટલાક શોભા અને નામનીજ ખાતર, એ પ્રમાણે અનેક હેતુથી વિદ્યા પ્રાપ્ત કરવાની તેઓ ઇચ્છા રાખે છે; પરંતુ માણસને ઇશ્વરે તર્કશક્તિની બક્ષિસ આપેલી છે તેનો બીજા માણસના લાભની ખાતરજ અને તેના ઉપયોગમાં આવવાની ખાતરજ ખરા અંતઃકરણથી જ્ઞાન મેળવવાની ઉત્સુકતા જવલ્લેજ જોવામાં આવે છે. જ્ઞાન એ સરજનહારની મોટાઇનો અને માણસની સ્થિતિ સુધારનારો કિમ્મતી ભંડાર છે એવું ગણવાને બદલે તે જાણે શોધક અને ચંચળ વૃત્તિવાળા માણસને અઢેલવાનો કોચ ન હોય, અથવા ભમતા અને અસ્થિર મનને માટે સુંદર દેખાવ જોઈ આનંદ મેળવવા સારૂ આંટા મારવાની અગાસી ન હોય, અથવા ગર્વિષ્ટ માણસને આરામ લેવાનો ભવ્ય મિનારો ન હોય, અથવા વિવાદ અને તકરારનો કિલ્લો કે ઊંચી ને વિશાળ જગ્યા ન હોય, અથવા નફો મેળવવાની કે વેચવાની દુકાન ન હોય, એવું સમજીને ઘણાઓનું વર્તન થાય છે. ”

## પ્રકરણ ૮ મું.

### પુસ્તકશાળા ( લાઇબ્રેરી ) વિષે.

ડર્હામના બીશપ, રિચર્ડ ડી બરી નામના એક અંગ્રેજ ગૃહસ્થે પાંચસો વર્ષ કરતાં વધારે મુદત પૂર્વે પુસ્તકો સંબંધી લખતાં જે કહ્યું છે તે ઘણું યોગ્ય છે. તે કહે છે કે, "સોટી અગર ચપાટ માર્યા વગર, ગુસ્સાના કે કઠોર શબ્દો કહ્યા વગર, કપડાં કે પૈસા લીધા વગર શિક્ષણ આપનારાં આ ( પુસ્તકો ) જ આપણા શિક્ષકો છે. તેમની પાસે તમે ગમે ત્યારે જશો તો પણ તે ઊંઘતાં માલમ પડવાનાં નથી; શોધકવૃત્તિથી તમે તેમને પ્રશ્નો કરશો તો તે કંઇ વાત છુપાવી રાખશે નહીં; તમે તેમનું ખરૂં રૂપ સમજશો નહીં તોપણ તે કદી બબડવાના નથી; તમે કોઈ વાતમાં અજ્ઞાન હશો તો તે તમને હસી શકવાના નથી. તેટલા માટે જ્ઞાનના ભંડારરૂપ પુસ્તકશાળા બધી દોલત અને સંપત્તિ કરતા વધારે કિમ્મતી છે અને તે પ્રાપ્ત કરવાને આપણે ઇચ્છા રાખીએ તેવી એક પણ વસ્તુ પુસ્તકશાળાની સાથે સરખાવાય તેવી નથી; તેટલા માટે જે માણસ સત્ય, સુખ, જ્ઞાન, વિદ્યા અથવા પ્રમાણિકપણા માટે ઇચ્છા રાખનારો ઉત્સાહી માણસ ગણાવા માગતો હોય તેણે જરૂર પુસ્તકોનો શોખ રાખવોજ જોઇએ."

આ ગૃહસ્થનું ઉપર મુજબનું કહેવું આટલી લાંબી મુદત ઉપર જો ખરૂં હતું, તો હાલના સમયમાં તો ઘણેજ દરજ્જે તે પ્રમાણે કહેવું સત્ય ગણાશે, તે સમયમાં તેને જેટલી અનુકૂળતા

હતી તેના કરતાં હાલના સમયમાં આપણને કેટલી બધી વધારે અનુકૂળતા મળેલી છે તેનો વિચાર કરીએ. પહેલવહેલું તો છાપેલાં પુસ્તકો વાંચવાની સવડ ન ગણીએ તો પણ હાલ પુસ્તકો ઘણાંજ સસ્તાં મળે છે. થોડોક બીર જાતનો દારૂ અથવા તંબાકુની બે ( વિલાયતી ) ચલમની જેટલી કિંમત બેસે છે તેટલી કિંમતમાં તો એક માસમાં એક જણ જેટલાં પુસ્તકો વાંચી શકે તેટલાં તે ખરીદી શકે એમ છે. પણ રિચર્ડ ડી બરીના સમયમાં પુસ્તકો ઘણાંજ મોંઘાં હતાં. વળી હાલ આપણાં પુસ્તકો નાનાં અને સુગમતાવાળાં હોય છે, પણ જૂના વખતમાં તે ભારે-શિલ, મોટાં અને વાંચવા અથવા હાથમાં રાખવાને ઘણીજ અગવડ પડે તેવાં હતાં. હાલનાં વિદ્વતાથી ભરેલાં ઘણાં ખરાં પુસ્તકો પણ એક પ્રકારે વાંચવાને સુગમ પડે તેવાં છે. પણ આ બધા કરતાં વધારે અગત્યની વાત એ છે કે ડી બરીને જે જે મનોરંજક પુસ્તકો મળી આવેલાં હતાં તેવાં સઘળાં તો આપણને મળેલાં છે એટલુંજ નહીં, પણ તેથી ઘણાં વધારે મળેલાં છે. પ્રાચીન ભાષાભંડોળમાંથી ઘણાંક પુસ્તકો ગુમ થયાં હતાં, પણ તેની તપાસ થઇ શોધી કાઢવામાં આવે છે. તેના સમયમાં નવલ-વાર્તાનાં પુસ્તકોનું તો નામજ નહોતું એવું કહીએ તો ચાલે. કાવ્યગ્રંથના સંબંધમાં જોઇશું તો હાલ થોડા સમય પરના ગ્રંથકારો બાતલ કરીએ તો પણ શેક્સપીઅર અથવા મિલ્ટન, સ્કોટ અથવા બાઇરન જેવા કવિઓના ગ્રંથો વાંચવાનું તેને બની આવ્યું નહોતું; કારણ તેના સમય પછી આવા કવિઓ થઇ ગયા છે. વળી હાલમાં કેપ્ટન કુક, ડાર્વિન, હુમ્બોલ્ટ, અને બીજા અનેક મોટા મુસાફરો અને દેશોદેશ ફરી શોધ કર-નારાઓના સમુદ્રપર્યટનના મનોરંજક અને ઉત્સાહ આપનારા

ગ્રંથો આપણે વાંચી શકીએ તેમ છે. શાસ્ત્રના સંબંધમાં, રસાયનશાસ્ત્ર અને ભૂસ્તરવિદ્યામાં ઘણીક શોધો થઇ તે નવીન શાસ્ત્રો તરીકે તૈયાર થયાં છે. તેમજ સૃષ્ટિજન્ય પદાર્થોના વર્ણનનું શાસ્ત્ર, ખગોળવિદ્યા, ભૂગોળવિદ્યા, વગેરે બીજાં સઘળાં શાસ્ત્રોમાં શોધ ચાલુ ને ચાલુ રહેવાથી તે વધારે આનંદજનક વિનોદ આપનારાં થઇ પડયાં છે.

શોપેનહોઅરે જણાવ્યું હતું કે તેને પોતાને જે વિદ્યાનો શોખ હતો તે વિદ્યાથી તેને કંઈ પણ વિશેષ પ્રાપ્તિ થતી નહોતી તો પણ તેથી તેને ઘણા મોટા ખરચમાં બચાવ થતો હતો. એકંદર પ્રજા તરીકે આપણે ઉપકાર સહિત કબૂલ કરવું જોઇએ કે જુદી જુદી વિદ્યાના જ્ઞાન અને પ્રચારથી આપણી ઉપજમાં ઘણો મોટો વધારો થયો છે એટલુંજ નહીં, પણ આપણા ખર્ચમાં અનેક પ્રકારનો ઘટાડો થયો છે. શાળાઓ, પુસ્તકશાળાઓ, અને સંગ્રહસ્થાનો માટે ખરચેલાં નાણાં ખરૂં જોતા ખરચમાં ગણાય નહીં પણ વેપાર માટે રોકેલી મુડી જેવાં ગણાય. નિશાળો અને જાહેર પુસ્તકશાળાની આપણે હિમાયત કરીએ છીએ તે આપણા ખરચમાં બચાવ થાય છે તેની ખાતર નહીં, પણ દેશી બાંધવોની જીંદગી સુખી અને આનંદી કરવામાં ઘણીજ મદદ કરે છે તેની ખાતર તેમ કરીએ છીએ. ઘણાજ ગરીબ માણસો પોતાની જીંદગીમાં ગમ્મત અને આનંદ એ શું છે તે જાણતાજ નથી.

આવતી પેઢીના આપણા કારીગરો અને શિલ્પકારો મોટા વાંચનારાઓ થશે તેવો અભિપ્રાય મેં આપ્યો છે તેને માટે એક કરતાં વધારે વાર મારી હાસ્યવિનોદમાં ટકોર કરવામાં આવેલી છે. પરંતુ જાહેર પુસ્તકશાળાઓ દર સાલ વધતી જાય છે તે કારણ મારા કહેવાને શું પુષ્ટિ આપતું નથી? મફત વાંચવાની

પુસ્તકશાળા સ્થાપન કરતાં અગાઉ જે તે જગ્યાના લોકોના અભિપ્રાય લેવાની જરૂર છે એવું ઠરેલું છે; તે પ્રમાણે થાય છે ત્યારે મત આપનારા પૈકી ધર્મોપદેશક મંડળ અને વકીલમંડળ, ડાક્ટરો અને વેપારીઓ કેટલા થોડા હોય તે બધાને જાણીતી વાત છે. જાહેર પુસ્તકશાળાઓ કારીગર અને નાના દુકાનદારોના પ્રયાસથીજ નીકળે છે, અને તેઓ જ મુખ્યત્વે કરીને તેનો લાભ લે છે. આપણા શહેરમાંના કારીગર અને મજુર વર્ગને પુસ્તકો વાંચવાની વિશેષે કરીને જરૂર છે. તેઓનું મન કંટાળી જાય એવી રીતનું એક સરખું કામ આખી જીંદગીમાં તેમને કરવાનું હોય છે. તેમના કરતાં તો ગામડાના અજ્ઞાન-જંગલી માણસને અનેક પ્રકારનાં કામો કરવાનાં હોય છે. જે પશુનો તે શિકાર કરવાની ઇચ્છા રાખતો હોય તેની ખાશિયત શી છે, તે કયાં કયાં ફરે છે, કેવી જગ્યા પર ખોરાક ખાય છે, વગેરે બાબતોનું તેને અવલોકન કરવું પડે છે; કઇ જગ્યાએ અને કેવી રીતે માછલાં પકડવાં તે તેને જાણવાની જરૂર પડે છે; પ્રત્યેક માસમાં તેને નવું નવું કામ કરવાનું આવે છે, અને તે પ્રમાણે તેના ખોરાકમાં ફેરફાર થાય છે: પોતાને જરૂરનાં હથિયાર ને ઓજાર તેને પોતાને હાથે તૈયાર કરવાં પડે છે, અને પોતાને રહેવાનું ઘર જાતે બાંધવું પડે છે. વળી દેવતા પાડવાનું હાલ આટલું બધું સુતર થઇ ગયું છે, પણ તેને તો તેમાં મહેનત કરવાની હોય છે ને ચતુરાઈ વાપરવી પડે છે. ખેતીના કામમાં રોકાતા મજૂરને પણ અનેક કામ હાથમાં લેવાનાં હોય છે. તે હળ ફેરવે છે, ઘાસ કાપે છે, ને ખેતર લણે છે. એક મોસમમાં તે રોપવાનું કામ કરે છે, ને બીજી મોસમમાં તે માછલાં પકડે છે; તથા કુહાડી લઇ લાકડાં

ચીરવા જાય છે. તે ઘેટાં, ડુક્કર, અને ગાયની સંભાળ રાખે છે. હળ ફેરવવું, વાડ કરવી, અથવા ઘાસ વગેરેના પૂળા બાંધવા, તે ઉપર ઉપરથી દેખાય છે તેવું કંઇ સહેલું કામ નથી. વર્ડ્સ્વર્થ કવિના સંબંધમાં એમ કહેવાય છે કે એક વખત એક અજાણ્યા માણુસે તેનું અધ્યયનગૃહ (અભ્યાસ તથા કામકાજ કરવાને માટે રાખેલો ખાસ ઓરડો) જોવાની ઇચ્છા તેની દાસી આગળ બતાવી. તેના ઉત્તરમાં તે દાસીએ કહ્યું કે "એ ઓરડો મારા શેઠનો છે પરંતુ તે ખેતરોમાં અધ્યયન કરે છે." ખેતીનું કામ કરનારા માણુસ ખેતરમાં કામ કરવાથી ઘણી બાબતની માહિતી મેળવી શકે છે. આપણે ધારીએ છીએ તેના કરતાં તેનું જ્ઞાન ઘણું વધારે છે. ફેર માત્ર એટલોજ છે કે તેનું જ્ઞાન પુસ્તકોમાંથી મળેલું નથી હોતું પણ ખેતરમાંથી મળેલું હોય છે; છતાં પણ તે કંઈ ઉતરતું ગણાય એમ નથી.

પરંતુ જે માણુસ દુકાને બેશી કામ કરે છે, અથવા કારખાનામાં કામ કરે છે તેમનું કામ મન કંટાળી જાય એવી રીતનું એક સરખુંજ હોય છે. આખા વર્ષના વર્ષ સુધી તેમને કામના એકજ પ્રકારની ક્રિયા કરવાની હોય છે, અગર તો કેટલીક વાર તે ક્રિયાના અંગનો અમુકજ ભાગ કર્યા કરવાનો હોય છે. આમ થવાથી તેમનામાં ચમત્કારિક હોશિયારી ને ચાલાકી આવે છે ખરી, પરંતુ તે ઘણીજ સંકુચિત હોય છે. આવા માણુસે પોતે જો ફક્ત હાલતું ચાલતું યંત્ર બનવું ન હોય, તો પુસ્તકો વાંચીને તેણે પોતાની જીંદગીમાં આનંદ મળે અને ફેરફાર થાય એવું એવું કરવાની જરૂર છે. આમાંના કેટલાક માણુસ તો પુસ્તકોથીજ ફક્ત આવો આનંદ મેળવી શકશે; અથવા પોતાની જીંદગીમાં કંઇ જૂદા જૂદા પ્રકારનું કામ જોઇ શકશે. સારે નશીબે હાલના વખતમાં

દુકાનો સિવાય બીજી જગ્યાના (કારખાનાના) મજૂર વર્ગ અને કારીગર વર્ગને કામ કરવાના કુલ કલાકમાં ઘટાડો થવાનું કંઇક વલણ થવા લાગ્યું છે, અને કેટલીક વાર ત્યાં કામ પણ પૂરતું હોતું નથી; જો કે ઓછું કામ એ સંતોષની વાત નથી, તોપણ તેથી કામ કરનારને અવકાશ મળી શકે એવું છે. પણ આમ થોડા કલાક કામ કરવાનું ઠરે ને તેથી અવકાશનો વખત મળે, તે વધારાનો વખત કંઇ આળસમાં કાઢવો જોઇએ નહીં. અવકાશ –ફુરસદ–એ મોટામાં મોટી બક્ષિસ–સુખનું સાધન છે; આળસ એ મોટામાં મોટો શાપ છે–અકલ્યાણની વસ્તુ છે. અવકાશથી સુખ પ્રાપ્ત થાય છે, આળસથી દુઃખ ઉત્પન્ન થાય છે. એમ ધારો કે એક ગરીબ કંગાળ માણસને થોડા દિવસ કંઇ પણ કામ કરવાનું નથી, તો તેણે શું કરવું? તે વખત તેણે શી રીતે ગાળવો જોઇએ? કોઈ પુસ્તકશાળામાં જવાની તેને છૂટ કે સવડ હોય તો તે વખત ફોકટ ગુમાવવો જોઇએ નહીં.

આપણાં બાળકોને કેળવણી આપવાનાં જે કારણો છે, તે પુખ્ત ઉમ્મરના માણસને પણ તેટલેજ અંશે લાગુ પડે છે. હાલમાં આપણા દેશમાં જૂદા જૂદા ભાગમાં બધે પ્રાથમિક શાળાઓ કાઢેલી છે; આપણાં બાળકોને કેળવણી આપવાને આપણે પૂર્ણ તજવીજ કરીએ છીએ; આપણે તેમને વાંચતાં શીખવીએ છીએ, અને વાંચવાનો શોખ તેમને થાય તેવા યત્ન કરીએ છીએ. આ પ્રમાણે કરવાનું કારણ શું છે? કેમકે આપણે એમ માનીએ છીએ કે જે માણસ અભ્યાસ કરે છે તે સુધર્યા વગર ને સારો થયા વગર રહેતો નથી. કેળવણીના પ્રતાપથી સાધારણ માણસ સારો કારીગર થાય છે, અને કારીગર સારો માણસ બને છે; પરંતુ કેળવણી લેવાનું આખી જીંદગી સુધી ચાલવું જોઇએ, અને

તેથી પુસ્તકશાળા એ મોટી ઉમ્મરના માણસને માટે નિશાળ સમજવાની છે. આલ્ફ્રેડ રાજાના સંબંધમાં એક વાત એવી કહેવાય છે કે, તે બાળક હતો તે વખતે તેને એક પુસ્તક પસંદ પડવાથી તે મેળવવાનું મન થયું. આ ઉપરથી તેની માતાએ કહ્યું કે "તે પુસ્તક તું જાતે વાંચી શકે એવો થશે ત્યારે તને આપવામાં આવશે." આવો હક પ્રાપ્ત કરીને તેણે તે પુસ્તક મેળવ્યું. આપણાં છોકરાંઓ વાંચતાં તો શીખ્યાં છે; ત્યારે તેમને પુસ્તકો મેળવવાનો તેવોજ હક શું થયો નથી? **સોસીયાલીસ્ટ**નો સામાન્ય ભાવાર્થ જોતાં તેના હિમાયતીઓ જે ફાયદા થવાનું ધારે છે તેવું પરિણામ **સોસીયાલીઝમથી થશે** એમ ખાતરી થતી હોય તો બાકી રહેલા ઘણા માણસો તે વર્ગમાં દાખલ થઇ જશે. **સોસીયાલીઝમ**ના સામાન્ય ભાવાર્થ પ્રમાણે "મોટામાં મોટી સંખ્યાનું વધારેમાં વધારે હિત" તેનાથી થશે એવું આપણે માની શકતા નથી, તેથી આપણે **સોસીયાલીસ્ટ** બનતા નથી. પરંતુ જે મુશ્કેલી આમાં લાગે છે તેવી પુસ્તકોનાં સંબંધમાં આપણને લાગતી નથી. એવું કહેવાય છે કે એક ગરીબ સ્ત્રી દરિયો પહેલ વહેલો જોઇને ઘણી હર્ષ પામી હતી; તે બોલી કે "જે વસ્તુમાંથી પ્રત્યેક માણસને જોઇએ તેટલું મળી શકે છે તેનો કંઇક ભાગ નિહાળવો એ ખરેખર મોટી વાત છે." આજ પ્રમાણે પ્રત્યેક માણસને પહોંચે તેટલાં પુસ્તકો હાલમાં છે, અને ઉત્તમ પુસ્તકો ઘણાંજ સસ્તાં પણ છે. વાંચવાથી જેવો આનંદ થાય છે તેવો ધન-સંપત્તિથી ભાગ્યેજ મળે છે. બીજી ઘણી થોડીજ બાબતના સંબંધમાં આ પ્રમાણે કહી શકાય તેમ છે. 'ધંધાની ખટપટ' માં પડેલા આપણા જેવા લોકો આપણી પાસે હોય તેના કરતાં

વધારે પ્રાપ્ત કરવાની આકાંક્ષા રાખીએ છીએ; પરંતુ પુસ્તકોના સંબંધમાં આપણે ઉપયોગ કરી શકીએ તેના કરતાં વધારે પુસ્તકોનો જાણે દૈવગતિથી વરસાદ વરસેલો છે.

માણસથી કેળવણી જીંદગીપર્યંત ચાલવી જોઇએ, અને આપણાં બાળકોની કેળવણી શબ્દજ્ઞાનમાં અને વ્યાકરણજ્ઞાનમાં ફક્ત આવી રહી નથી, પણ હાથ અને આંખની કેટલીક કેળવણીનો તેમાં સમાવેશ થવો જોઇએ એવું હાલ આપણે સમજવા લાગ્યા છીએ. આજ પ્રમાણે એથી ઉલટી રીતે જોતાં મોટાં થયલાં સ્ત્રીપુરૂષનો બધો વખત ફક્ત હાથ વડે કરવાનાંજ કામોમાં અને પૈસા મેળવવામાંજ રોકાયલો રહેવો ન જોઇએ, પરંતુ તેમણે કેટલોક વખત જ્ઞાન મેળવવામાં અને પોતાના મનનો સુધારો કરવામાં ગાળવો જોઇએ. વળી મનુષ્યના જ્ઞાનભંડોળમાં દરેક માણસે કંઇ કંઇ વધારો કેમ કરવો ન જોઇએ? માણસ પોતે ગમે તે સ્થિતિનો હોય તોપણ તે આ પ્રમાણે વધારો કરી શકે ખરો. હસ્તકાર્યનું ગૌરવ હજી આપણે પૂરૂં સમજતા નથી, અને લોકોનો સાધારણ ગ્રહ એવો થયો છે કે વિદ્યા એ કંઇ ઊંચે આકાશમાં રહેતી વસ્તુ હશે. આ બધામાં વખત ગાળવો એ તત્વશાસ્ત્રવેત્તાઓ અને વિશેષ બુદ્ધિશાળી પુરુષોનું તેમજ કિમ્મતી સામાન ખરીદ કરી શકે એવી સ્થિતિવાળા પુરુષોનું કામ છે, ને તેમને જ તે યોગ્ય છે, એવું આપણા લોકોનું સમજવું થયેલું છે. આ એક મોટી ભૂલ છે, આપણો પ્રજા તરીકે વધારો થયો છે તેને માટે આપણે કોના આભારી છીએ? બેશક કેટલેક અંશે સુજ્ઞ રાજાઓ અને નીતિશાસ્ત્રવેત્તાઓના, કેટલેક અંશે લશ્કર અને આરમારના બહાદુર માણસોના, કેટલેક અંશે આપણા પર-

દેશના સંસ્થાનિક રાજ્યો પ્રાપ્ત કરવામાં રસ્તો ખુલ્લો કરનારા, દેશે દેશ ફરી નવા દેશોની શોધ કરનારા વીર પુરૂષોના, ને કેટલેક અંશે વિદ્યાર્થીઓ અને તત્વશાસ્ત્રવેત્તાઓના આપણે આભારી છીએ. પણ આ બધા લોકોએ જે જે કામ કીધાં છે તેનું ઉપકાર સહિત આપણે સ્મરણ રાખીએ છીએ, તેની સાથે એટલું વિસરી જવું ન જોઇએ કે બ્રિટિશ કારીગરે પોતાના બળવાન જમણા હાથથી સઘળું કામ કીધું છે તે ઉપરાંત તેણે મગજને પણ ઘણું કસેલું છે, અને તેથી અનેક લાભો આપણો દેશ પ્રાપ્ત કરી શક્યો છે.

વૉટ, મીકેનીકલ એન્જીનિયર (યાંત્રિકવિદ્યા જાણનાર ઇજનેર) હતો; હેન્રી કૉર્ટ, જેણે કરેલા કારખાનાઓના સુધારાને લીધે ઇંગ્લાંડ દેશમાં તેના રાજકીય દેવાની રકમ કરતાં વધારે સંપત્તિ ભેગી થઈ હતી, તે ઇંટ પાડનારનો છોકરો હતો; હન્ટસ્મેન, જેણે ગજવેલની જાતનું લોઢું શોધી કાઢ્યું હતું તે એક ઘડિઆળીનો છોકરો હતો; ક્રોમ્પટન વણકર હતો; વેડજવૂડ કુંભાર હતો; બ્રિન્ડલે, ટેલફૉર્ડ, મુરડ, અને નિલસન એ બધા કારખાનામાં કામ કરનારા માણસો હતા; જ્યોર્જ સ્ટીફીન્સ એણે શરૂઆતમાં ગાયો ચારનારા છોકરાનું રોજ બે પેન્સ લઇ કામ કીધું હતું, અને અઢાર વર્ષનો થયો ત્યાં સુધી તે વાંચી શકતો નહોતો; ડાલ્ટન એ એક ગરીબ વણકરનો છોકરો હતો; આર્કરાઇટે હજામના ધંધાથી શરૂઆત કીધી હતી; સર હમ્ફ્રિ ડેવી એ ઓષધ તૈયાર કરી વેચનારની દુકાને શિખાઉ તરીકે રહ્યો હતો; 'બર્મીન્ગહામના પતા' બૅલ્ટન એ બટન (બોરીયા) બનાવનારનો, અને વાટ એ સુતારનો છોકરો હતો. આ માણસોની અને તેના જેવા બીજાની આ દુનિયા ઘણી જ આભારી થયલી છે આપણા મોટા સરદાર અને રાજનીતિજ્ઞ પુરૂષો માટે આપણે જે અભિમાન ધરાવીએ છીએ તેવુંજ અભિમાન આ માણસો માટે રાખવાનું છે.

અમુક પ્રજાઓ 'સુધરેલી પ્રજા' છે એવું આપણે ઘણી વાર સાંભળીએ છીએ. બેશક કેટલીક પ્રજા બીજીઓ કરતાં વધારે સુધરેલી છે. પરંતુ અદ્યાપિ કોઇ પણ દેશની પ્રજા તે પદને યોગ્ય ગણવા તેની લગોલગ પણ આવી શકી નથી. આપણો સુધારો ખરો છે એવું કરવાને આપણે યત્ન કરવો જોઇએ, અને તે સ્થિતિએ પહોંચવાને સારૂ ખરે રસ્તે જઇ આગળ વધવાનો એક ઉપાય તે પુસ્તકશાળાઓ સ્થાપવી એ છે.

કુટુંબવાર મત આપવા સંબંધી બીલ પસાર થયું હતું તે વખતે લૉર્ડ શેરબ્રુક બોલ્યા હતા કે 'આપણા શિક્ષકોને આપણે કેળવણી આપવી જોઈએ.' પરંતુ તેઓ પોતાની જાતને કેળવણી આપી શકે એવી સવડ કરી આપવાની વધારે અગત્ય છે.

કેટલાક માણસો એવી સ્થિતિમાં જ જન્મ પામે છે કે આખી જીંદગી તેમને સખ્ત મજુરી કરવી પડે છે; પણ તેટલા ઉપરથી તેમની જીંદગી દુઃખી કે આનંદ રહિત રહે એમ થવું ખરોખર નથી. જો તેમને ગમ્મતનું સાધન મળેલું ન હોય અને પોતાની જીંદગીમાં જૂદા જૂદા પ્રકારનું કામ કરવાનો સંજોગ ન મળેલો હોય તો સારાં પુસ્તકો વાંચવાને સારૂ તેમને જોઇએ તેવી અનુકૂળ મળી શકે એવી ગોઠવણ કરવી એ વધારે જરૂરનું અને ઇષ્ટ છે.

સર જોન હર્ષચલે કહ્યું છે "દરેક પ્રકારના સંજોગો બને તેમાં ઉપયોગી થઇ પડે, અને આખી જીંદગીમાં સુખ અને આનંદનું સાધન થાય, તેમજ આ સંસારમાં ગમે તેવા બનાવો બને અને આફતો આવી પડે તથા લોકોની કફા નજર થાય, તેવે પ્રસંગે રક્ષણ કરવાના સાધન તરીકે કામમાં આવે એવી જાતનો શોખ મને થાઓ એવી હું ઇચ્છા રાખું તો તેવો શોખ વાંચવાનો જ પસંદ કરૂં. કોઇ પણ માણસને આ બાબતનો શોખ ઉત્પન્ન કરવામાં આવે અને તે પૂરો પાડવાનાં સાધન મને આપવામાં આવે તો તેના હાથમાં ઘણાં જ નઠારાં પુસ્તકો પસંદ કરી

આપ્યાં હશે તો તેવા પ્રસંગ સિવાય, તે માણસ ખુશી થયા વગર રહેવાનો નહીં. આમ થવાથી તે ઇતિહાસના પ્રત્યેક સમયના સારામાં સારા મંડળનાં સમાગમમાં આવે છે; તેમજ મનુષ્યજાતિને ભૂષણરૂપ ગણાયલા ઘણાજ સુજ્ઞ, ઘણાજ વિનોદવૃત્તિવાળા, ઘણાજ માયાળુ, ઘણાજ બહાદુર અને ઘણાજ નિર્મળ મનના એવા પ્રતિષ્ઠિત પુરુષોના સમાગમમાં તે આવે છે. સઘળા દેશોનો તે વતની થાય છે, અને સઘળા યુગના તે સમકાલભવ પુરુષ બને છે. આખી દુનિયા જાણે તેને માટે સરજાયી હોય એવું બને છે."

પુસ્તકો જાણે લગભગ જીવતાં પ્રાણી છે. મિલ્ટન કહે છે, "જે આત્માએ એ પુસ્તકો રચેલાં હતાં તેના જેટલી ચંચળ વૃત્તિવાળા ચૈતન્યમય સંતાન આ પુસ્તકોમાં રહેલાં છે." ગમે તેમ થાઓ પણ મહાન્ લેખકો કદી મરતા નથી.

"જે પુરૂષનું ઉત્કૃષ્ટ મન તારા મનને ઊંચી પદ્વીએ
પહોંચાડે છે તે પુરુષ મરી ગયેલો સમજવાનો નથી.
આપણી પાછળ મૂકી ગયેલા મનુષ્યના અંતઃકરણમાં
વસવું એ મરવું ગણાય નહીં.

અર્બિનોના ડ્યુકે એક મોટી પુસ્તકશાળા તે ગામમાં સ્થાપન કરી હતી, તેના સંબંધમાં તેણે નિયમ કર્યો હતો કે દરેક પુસ્તક કીરમજી રંગનું બંધાવવું અને તેના ઉપર નામ વગેરે રૂપેરી રાખી સુશોભિત કરવું. પુસ્તકો એ ગત થયલા યુગોનો સંગ્રહ કરેલો ખજાનો છે. લેમ્બ કહેતો કે જમતાં પહેલો ઇશ્વરનો પાડ માનવાની ટુંકી બંદગી કરવાનું જેટલું પ્રયોજન છે, તેના કરતાં વધારે નવીન પુસ્તક વાંચવા માંડતાં પહેલાં કરવાનું છે.

વળી દારૂ પીવા પાછળ જે ખરચ થાય છે તેનો વિચાર કરીશું તો પુસ્તકો પાછળ કરેલો ખરચ એ ઉડાઉપણાનો ખરચ છે, એવો આરોપ આપણા ઉપર કોઇ પણ મૂકી શકશે નહીં.

પીવાના દારૂના ભોંયરા પાછળ જે ખર્ચ થાય છે તેના પ્રમાણમાં આપણી પુસ્તકશાળાઓનો કેટલો બધો કમી છે! દારૂની એક બાટલીની કિમ્મત જેટલી કિમ્મત કોઈ ઉત્તમ પુસ્તકની હોય છે તોપણ તે ખરીદ કરતાં પહેલાં ઘણા માણસ લાંબા વિચારમાં પડે છે. આપણે જ્યારે 'પબ્લીક હાઉસ' સંબંધી કંઈ બોલીએ છીએ ત્યારે દારૂ વેચવાની દુકાનનોજ ખ્યાલ આવે છે એ શોચનીય વાત છે. તેમ છતાં પણ ખુશીની વાત છે કે હાલમાં દારૂ વેચવાને માટે નહીં, પણ પુસ્તકોનું સાધન પૂરૂં પાડવાને સારૂં ઠામ ઠામ 'પબ્લીક હાઉસો' (જાહેર મકાનો) ઉઘડતાં જાય છે.

પુસ્તકશાળાના સંબંધમાં આપણા ગુજરાતના કવિ નર્મદાશંકરે નીચે પ્રમાણે લખેલું છે:—*

### ત્રિભંગી વૃત્ત.

રૂડિ પુસ્તકશાળા, જ્ઞાનની ડાળા, ફુલ ફળ ફાળા, માતી છે,
વિદ્યાનાં ધામો, અગત્ય કામો, સુખની હામો, તાતી છે;
પુસ્તક પથારી, દોષ નિવારી, આનંદકારી, રાતી છે,
બહુ અખબર ધારી, મીલનસારી, ઉદ્યમ ભારી, લાતી છે.

### છપય વૃત્ત.

કરે સુપુસ્તકાલય લય સહુ અજ્ઞાન તિમિરનો,
કરે સહુ પુસ્તકાલય લય કંટક કુવિચારનો;
કહે સુપુસ્તકાલય વિદ્યાશ્રમ બહુ લોકનો,
કહે સુપુસ્તકાલય રિવાજ નાના દેશનો;
નામી મુરત કાળ કાળની, તે મંદિર દરશાવતું,
સુવિચાર પ્રસાદી સુકાળની, આપીને હરખાવતું.

* ભાષાન્તર કર્તા.

## પ્રકરણ ૯ મું.

---

### વાંચવા વિષે.

એક વ્યક્તિને જેમ યાદદાસ્ત શક્તિ જરૂરની છે, તેમ મનુષ્ય માત્રને પુસ્તકો ઉપયોગનાં છે. પુસ્તકોમાં આપણી જાતનો ઇતિહાસ, આપણે કરેલી શોધો, ઘણા યુગોની સંગ્રહ કરેલી વિદ્યા તથા અનુભવ એ બધાની હકીકત લખાયલી છે. કુદરતના ચમત્કાર તથા સૌંદર્યનું વર્ણન તેમાં કરેલું છે. આપણા સંકટના સમયમાં તે મદદ કરે છે, દુઃખમાં ને શોકમાં તે દિલાસો આપે છે, ગ્લાનિ દૂર કરી આનંદ આપે છે, સારા અને સુખકર વિચારથી આપણું મન ભરપૂર કરે છે, અને આપણી વૃત્તિ સુધારી આપણને ઉચ્ચ પદે પહોંચાડે છે.

પૂર્વ તરફના દેશોના બે માણસ સંબંધી એક એવી વાત ચાલે છે કે તેમાંનો એક રાજા હતો જેને દરરોજ રાતના એવું સ્વપ્નું આવતું કે તે પોતે ભીખારી છે; બીજો માણસ ભીખારી હતો જેને દરેક રાત્રિએ એવું સ્વપ્નું આવતું કે તે પોતે રાજા છે અને રાજમહેલમાં રહે છે. આમ થવાથી રાજાના મનની સ્થિતિ કોઇ પણ પ્રકારે સારી હતી એવું મારાથી ખાતરીથી કહેવાતું નથી. ખરેખરા બનાવ કરતાં પણ કલ્પના કેટલીક વાર વધારે ચંચળ હોય છે; પરંતુ આ બાબતમાં ગમે તેમ થયું હોય છતાં પુસ્તકો વાંચતી વેળાએ (આપણી જો ઇચ્છા હોય તો) આપણે રાજા બનીએ અને રાજમહેલોમાં રહીએ એટલુંજ નહીં, પણ તેના કરતાંએ વધારે સારી વાત એ બને છે કે આપણું

કંઇ પણ થાક લાગ્યા વગર, અગવડ વગર તથા ખરચ કર્યા વગર પર્વતો પર અથવા દરિયા કિનારા પર જયાં મરજી ચાહે ત્યાં જઇ શકીએ છીએ, અને પૃથ્વીના ઘણાજ સુંદર ભાગોની મુલાકાત લઇ શકીએ છીએ.

ફ્લેચર કવિ કહે છે કે,—

"મને પોતાને આનંદ અનુભવવાને માટે રજા આપો; જે જગ્યામાં મારાં પુસ્તકો, કે જે મારા ઉત્તમ-માં ઉત્તમ સોબતી છે, તે જયાં રાખેલાં છે તે જગ્યા મારે મન તો ઉત્કૃષ્ટ ચોગાન છે, કે જયાં હરઘડી જઇ હું અસલના ડાહ્યા પુરૂષો તથા તત્ત્વશાસ્ત્રવેતાઓ સાથે વાત કરી શકું છું; અને કેટલીક વાર હું રાજાઓ અને શહેનશાહો સાથે મસલત કરૂં છું, અને તેમના વિચાર કેવા પ્રકારના છે તેનું મનન કરૂં છું; તેમ તેમણે અન્યાયથી જીતો મેળવી હોય છે તો તેમની જપ્તી લઉં છું, અને મારી મનકલ્પનાથી તેમને માટે અઘટિત રીતે ઉભાં કરેલ બાવલાં ભાગી ભેંઓળ કરી નાખું છું. ત્યારે શું અનિશ્ચિત અને માયાવી સુખ મેળવવાની ઇચ્છા રાખી આવો સતત મળતો આનંદ મારે ગુમાવી દેવો ? ના, એમ થશે નહીં; ધન દોલતનો મોટો ઢગ એકઠો કરવાની કાળજી ભલે તમે રાખો. હું તો મારે જ્ઞાનનો ભંડાર વધારવાની ઇચ્છા ને કાળજી રાખીશ."

પુસ્તકોને ઘણી વાર મિત્રો સાથે સરખાવવામાં આવે છે. પરંતુ આપણા જીવતા સોબતીઓ પૈકી ઘણાજ સારા અને બુદ્ધિ-

શાળી હોય છે તેમને વજ્ર હૈયાનો કાળ ઘણી વાર ઘસડી જાય છે. પુસ્તકોના સંબંધમાં આથી ઉલટું બને છે; કાળે કરી નઠારાં હોય છે તેનો નાશ થાય છે અને સારાં હોય છે તે શુદ્ધ થાય છે.

બુલ્વર લિટને કવિતામાં લખ્યું છે કેઃ—

"(પહેલાં થઈ ગયલા) સુજ્ઞ માણસોને તેમનાં પુસ્તકોની બહાર (પુસ્તક વગર) જોઇશું તો તેઓ માટી રૂપ માલમ પડશે; અને તેમનાં પુસ્તકોમાં જોઈશું તો તેમની કબરમાંથી ઊઠતા હોય તેમ દેવદૂત જેવા દેખાય છે, અને આપણા માર્ગમાં આપણી સાથે સાથે ચાલે છે અને આપણને સાવચેત કરતા રહે છે! કેટલાંક પુસ્તકો અમર છે એમ આપણે કહીએ છીએ. શું તેઓ જીવે છે? આ પ્રમાણે હોય તો ખરૂં માનજો કે કાળે તેમને પુસ્તકોમાં શુદ્ધ અને ચોકખા બનાવ્યા છે, અને જે દુષ્ટ હોય છે તે તો શાન્તજ થઇ જાય છે. ઇશ્વરની ઇચ્છા જ એવી છે જે કંઈ પણ ખોટું હોય તે હૈયાત રહેવું ન જોઇએ; દેહ વગરના આત્માને છોડીને માટી જેમ ઉડી જાય છે તે પ્રમાણે જે હલકા ને નઠારા ભાગ હોય છે તે ઉડી જાય છે ને બાકીનો ભાગ આખો રહે છે."

આ દુનિયામાં જે જે વસ્તુ પ્રાપ્ત કરી શકાય તે જેમને મળી હતી તેમાંના ઘણાખરા જણાવે છે કે તેમને જે નિર્મળ સુખ અને આનંદ મળેલાં તે ઘણે ભાગે પુસ્તકોને લીધેજ મળ્યાં હતાં. 'સ્કૂલમાસ્તર' (શિક્ષક) નામના ગ્રંથમાં લેડી જેન ગ્રેની લીધેલી છેલ્લી મુલાકાત સંબંધી એક અસરકારક વાત એસ્ચામે

લખેલી છે. તે તેને ઘેર ગયો ત્યારે લેડી જેન ગ્રેને ઝરૂખામાં બેસીને સોક્રેટીસના મોત સંબંધી પ્લેટોએ લખેલું સુંદર બ્યાન વાંચતી દીઠી. તેના પિતા અને માતા મૃગયા વનમાં શિકાર કરતાં હતાં, અને શિકારી કૂતરાઓ બૂમાબૂમ પાડી રહ્યા હતા, અને તેમના સાદ ખુલ્લી બારીમાંથી સંભળાતા હતા. પોતાનાં માતપિતા સાથે આ ગમ્મતમાં તે દાખલ થઈ નહોતી, એ અચંબાની વાત છે એવું એસ્ચામે જણાવ્યું પણ તેણીએ કહ્યું કે, "હું ધારૂં છું કે મૃગયા વનમાં જે આનંદ થાય છે તે, પ્લેટો વાંચવામાં મને જે આનંદ થાય છે તેનો અંશ માત્ર છે."

મેકોલે પાસે સંપત્તિ હતી, તેને કીર્તિ, પદવી અને અધિકાર મળેલાં હતાં, અને તે છતાં પણ તે પોતાના જીવનવૃત્તાંતમાં લખે છે કે પોતાની જીંદગીમાં તેણે જે ઘણા જ આનંદી અને સુખદાયી કલાકો ગાળેલા તે પુસ્તકોને લીધેજ તેવા જણાયા હતા. એક નાની છોકરીને લખેલા એક મનોરંજક પત્રમાં તેણે લખ્યું છે કે, "તમારા ઘણા સુંદર પત્રો માટે હું તમારો ઉપકાર માનું છું. તમને આનંદ આપે તે કામ કરવા હું હમેશાં તત્પર છું, અને તમે પુસ્તકોને ચાહો છો એ જાણી મને ઘણોજ હર્ષ થાય છે. કારણ મારી ઉમ્મરે પહોંચશો ત્યારે તમારી ખાત્રી થશે કે દુનિયામાં મળતાં ફળ, સુખડી અને પૂરી, રમકડાં ને રમતો અને તમાસા એ બધાના કરતાં પુસ્તકો ઘણાંજ સારાં છે. મોટા મોટા મહેલો અને બાગો હોય, સારાં ખાણાં થાય, અને ગાડીઓ અને સુંદર કપડાં જોઇએ તેટલાં મળી શકે, અને સેંકડો નોકર હાથ તળે હોય, એવી સ્થિતિવાળો મોટામાં મોટો રાજા મને બનાવે, અને તેની સાથે એવી સરત રાખે કે મારે પુસ્તક વાંચવાં નહીં,

તો હું કદી પણ રાજા થવાની હા પાડીશ નહીં. જેને વાંચવાનો શોખ નથી એવા રાજા થવાના કરતાં તો પુષ્કળ પુસ્તકો વાંચવા મળે એવા કાતરિયામાં રહેનારા ગરીબ માણસની સ્થિતિ હું વધારે પસંદ કરીશ. ”

ખરેખર પુસ્તકોને લીધે વિચારોનો એક મોટો ભંડાર આપણા સ્વાધીનમાં આવે છે. જીન પોલ રિકટર કહે છે કે, ‘રાજ્યાસન ઉપરથી જે વિશાળ દેખાવ નજરે પડે છે તેના કરતાં વિશાળ દેખાવ પારનેસસ ઉપરથી જોવામાં આવે છે. જે પ્રમાણે આબેહુબ કુદરતના કરતાં તેના પ્રતિબિંબ વધારે સુંદર છે, તેજ પ્રમાણે ખરેખરા બનાવના કરતાં એક રીતે આ પુસ્તકો આપણને વધારે સારો ખ્યાલ આપે છે.

કદાપિ કોઇ પુસ્તક વાંચતાં તમને રસ નહીં પડે તો તેમાં પુસ્તકનો કંઈ દોષ છે એમ અનુમાન કરી શકાય નહીં. વાંચવામાં અમુક પ્રકારની કળા રહેલી છે. વગર વિચારે વાંચ્યા કરવું એમાં કંઇ ફળ નથી. આપણે જે વાંચીએ તેનો ભાવાર્થ આપણા મનમાં ઠસાવવો જોઇએ. શી રીતે વાંચવુ ને લખવું એ તો અમને આવડે છે એવું દરેક માણસ ધારે છે, પણ ખરૂં જોતાં સારી રીતે લખી શકે, અને કેવી રીતે વાંચવું તે ખરેખર જાણતા હોય, તેવા માણસો ઘણાજ થોડા છે. મન વગર અગર યંત્રની માફક વાંચવું, અથવા લીટીના ઉપર નજર ફેરવી જવી, અને પાનાં ફેરવ્યાં જવાં એ કંઇ વાંચવું કહેવાય નહીં. પુસ્તકોમાં જે બનાવોનું વર્ણન કરેલું હોય, અને જે પુરૂષોનાં નામ આપેલાં હોય તે આપણા મનમાં ખરેખર ઉતારવા યત્ન કરવો જોઇએ; અને ‘કલ્પનાશક્તિના ચિત્રાલયમાં’ તેનું ચિત્ર પડે એવી રીતે વાંચવાં જોઇએ.

એસ્ચામ કહે છે કે, "અનુભવ વીસ વર્ષમાં જેટલું શીખવે છે તેના કરતાં વધારે વિદ્યા એક વર્ષમાં શીખવે છે; અને અનુભવ ડાહ્યા બનાવવા કરતાં દુઃખી વધારે કરે છે, ત્યારે વિદ્યા નિર્ભયપણે શીખવે છે. અનુભવથી જે ડાહ્યો થાય છે તે વધારે જોખમમાં પડે છે. જે વહાણવટી અનેકવાર વહાણ ભાગવાથી કાબેલ થાય છે તે ખરેખર દુઃખી માણસ જાણવો; તેમજ કેટલીક વાર દેવાળાં કાઢયા સિવાય જે પૈસાદાર થતો નથી તેમ ડાહ્યો થતો નથી તે વેપારી અતિ દુઃખી સમજવો. અનુભવથી મેળવેલું ડહાપણ ઘણું નુકસાન વેઠી મેળવેલું કહેવાય. લાંબે રસ્તે અથડાયા પછી ટુંકો રસ્તો શોધી કાઢવો એ ચમત્કારિક દુઃખ છે, એ આપણે અનુભવથીજ જાણીએ છીએ. ખરેખર જે માણસ અનુભવ મેળવીને ડાહ્યો થવા માગતો હોય તે વિનોદવૃત્તિવાળો થાય ખરો, પરંતુ તે ઝડપથી દોડનારા માણસ જેવો બને છે કે જે ઘણો ઝડપથી આડે રસ્તે દોડે છે, અને વખતે રાતને સમયે પણ દોડે છે, પણ કઇ તરફ તે દોડે છે તેની તેને ખબર રહેતી નથી. વળી શીખેલા નહીં એવા, અનુભવથી સુખી થયા હોય અથવા વધારે ડાહ્યા થયા હોય તેવા માણસ ઘણાજ થોડા નીકળશે. વળી તમે જેનો દાખલો લેતા હો, તે ભલે જુવાન હોય કે વૃદ્ધ હોય, પણ જેમણે કંઇ પણ જ્ઞાન મેળવ્યા વગર લાંબા અનુભવને લીધે થોડુંક ડહાપણ અને કંઇક સુખ મેળવ્યું હોય તેવા જે થોડાક માણસ છે તેમની પૂર્વ અવસ્થાની ખરોબર તપાસ કરીને તે ઉપર વિચાર કરજો; અને તેમણે કેટલો ઉપદ્રવ કરેલો છે, કેટલી આફતમાંથી તેઓ બચ્યા છે, (અને આવા સાહસમાં સેંકડે પંચાણુંનો તો નાશજ થાય છે), તે બાબતો

ધ્યાનમાં લેજો; અને આવો અનુભવ મેળવીને તમારો પોતાનો પુત્ર ડહાપણ અને સુખ મેળવે એવી તમારી ઇચ્છા થાય છે કે કેમ તે બાબતનો તમારા મનમાં ખરેખર વિચાર કરજો."

મિત્રોની પસંદગી કરવાના જેવીજ પુસ્તકોની પસંદગી કરવી એ મહત્ત્વની ફરજ છે. આપણે જે કંઇ કામ કરીએ તેને માટે જેટલા જોખમદાર છીએ તેટલાજ જોખમદાર આપણે જે પુસ્તક વાંચીએ તેને માટે છીએ. કન્યાઓની કેળવણીના સંબંધના પ્રકરણમાં રસ્કીન લખે છે તે વ્યાજબી છે કે "મૂર્ખાઇના ફુઆરામાંથી ઉડતા છેવટના ભાગના તથા ઘણાજ હલકા છાંટાથી-ભીના થયલાં એવાં સરક્યુલેટિંગ* પુસ્તકશાળાની બિદડી-માંથી નીકળી આવતાં પુસ્તકો તેના (કન્યાઓ) હાથમાં સામટાં પડતાં નથી એ બાબતની આપણે ખાતરી કરવી જોઇએ."

ફક્ત વધારેમાં વધારે ફાયદો જ નહીં, પણ વધારેમાં વધારે આનંદ મેળવવાને માટે, ગમ્મતની ખાતર નહીં પણ જાતસુધારણાની ખાતર આપણે પુસ્તક વાંચવું જોઇએ. સાકર જે પ્રમાણે એક અગત્યનો ખોરાક છે, અને ખાસ કરીને છોકરાંઓને માટે, તેજ પ્રમાણે સરળ અને રમુજી પુસ્તકો ઉપયોગી છે ખરાં, પણ તેનાજ ઉપર આધાર રાખી બેશી રહેવાનું આપણાથી બની શકે એમ નથી.

વળી કેટલાંક પુસ્તકો એવાં છે કે જેને પુસ્તકનું નામજ આપી શકાય નહીં, અને તે વાંચવામાં વખત ગાળવો એ વખત ફોકટ ગુમાવી દેવા જેવું છે. તેમ વળી બીજાં કેટલાંક પુસ્તકો

* જે પુસ્તકશાળામાંથી પુસ્તકો વાંચવા સારૂ વારાફરતી ઘર આગળ મોકલી આપવામાં આવે છે, તેને 'સરક્યુલેટીંગ લાયબ્રેરી' કહે છે.

તો એવાં ખરાબ છે કે આપણે તે વાંચીએ તો ભ્રષ્ટ થયા વગર રહીએ નહીં. આ પુસ્તકોના જેવા જો માણસ ખરાબ હોય તો તો આપણે તેવા માણસને લાત મારી રસ્તામાં ફેંકી દઈએ. આ દુનિયાની લાલચો અને જોખમોથી આપણે સાવચેત રહેવાની જરૂર પડે એવી ઘણી બાબતો બને છે, પરંતુ જે કોઈ વસ્તુથી આપણે દુષ્ટતાના ગાઢા સંબંધમાં આવીએ છીએ તે જાતેજ દુષ્ટતા–દુઃખ સમજવું જોઇએ.

આજ પ્રમાણે બીજાં પણ કેટલાંક પુસ્તકો છે, અને સારે નસીબે તેવાં ઘણાં છે કે જે વાંચવાથી વાંચનારને લાભ થયા વગર રહેજ નહીં. ઉપયોગી ભાષાભંડોળમાં માણસને પોતાના ધંધા રોજગારમાં મદદગાર થાય તેવાંજ પુસ્તકોનો ફક્ત સમાવેશ થતો નથી. તેવાં પુસ્તકો બેશક ઉપયોગી છે, પરંતુ તે કોઇ રીતે પુસ્તકોનો ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ નથી. ઉત્તમ પુસ્તકો આપણી પોતાની બાબતના વિચારો કરાવતા નથી પરંતુ આપણુને સ્વાર્થરહિત બનાવે છે, અને આ દુનિયાની ખટપટ અને ચિંતામાંથી આપણુને મુક્ત કરીને તે વિસરાવી દે છે.

સારાં પુસ્તક વાંચવામાં આપણે તલ્લીન થયા હોઇએ તે વખતે કોઇ આવીને ભંગાણ પાડે તો તે ખરેખરી ક્રુરતાજ ગણાય. આ પ્રમાણે કદી પણ થવું ન જોઇએ. તે બદલ હેમર્ટન સખ્ત વાંધો ઉઠાવે છે. તે કહે છે કે "એમ ધારો કે એક વાંચનાર કોઇ સારા ગ્રંથકારનું પુસ્તક વાંચવામાં નિમગ્ન થઇ ગયો છે અને તે ગ્રંથકાર બીજા જ યુગનો હોય તથા આપણા સુધારાના સમય કરતાં જૂદાજ સુધારાના સમયનો હોય તો તે વખતે તેને જે રસ પડતો હોય તેમાં ડખલ નજ જોઈએ. ધારો કે તમે

પ્લેટોનો લખેલો 'સોક્રેટીસનો બચાવ' વાંચો છો અને તે વખતનો બધો દેખાવ જાણે ચિત્રની માફક તમારી આગળ આબેહુબ આવી રહેલો છે—પાંચસો માણસની ન્યાય સભા, શુદ્ધ ગ્રીક લોકોની કારીગિરિ, ચુકાદો જાણવાને ઇન્તેજારી રાખનારી પ્રજા, નિચ મેલિટસ, તેના ઇર્ષાખોર શત્રુઓ, તેના પ્યારા અને શોકાતુર મિત્રો, કે જેમનાં નામ આપણે વહાલાં અને અમર ગણીએ છીએ; આ બધાની મધ્યમાં ગરીબ માણસના જેવા તથા શિયાળામાં અને ઉનાળામાં પહેરવામાં આવતાં તેવાં સસ્તાં અને સાદાં કપડાં પહેરીને બેઠેલો સોક્રેટીસ તમારી નજરે પડે છે; તેનું મ્હોં છેક કદરૂપું દેખાય એવું સાદું છે, પરંતુ નાટક ભજવનારથી કદી અનુકરણ નહીં કરી શકાય તેવા તેના ચહેરા ઉપર ખરી હિમ્મત અને સ્વસ્થ ચિત્તનાં ચિન્હ દેખાય છે; આ વખતે દઢતાથી તે પોતાના વિચાર દર્શાવે છે.

જે ભાગમાં સોક્રેટીસ પોતે પ્રાઇટેનીઅમમાં રહેવાની સ્થિતિને પાત્ર થાય તેવી રીતે પોતાના ગુણદોષનું વર્ણન કરે છે તે રસિક ભાગ વાંચવાની તમે તૈયારીમાં હો છો તે વખતે તે તમે પૂરો કરો ત્યાં સુધી તેમાં કોઇ પણ રીતે ભંગ થશે નહીં એવું બને તો ખરેખર તેમાં માનસિક પરિશ્રમના બદલા તરીકે ઉમદા આનંદની જે ઉમદા પળો મળે છે તે તમને પ્રાપ્ત થશે."

કોઇ પણ સારૂં અને રસિક પુસ્તક એક કલાક સુધી વાંચ્યા બાદ તે વાંચનાર તેને લીધે વધારે સારો અને વધારે સુખી થયા વગર રહેતો નથી. આની અસર તેજ ક્ષણે રહે છે એમ નથી. પરંતુ તેની યાદદાસ્ત આપણા મનમાં ઠસેલી રહે છે. તે વાંચવાથી થયલાં સુખ અને આનંદ આપનારા વિચારોનો સંગ્રહ થાય છે

કે જેનો ઉપયોગ આપણી મરજીમાં આવે ત્યારે તે યાદ કરવાથી થઇ શકે છે.

અંગ્રેજી ભાષાભંડોળ એ અંગ્રેજ પ્રજાનો જન્માધિકાર અને વારસો છે. મોટામાં મોટા કેટલાક કવિઓ, તત્વશાસ્ત્રવેત્તાઓ અને શાસ્ત્રોનું જ્ઞાન ધરાવનારાઓ આ દેશમાં પેદા થયા છે અને થાય છે. અંગ્રેજ પ્રજાએ જે ઉત્તમ પ્રકારનું અને સારૂં જ્ઞાન આપનારૂં ભાષાભંડોળ તૈયાર કર્યું છે તેના કરતાં ઉત્તમ પ્રકારનું બીજી કોઇ ભાષામાં નથી. વળી આ ભાષાભંડોળ આપણા વેપારના કરતાં વધારે કિમ્મતી છે, અને આપણા હથિયાર કરતાં વધારે બળવાન અને અસરકારક છે. આ ભંડોળ આપણા દેશનું અભિમાન અને કીર્તિ વધારનારૂં ખરૂં સાધન છે અને તેને માટે આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો સમજવાનો છે.



## પ્રકરણ ૧૦ મું.

### સ્વદેશાભિમાન.

જો કોઇ પણ દેશ એવો હોય કે જેને માટે માણસ અભિમાન રાખી કામ કરવા ઇચ્છા રાખે તો તેવો દેશ બેશક આપણો પોતાનો છે.

"રે ઇંગ્લન્ડ ! મોટા મનવાળા નાના શરીરના જેવા,
તારી અંતરની મ્હોટાઇ રૂપ."

કદ જોવા જઇશું તો ઇંગ્લન્ડ એ મહાસાગર ઉપર માત્ર એક બિંદુ રૂપ છે; અને તેમ છતાં પણ વિશાળ દરિયા ઉપર ફરતાં અર્ધ ઉપરાંત વહાણો પર બ્રિટન દેશનો વાવટો ઉડે છે.

બેશક ભૂગોળના સંબંધમાં ઇંગ્લન્ડની સ્થિતિ અનુકૂળ છે. આપણને હવા આનંદ ને હોશિયારી આપનારી છે તેની સાથે કૌવત આપનારી પણ છે, અને તેના (પાણીના) રૂપેરી લીસોટાને લીધે (આસપાસ પાણી ફરી વળેલું હોવાથી) આપણે ઘણીક લડાઇઓ લડવાની જરૂરમાંથી મુક્ત થયા છીએ.

"આ રાજ્યપદ વાળો ટાપુ, આ ગૌરવ અને રાજતેજ વાળી પૃથ્વી, આ માર્સનું રહેઠાણુ, આ બીજું ઇડન, અર્ધ સ્વર્ગ, સંગતિદોષ ન લાગે અને લડાઇનો સપાટો ન વાગે તેવી રીતે કુદરતે તેને માટે બાંધેલો આ કિલ્લો; મનુષ્યની આ સુખી સંતતિ, આ

---

ટીપઃ—બીજા પ્રકરણોની માફક આ પ્રકરણમાં આપણ, આપણે ઇત્યાદિ શબ્દો છે તે મૂળ ગ્રંથકારના પોતાના સંબંધના છે. —ભા. ક.

> નાની સરખી દુનિયા, ઓછી સુખી પ્રજાઓના દ્વેષની સામે ટક્કર ઝીલી શકે તેવા, દિવાલ તરીકે કામ લાગે અથવા ઘરની આસપાસ રક્ષણ માટે ખોદેલી ખાઇની માફક ઉપયોગમાં આવે તેવા રૂપેરી દરિયાની વચ્ચે જાણે જડી દીધેલા અમુલ્ય ઝવેર રૂપ."[1]

આ દેશ (ઇંગ્લન્ડ) છે. યુનાઇટેડ સ્ટેટ્સના એક છટાદાર વક્તાએ પોતાના દેશને માટે કહ્યું છે કે તેની દક્ષિણમાં વિષુવવૃત્ત છે, પૂર્વમાં એટલાન્ટિક મહાસાગર આવેલો છે; ઉત્તરમાં ઉત્તર ગોળાર્ધમાં થતો પ્રકાશ છે, અને પશ્ચિમમાં અસ્ત પામતો સૂર્ય છે. આના કરતાં વધારે સત્યતાથી આપણે કહી શકીએ છીએ કે બ્રિટિશ રાજ્ય ઉપર સૂર્ય કદી અસ્ત પામતો નથી.

> "બ્રિટાનિયાને કોઇ પણ કોટની જરૂર પડતી નથી; તેને ડુંગર ઉપર ગઢની પણ જરૂર પડતી નથી; તેની કુચ પર્વત રૂપ મોજાં પર થાય છે; અને તેના વાસ દરિયા ઉપર છે."[2]

એક અમેરિકન રાજનીતિજ્ઞ પુરુષે લખ્યું છે કે "તેનો (બ્રિટિશ રાજ્યનો) વાવટો દરેક દરિયા ઉપર અને દરેક બંદર ઉપર ફડફડે છે. અને સૂર્ય ઉગતાની સાથે અને ખરે વખતે તેના સોલજરો (લશ્કરી માણસો) પડઘમ વગાડે છે તેનો ઘોષ આખી પૃથ્વી ઉપર એવી રીતે સંભળાય છે કે ઇંગ્લન્ડના શૂરિયા વાજાનો એક સતત ચાલતો દીર્ઘ સૂર થઈ રહે છે."[3]

---

૧ શેક્સપિયર. ૨. કેમ્પબેલ.

૩. જૂદા જૂદા દેશમાં સુર્યોદયનો વખત જૂદો જૂદો હોવાથી અને બ્રિટનને તાબે પૃથ્વી ઉપર ઘણા દેશ હોવાથી આખો દિવસ આવો સૂર એક સરખો સંભળાય છે. ભા. ક.

પરંતુ વિશેષ સંતોષની વાત એ છે કે આપણા સોલ્જરો જ્યાં જ્યાં રાખેલા છે ત્યાં ત્યાં તેઓ શત્રુ તરીકે વર્તન ચલાવતા નથી, પરંતુ ત્યાંના લોકોના મિત્ર અને રક્ષક તરીકે રહે છે. આપણા વોલન્ટીઅરોનું* લક્ષમાં રાખવાનું વચન 'યુદ્ધાવાહન નહીં પણ રક્ષણ' એ છે, તેજ આપણા લશ્કરને તથા આરમારને લાગુ પડે છે.

આ વિશાળ રાજ્ય ધીમે ધીમે ચઢતી સ્થિતિએ પહોંચેલું છે. આપણા ઘરડાવરડાના શ્રમ અને ઉદ્યોગને લીધેજ આ પ્રમાણે થયું છે, અને 'જે થવાનું હોય તે થાઓ' પણ આ પ્રમાણે મળેલું રાજ્ય અક્ષય સ્થિતિમાંજ નહીં પણ વધારે બળવાન કરીને અને સુધારાને આપણા વંશજોને સુપરત કરવાની આપણી ફરજ છે એવું જો આપણે સમજીશું નહીં તો ખરેખર આપણે નબળા પડી ગયા છીએ એમજ ગણાશે.

બેશક આપણા ઇતિહાસમાં ખેદ થાય તેવા ઘણાક બનાવ બનેલા છે. પરંતુ બીજી પ્રજાઓના ઇતિહાસની સાથે સરખામણી કરીશું તો આપણા ઇતિહાસમાં ખુનરેજી થયલાના દાખલા કમી બનેલા છે એવું જણાઇ આવશે.

ખરેખરા યુદ્ધના પ્રસંગ ન ગણીએ તોપણ, આ દેશના જેવા લાંબી મુદતના ઇતિહાસવાળા કોઇ પણ દેશમાં અહિંના જેટલા કમી ત્રાસદાયક બનાવો બન્યા નથી. આપણા દેશમાં કતલો થઇ નથી, ત્રાસનું રાજ્ય (રેઇન ઑફ ટેરર) થયું નથી, સીવીલીયન લડાઇઓ થઇ નથી.

યુદ્ધના પ્રસંગોમાં આપણા શત્રુઓ પ્રત્યે આપણે ઘણું ઔદાર્ય

* વોલન્ટીઅર—જે માણસ કાલાવાલા અથવા જબરદસ્તીથી નહીં પણ પોતાની રાજીખુશીથી લશ્કરમાં રહે તે માણસ.

દાખવ્યું છે. નેપોલિયનની સાથે થયલી મોટી લડાઇને અંતે ફ્રાન્સ દેશનું બળ તદ્દન નરમ પડી ગયું હતું અને તહનામાથી એકત્ર થયલી પ્રજાઓએ પારિસ શહેર પોતાના કબજામાં લીધું હતું તે વખતે, ફ્રાન્સના કબજામાં તેનો બધો મુલક તથા સંસ્થાનો એમના એમ રહે અને કંઇ પણ દેવું ન રહે એવા પ્રકારની શરત આપણે કબૂલ કરી હતી. સંસ્થાનોના સંબંધમાં એવી શરત રાખી હતી કે તેણે ગુલામોનો ધંધો ચલાવવાનું બંધ કરવું. આ પ્રમાણે એકંદર શરતો કબૂલ કરવામાં લડાઇને કારણેજ મુખ્યત્વે કરીને થયલું ૯૦,૦૦,૦૦,૦૦૦ પાઉન્ડનું આપણું દેવું આપણે માથે પડયું હતું. આ શરતોનો હાલ આપણે વિચાર કરીએ છીએ તો આપણને એમ લાગે છે કે આપણા રાજનીતિજ્ઞ પુરૂષોએ જે ઔદાર્ય વાપર્યું હતું તે ભાગ્યેજ ડહાપણભરેલું હતું; અને આમ થવાથી, કેટલાક ફ્રેન્ચ લોકો વોટર્લુની લડાઇમાં ફ્રાન્સની જીત થઇ હતી એવું ગણે છે તેમાં આશ્ચર્ય લાગતું નથી. ગમે તેમ હો પણ સલાહની શરતો આપણા કરતાં ફ્રાન્સને ઘણે વધારે અંશે લાભકારી થઇ પડી હતી.

ફ્રેન્ચ સંસ્થાનો પાછા આપી દીધાની હકીકત મેં ઉપર જણાવી છે. ગુલામોનો વેપાર તદ્દન બંધ પાડી દેવાના સંબંધમાં ઇંગ્લન્ડે કરેલા પ્રયાસ અને વેઠેલા નુકસાનનો આ તો થોડોકજ ભાગ હતો. પોર્ટુગાલ અને સ્પેન દેશો આ વેપાર ધમધોકાર ચલાવતા હતા, તેથી તે બંધ કરી દેવા સારૂ પોર્ટુગાલ દેશને ૩,૦૦,૦૦૦ પાઉન્ડ અને સ્પેન દેશને ૪,૦૦,૦૦૦ પાઉન્ડ આપણે આપ્યા હતા. જે સમયમાં આપણે માથે ઘણું ભારે દેવું હતું અને હાલના કરતાં આપણી સ્થિતિ ઘણીજ કમી આબાદ અને

કમી બળવાન્ હતી તેવા સમયમાં અર્ધા સૈકા કરતાં વધારે મુદત સુધી આપણે આફ્રિકાના પશ્ચિમ કિનારા ઉપર વહાણુની એક ટુકડી રાખી મૂકી હતી. મી. ગ્લેડસ્ટન જ્યારે ચેન્સેલર ઓફ એક્ષચેકર હતો તે વખતે તેણે કાઢેલા અડસટા મુજબ આનો વાર્ષિક ખરચ ૭,૦૦,૦૦૦ પાઉન્ડનો હતો; વળી તે ત્યાં રાખવામાં ઘણા સારા સારા માણસોની જીંદગીનો ભોગ આપવો પડયો હતો. વેસ્ટ ઇન્ડીસ અને મોરિસીઅસના ગુલામોને મુક્ત કરાવવા સારૂ તેમને ૨,૦૦,૦૦૦ પાઉન્ડ આપણે આપ્યા હતા. આ ધિક્કારવા યોગ્ય ગુલામનો વેપાર તદ્દન અટકાવી દેવાના ઉદારવૃત્તિના આપણા પ્રયાસ પાછળ આપણા દેશને એકંદરે લગભગ ૧૦,૦૦,૦૦૦ પાઉન્ડ ખરચ થયો હશે.

પોતાના તાબાનાં સંસ્થાનો અને મુલકોની ઉપજમાંથી બીજા દેશોએ મોટો ભાગ પોતાના કામમાં લીધેલો છે.

એથિનીઅન લોકો પોતાના મદદગાર સંસ્થાનો પાસેથી મદદ રૂપે દરસાલ મોટી રકમ લેતા હતા; તેમની કુલ ઉપજમાં ઘણો મોટો ભાગ આ રકમનો હતો. રોમન લોકોએ કરના સંબંધમાં મુખ્ય ધોરણ જ એવું રાખેલું હતું કે આખા રાજ્યનો ખરચ તાબાના પ્રાંતોએ પૂરો પાડવો જોઇએ, સિસિલી સર કીધું તે વખતે પાકનો દશમો ભાગ અને બધી આવક જાવકની કુલ કિંમતના પાંચ ટકા તેઓ લેતા હતા. હાલના તાજેતર દાખલા જોઇશું તો જણાશે કે બીજા દેશો જેવા કે સ્પેન, પોર્ટુગલ ને હોલાન્ડ પોતાના તાબાના સંસ્થાનો પાસેથી મોટી રકમ લઇને પોતાની ઉપજ ઘણી વધારે છે.

ઇંગ્લન્ડ દેશનું વર્તન આનાથી તદ્દન જુદાજ પ્રકારનું છે. આપણા કોલોની—સંસ્થાનો—તરફથી કંઈ પણ મહેસુલ લેવાને

બદલે તો ઉલટું તેમના કલ્યાણને અર્થે આપણે વખતો વખત ઘણાં નાણાં ખરચેલાં છે. બની તેટલી તપાસ કરતાં મને માલમ પડયું છે કે સને ૧૮૫૯ ના વર્ષ સુધી ઈંગ્લન્ડે સંસ્થાનોમાં કરેલાં ખરચની હકીકત બતાવનારાં પત્રકો છપાયલાં નથી; પરંતુ સને ૧૮૫૯ થી ૧૮૬૯ સુધીમાં તે ખરચનો કુલ આંકડો ૪,૧૦,૦૦,૦૦૦ પાઉન્ડ કરતાં વધારે છે, અને તેની પહેલાં ઘણાં વર્ષ સુધી દરસાલ ૪૦,૦૦,૦૦૦ પાઉન્ડ ખરચ ખરેખર થયો હશે.

વળી ઇંગ્લન્ડને થયલો ખરેખરો ખરચ તો આના કરતાં ઘણો વધારે હતો, કારણ કે જે પત્રક તૈયાર કરવામાં આવ્યું છે તેમાં હથિયારો, જરૂરના પોષાક, લશ્કરને રહેવાનાં ઘર (ખોરાક) દવાખાનાં, અને બીજો જરૂરનો સરસામાન, એના ખરચનો તેમજ નવા સિપાઇઓની ભરતી કરવાનો ખરચ, મુખ્ય સ્થળનો ખરચ, અથવા પાછું વળતર ન થાય તેવી બાબતોના ખરચનો સમાવેશ થયલો નથી.

ભૂમધ્ય સમુદ્રમાં લશ્કર રાખવાથી જે આપણને ખરચ થાય છે તે 'સંસ્થાનિક' ખરચ ભાગ્યેજ કહેવાય, એવું કદાચ ગણવામાં આવે, અને એટલું તો ખરૂં કે માલ્ટા અને જીબ્રાલ્ટર જેવાં સ્થળો પોતપોતાના ત્યાંનો ખરચ આપે એવી આશા રાખી શકાય નહીં. બીજી રીતે જોતાં હિંદુસ્તાન અને આસ્ટ્રેલિયા સાથેના આપણા વ્યવહારનું સંરક્ષણ કરવું એ આવાં સ્થળો જાળવી રાખવાનું મુખ્ય કારણ છે; અને તેટલા માટે આવા વ્યવહારના સ્થળો સાચવી રાખવાને માટે થતા ખરચનો બધો બોજો આપણા જ ઉપર પડે, અને તેમાંનો થોડો ઘણો ભાગ હિંદુસ્તાને અને આસ્ટ્રેલિયાના સંસ્થાનોએ શા માટે નહીં ભોગવવો, એવો પ્રશ્ન

સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. વળી આ ઉપર જણાવેલો ખરચ જે લશ્કર ખાસ ત્યાંજ રાખવામાં આવે છે તેના સંબંધનો છે. પરંતુ જરૂરને પ્રસંગે સંસ્થાનના કામ માટે ઇંગ્લન્ડમાં રહેતા લશ્કરને પણ (આપણી પોતાની સલામતી માટે જરૂર પૂરતો બંદોબસ્ત કીધા પછી) બહાર ગામ મોકલવામાં આવે છે તેથી કાયમના ખરચમાં મદદ તરીકે કેટલીક રકમ મેળવવાની આપણે આશા રાખીએ તો તે અયોગ્ય નહીં ગણાય.

આપણા રાજયના એકંદર હિસાબી આંકડામાં આપણા સંસ્થાનોની ખાતર જે નૌકા સંબંધી ખરચ કરવો પડે છે તેની એક રકમ જણાતી નથી; પરંતુ ખરૂં જોતાં જો તે સંસ્થાનો સ્વતંત્ર હોત તો જ ખરચ તેમને માથે પડત. તે ખરચ ઘણો ખરો આ દેશને ભોગવવો પડે છે. દરિયા ઉપર તેમના રક્ષાણાર્થે આપણે પોલીસનું કામ કરીએ છીએ; આપણે ખરચે તેમના કિનારાઓનું રક્ષણ થાય છે. આમ થવાથી તેમને ખરચનો કેટલો બધો બચાવ થાય છે તે સહેજ વિચાર કરવાથી સમજાશે. ગ્રેટબ્રિટન અને આયર્લંડના ૩,૫૦,૦૦,૦૦૦ અંગ્રેજો આ નૌકા ખરચના કામ માટે દર સાલ ૧,૮૦,૦૦,૦૦૦ પૌંડ આપે છે, અને સંસ્થાનો તથા હિંદુસ્તાનના ૩૦,૦૦,૦૦,૦૦૦ આપણા દેશી ભાઇઓ ભાગ્યે જ કંઇ રકમો આપે છે.

વળી હિંદુસ્તાન સંબંધી આપણે તપાસીએ. ગ્રેટબ્રિટનના આખા રાજયના સામાન્ય ખરચમાં, તેમજ આ દેશના જે ખરચને લીધે આપણા સંસ્થાનોની માફક હિંદુસ્તાનને ઘણોજ લાભ પ્રાપ્ત થાય છે તે ખરચમાં તે દેશ કાંઇ પણ પ્રત્યક્ષ મદદ કરતું નથી, એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. હિંદુસ્તાન આપણા તાબામાં છે

એમ ધારીને કોઈ પણ અંગ્રેજ મજૂરને, કે કોઇ પણ અંગ્રેજ કર ભરનારને ફુટી બદામનો પ્રત્યક્ષ ફાયદો નથી, અથવા દેશની ઉપજમાં એક આના જેટલું પણ કમી આપવાનું થતું નથી.

લશ્કરી ખાતાના ખરચના સંબંધમાં, હિંદુસ્તાનની અંદર જે લશ્કર ખાસ કામગીરી ઉપર હોય છે તેમના ખરચ માટે જરૂરની રકમ સિવાય બીજું કંઇ પણ તેને આપવું નહીં એવી ઘણી સંભાળ રાખવામાં આવે છે. 'વાર ઓફીસ'–( લશ્કરી ખાતાની કચેરી ) તરફથી જે નાણાંની માગણી થાય છે તે પૈકી જેટલો ભાગ હિંદુસ્તાનના સરકારી અમલદારો ખરેખરો આપવા જેવો ગણે છે તે ઉપરાંત કાંઇ પણ વધારે આપવાની ઇંડિયા ઓફીસ ( હિંદુસ્તાનને લગતા કામોની વ્યવસ્થા કરનારી ઇંગ્લન્ડની ઓફીસ )ના અધિકારીઓ ચોકખી ના પાડે છે.

આરમારના સંબંધમાં પણ હિંદુસ્તાન પ્રત્યે ઘણીજ ઉદારતા બતાવવામાં આવે છે. આપણી નૌકાને લીધે તેને ઘણોજ ફાયદો થાય છે એમાં તો શંકા નથીજ. આપણા તરફથી મદદની આશા નહોત તો તેને ભારે ખરચમાં ઉતરવું પડત; પરંતુ તે ફક્ત વર્ષ દહાડે ૭૦૦૦૦ પાઉન્ડ મદદ તરીકે આપે છે અને તે ઉપરાંત ગ્રાગ્ર ખેંચવાની આગબોટોના સુકાનીઓને આપવાના પગાર, બંદરને લગતો ખરચ વગેરે ખરચ બદલ સુમારે અર્ધો લાખ પાઉન્ડ ખરચે છે.

હિંદુસ્તાનના લોકોના કલ્યાણને અર્થે તેમના ઉપર અમલ ચલાવવો એવી આપણી ઇચ્છા છે અને તે હેતુ સાધવાના આપણા પ્રયત્નો છે. આપણે અહીં કેટલીક ભૂલો કરી છે તેવી જ રીતે તેના સંબંધમાં કદાચ આપણે ભૂલો કીધી હશે; પરંતુ આજ ધોરણે આપણે હિંદુસ્તાનનો અમલ ચલાવેલો છે.

આપણા અમલને લીધે અદ્યાપિ તેમને લાભજ થયો છે, એ બાબત કોઇ પણ ના પાડી શકનાર નથી એવું મને લાગે છે. ડા. હન્ટર* જણાવે છે કે ઓરિસાના પાકમાંથી સેંકડે ૬૦ ટકા જેટલો ભાગ રાજા પોતે લેતા હતા; નરમમાં નરમ દેશી રાજાઓ સેંકડે ૩૩ ટકા લેતા હતા. આપણા રાજ્યવાળા સેંકડે ૩ થી ૭ ટકા ફક્ત લે છે. વળી હિંદુસ્તાનના આપણા દેશી ભાઇઓ દેશી રાજાઓના અમલ તળે રહ્યા હોત તે વખતના કરતાં આપણા વખતમાં તેમના ઉપર ઘણા ઓછા અને હલકા કર પડેલા છે અને તેમના જાનમાલની સલામતી વધારે છે એમાં કંઇ શંકા રહેતી નથી; અને આપણા દેશની મહેસુલમાં એક પાઇ પણ હિંદુસ્તાન તરફની આવતી નથી એ પણ નિશ્ચિત છે. હિંદુસ્તાનમાં આપણે માટે ચાહના છે એવું તો નિશ્ચયપૂર્વક કહી શકાય તેવું નથી; અને એવી આશા રાખવી એ પણ કદાચ ઘણી મોટી વાત ગણાય. એમ છતાં પણ આપણા રાજ્ય પ્રત્યે તેઓ માનની લાગણી ધરાવે છે એ ના કહેવાય તેમ નથી.

વળી આપણું રાજ્ય લોકોને અણગમતું નહોતું એ (૧૮૫૭ ના) બળવા વખતે સાબિત થયું છે. આપણા દેશના દરેક અંગ્રેજે વીર પુરૂષ તરીકે કામ કર્યું હતું તેમ છતાં પણ જો આપણા રાજ્યે દ્રવ્ય લોભ અને અન્યાય એજ મુખ્ય લક્ષણ દાખવ્યાં હોત, તો હિંદુસ્તાનની રૈયતને આપણે માટે વિશ્વાસ ન હોત, અને આપણે માટે તે માન ધરાવતી નહોત તો આપણા શૂરવીર લશ્કરની બહાદુરી, આપણા અમલદારોની ચાતુરી ને હોંશિયારી કંઇ પણ કામ લાગત નહીં. પરંતુ હિંદુસ્તાનના લોકોએ આપણી વિરૂદ્ધમાં અગ્રેસર ભાગ લીધો નહોતો, તે અને તે બારીક

વખતમાં તેમણે ઘણી સારી વર્ત્તણુક બતાવી હતી, એ બાબત તે દેશનું જે મહત્વનું કામ આપણને સોંપાયલું હતું તે આપણે કેવી રીત કર્યું છે તેની સાક્ષી પૂરે છે.

મોન્શીઅર થાયર્સના રાજકારોબાર વખતે ફોરેન સેક્રેટરીની જગાએ કામ કરનારા મોન્શીયર બારથેલેમી સેઇન્ટ હિલેઇરિ નામના પ્રખ્યાત ફ્રેન્ચ ગૃહસ્થ પણ આપણી હિંદુસ્તાન પ્રત્યે ઉદારતા અને ન્યાયવૃત્તિની શાખ પૂરે છે; વળી તેણે જણાવ્યું છે કે આપણું કામ ઘણું વિકટ હતું પરંતુ તેમાં સઘળી બાજુએથી આપણાં વખાણ થયાં છે. આવી તેમના તરફથી ખાતરી મળવાથી ઘણો સંતોષ અને આનંદ થાય છે.

આપણા કારોબાર સંબંધી બીજી પ્રજાઓના અભિપ્રાય કેવા થયા છે તે હોંગકોંગ અને સિંગાપુરના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ થાય છે. મી. વૂડ કહે છે કે, " હોંગકોંગમાં એક નાનો વેરાન ટાપુ આપણી નજરે પડે છે. આ ટાપુમાં બ્રિટન રાજ્યને તે સ્વાધીન થયો તે વેળાએ ઘણાજ થોડા માછીઓ રહેતા હતા પણ હાલમાં તો ત્યાં હજારો ચીનાઓ ઘીચોઘીચ વસી ગયા છે, બ્રિટિશ અમલ તળે જુલમી કરોથી મુક્ત રહેવાશે, ન્યાયયુક્ત કાયદો તેમને લાગુ પડશે, અને ઘણો લાભ થાય તેવો વેપાર તેઓ ધમધોકાર ચલાવી શકશે એવી તેમને ખાત્રી હોવાથી તેઓ ભૂખંડમાંથી આ ટાપુમાં વસવાને સારૂ આવ્યા હતા. " વળી સિંગાપોરનો ટાપુ એકવાર લગભગ વસ્તી વગરનો હતો તેમાં પણ ઉપર જણાવ્યાં તેવાંજ કારણને લીધે ઘણા લોકો ચીન, અને હિંદુસ્તાનમાંથી આવીને વસ્યા હતા.

આ ઉપરાંત વળી જાવાનો દાખલો આપણે લઇએ. હીરન કહે છે કે, " પાંચ વર્ષ સુધી તે બ્રિટિશ રાજ્યના તાબામાં રહ્યું

હતું તે મુદતમાં એટલા ડહાપણથી અને નરમાશથી કારભાર કરવામાં આવ્યો હતો કે ડચ લોકોને તે પાછો સ્વાધીન કર્યો પછી ત્યાંના દેશીઓ અને યુરોપિયનોનો ડચ લોકોના અમલનો સહવાસ થતાં ઘણુંજ મુશ્કેલ પડયું હતું. પોલાંડની હકુમત એ આખા સૈકા સુધી પહોંચી હતી તે દરમ્યાન આ પ્રખ્યાત ટાપુને જે લાભ થયા નહોતા તે સઘળા લાભ તેને બ્રિટન સત્તા ટૂંક વખત ચાલી તે સમયમાં મળી શકયા હતા.

અમેરિકા તરફ હવે નજર કરીશું તોપણ એવાજ દાખલા મળી આવશે. મિન્નેસોટાના બિશપ વ્હીપલ, જે અમેરિકાના બિશપ હતા, તેમણે યુનાઇટેડ સંસ્થાનો અને ગ્રેટબ્રિટન એ પ્રત્યેક પોતપોતાના તાબાના ઇન્ડિયન લોકોની સાથે કેવા પ્રકારના સંબંધ રાખ્યા છે તેનો નીચે પ્રમાણે મુકાબલો કીધો છે.

" એક દિશા તરફ ઇન્ડિયન યુદ્ધો પાછળ ૫૦,૦૦,૦૦૦ ડોલર* જેણે ખરચેલા તેવી એક પ્રજા છે; વળી આટલાન્ટિક મહાસાગર અને પાસિફિક મહાસાગરની વચ્ચે ૧૦૦ માઇલનો એવો અંતર એકે નથી કે જેમાં તેમને હાથે ઇન્ડિયન લોકોની ખુનરેજી થઈ ન હોય; ઇન્ડિયન યુદ્ધ ચલાવ્યા વગરનાં વીસ વર્ષ પણ તે રાજ્યે કોરાં કાઢયાં નથી; ત્યાંની કોઇ પણ ઇન્ડિયન કોમ એવી નથી કે જેમાં ખ્રિસ્તી સુધારો દાખલ થવા યત્ન થયો હોય; અને ત્યાં આગળ ખુનરેજીવાળું ઇન્ડિયન યુદ્ધ ચલાવી સૈકો પૂરો થયાનો ઉત્સવ કરવામાં આવે છે. બીજી દિશા તરફ એજ એંગ્લોસેક્ષન પ્રજા કામ કરે છે અને એવાજ

* ચાર શિલીંગ અને ચાર પેન્સની કિંમતનું અમેરિકા ખંડનું એક રૂપાનાણું.

હિંદના દેશી લોકો છે તેમણે હિંદુસ્તાનમાં લડાઇઓ પાછળ એક પણ ડોલર ખરચ્યો નથી તેમ ત્યાં ખુનરેજી ચલાવી નથી. આનું કારણ શું હશે ? કેનેડામાં ઇન્ડિયન તહનામાઓમાં આ માણસોને ' મહારાણીશ્રીની ઇન્ડિયન પ્રજા ' એ પ્રમાણે નામ આપવામાં આવેલું છે. તેમનામાં સુધારો દાખલ કરવા અનેક પ્રયત્નો થાય છે, સુધારો કરવામાં તેમને મદદ મળે છે, સ્થાવર જંગમ મિલકતમાં તેમના જાતહક ગણવામાં આવે છે, કાયદા પ્રમાણે તેમને ચાલવું પડે છે, તેની સાથે કાયદાની રૂએ તેમનું રક્ષણ થાય છે, તેમને માટે શાળાઓ સ્થપાયલી છે અને ખ્રિસ્તી પ્રજા તેમને શિક્ષણ આપવા સારૂ ઉત્તમ શિક્ષકો મોકલે છે. "

કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે આયર્લૅન્ડ પ્રત્યે ઘણી કરડી નજર રાખવામાં આવે છે. આ વાત તદન ખોટી છે. એથી ઉલટું એમ છે કે કુલ વસ્તીની સંખ્યા લેતાં અથવા એકંદર રાજ્યની મહેસુલમાં તેના તરફથી આવતી રકમ જોતાં જેટલા પ્રતિનિધિ મોકલવાનો તેનો હક થાય છે તેના કરતાં વધારે મોટી સંખ્યા આયર્લૅન્ડે મોકલવાનું ઠરેલું છે. તે દેશમાં આ દેશના કરતાં વધારે કર નથી એટલુંજ નહીં, પણ ત્યાં જમીન વેરો, ઘર વેરો, રેલવે વેરો, કુલ ૭૦૦૦૦૦ પાઉન્ડ કરતાં વધારે રકમનો નાખેલો ખાસ વ્યક્તિ વાર ઠેરવેલો વેરો અને તેવા બીજા વેરા આયર્લૅન્ડના લોકને આપવા પડતા નથી. આ સાલ ( સન ૧૮૯૬ ) સુધી ત્યાંના ખેડુતોને આ દેશના ખેડુત કરતાં ઉપજ વેરા ( ઈન્કમ ટેક્ષ ) નો કમી દર આપવો પડયો હતો, અને ઇંગ્લાંડની જમીન કરતાં આયર્લૅન્ડની જમીનનો આકાર પણ કમી રાખવામાં આવ્યો હતો. ઇંગ્લન્ડ કે સ્કોટલન્ડ કરતાં પણ પ્રમાણમાં વધારે મદદ આયર્લૅન્ડને વેરાઓના સંબં-

ધમાં સરકાર તરફથી મળેલી હતી; તેમ વળી નાણાં સંબંધી ઘણી મોટી રકમો ખાસ આપવામાં આવેલી છે. દાખલા તરીકે દુકાળના સમયમાં ૮૦,૦૦,૦૦૦ પાઉન્ડ આયર્લૉન્ડને મળેલા હતા. કેટલીકવાર એમ કહેવામાં આવે છે કે શુદ્ધ અરક (દારૂ) ઉપર નાખેલી જકાત આયર્લૉન્ડને ઘણીજ ભારે પડે છે, પણ બીરદારૂ ઉપર જકાત લગભગ બધી ઇંગ્લાંડમાં અપાય છે, તેની સાથે શુદ્ધ અરક ઉપરની જકાત પૈકી સેંકડે ૯૨ ટકા ગ્રેટબ્રિટન આપે છે, અને સેંકડે ૭૯ ટકા ફક્ત આયર્લૉન્ડ આપે છે. આયર્લૉન્ડ પ્રત્યે ન્યાયવૃત્તિ અને બને તેટલી ઉદાર વૃત્તિ દાખવવી તેવી ઇંગ્લૅન્ડ અને સ્કોટલેન્ડના લોકોની ઇચ્છા છે, એવી મારી ખાતરી છે.

જે પ્રમાણે યુદ્ધમાં વિજય મેળવાય છે તેમ સલાહશાંતિના સમયમાં પણ વિજય મેળવી શકાય છે. મનુષ્યની વૃદ્ધિ સંબંધી ઇતિહાસ તરફ નજર કરીશું તો આપણા પૂર્વજોને માટે આપણને તેટલુંજ અભિમાન આવશે.

અંગ્રેજી ભાષા ઘણી ત્વરાથી બધે પસરતી જાય છે અને મનુષ્ય પ્રાણીની તે સામાન્ય ભાષા થવાની એવો સંભવ લાગે છે.

કોઇપણ દેશનું ભાષાભંડોળ આ દેશના કરતાં વધારે સારૂં ઉંચી પ્રતિનું અને ઉત્કૃષ્ટ નથી. કોઇ કદાચ એમ કહેશે કે અંગ્રેજ હોવાથી હું આ પ્રમાણે સારો વિચાર દર્શાવું છું. પરંતુ સામાન્ય એકમતથી કવિ શેકસ્પીઅર આખી દુનીયાના ભાષા ભંડોળમાં અપ્રતિમ અને શ્રેષ્ઠ પદવી ભોગવે છે. હાલના કેટલાક ગ્રંથકાર નહીં ગણીએ તોપણ ચોસર, બેકન, મિલ્ટન, સ્પેન્સર, અને બીજા ઘણાઓને લીધે પણ આપણી પ્રજાની કીર્ત્તિ વધેલી છે. થોડાક સમય ઉપર ઇટાલી દેશના એક ધુરંધર પત્રે આખી દુનિયામાં ઉત્તમ પુસ્તકો કયાં છે તેના સંબંધમાં પોતાના વર્ગણી-

દારોના અભિપ્રાય મંગાવ્યા હતા. આ ઉપરથી સેંકડો વર્ગણીદારોએ પોતાના વિચાર દર્શાવ્યા હતા તેથી જણાયું છે કે પહેલાં આઠ પુસ્તકો પૈકી-જેમાંનું એક બાઇબલ હતું-ચાર પુસ્તક તો અંગ્રેજી જ હતાં.

નવીન બનાવટ અને નવીન શોધના ઇતિહાસ તપાસશો તો જણાશે કે વૅાટનું નામ વરાળયંત્રની સાથે હંમેશા જોડાયલું રહેશે; તેજ પ્રમાણે સ્ટિફનસનનું આગગાડીના સંચા સાથે, વ્હીટસ્ટોનનું વીજળીના તાર સાથે, આર્કરાઇટ તથા હારગ્રીવ્સનાં કાંતવાના સંચાઓ સાથે, અને ફોકસ ટાલબટનું છબી પાડવાની કળા સાથે હમેશાં જોડાયલું રહેશે.

વૈદકશાસ્ત્રના સંબંધમાં, લોહીનું સંક્રમણ-ફરવું-હાર્વીએ શોધી કાઢ્યું હતું, જેનરે શીતળા કાઢવાનું શોધી કાઢ્યું હતું, એનીસ્થેટિક્સનો ઉપયોગ સીમ્પસને કરવા માંડ્યો; અને ઘા તથા વાઢકાપના સંબંધમાં એન્ટીસેપ્ટીકની રીતે દવા કરવાનું લીસ્ટરે શોધી કાઢ્યું હતું. વિદ્યાના સંબંધમાં પણ ઘણા પ્રખ્યાત વિદ્વાનો આપણા દેશમાં થઇ ગયા છે:---બેકન અને ન્યુટન, યંગ અને ડાર્વીન, ડેવી, ડેલ્ટન, કેવન્ડીશ, ફેરેડે, લાયેલ હર્ચિસન, હર્ષલ અને બીજા ઘણાએ.

આ બધી બાબતો અહીં બતાવી છે તેનું માન આપણને પોતાને છે તે હેતુથી બતાવી નથી. એ બધાનું ખરૂં માન તો આપણા પૂર્વજોને છે, અને આપણે તેને માટે અભિમાન ધરાવીએ છીએ, પરંતુ એને લીધે આપણે માથે ઘણી મોટી જવાબદારી આવેલી છે.

**આ પ્રમાણે બધી હકીકત હોવાથી મિલ્ટનની પ્રાર્થના સાથે એકમત થઇ આપણે પણ તેવીજ પ્રાર્થના કરીએ છીએ.: "હે ઇશ્વર તે પરમકૃપાળુએ અમારા ઉપર મહેર કરીને આ બ્રિટાનિક રાજ્યને પૂર્ણ માનવાળા અને સામાને અદેખાઇ આવે એટલા ઉચ્ચ પદે પહોંચાડેલું છે, અને તેની આસપાસ તેના તાબાના સઘળા દ્વીપો આવી રહ્યા છે; આવા જગન્નિયંતા અમને આ સુખી અવસ્થામાં સ્થાયી રાખ." પરંતુ આવું મહત્વનું વરદાન માગી-નેજ આપણે સંતોષ માનીને બેશી રહેવાનું નથી, તેને પાત્ર થવા સારૂ આપણે યત્ન કરવા જોઇએ.**

'પ્રત્યેક માણસ પોતાની ફરજ બજાવશે' એવી આશા રાખવાનો ઇંગ્લન્ડને હક્ક છે. તે આપણને કહે છે કે, "મેં આટલું બધું તારે માટે કર્યું છે; તેં મારા માટે શું કર્યું?"

ખરેખર ઇંગ્લન્ડનો પાછલો સઘળો ઇતિહાસ જોતાં આટલું તો ખાતરીથી કહી શકાય તેમ છે કે ઇશ્વરે જે કામ આપણને સોંપેલું તે આપણા દેશે વિવેકથી અને ઉદાર વૃત્તિથી સારી રીતે કરેલું છે, અને આખા રાજ્ય પર એવી રીતે અમલ ચલાવેલો છે કે જે જીતો મેળવીને તે રાજ્ય પ્રાપ્ત કીધું હતું તે જીતોના કરતાં આપણો અમલ ભાગ્યેજ ઓછો સ્તુત્ય હોય. આ પ્રમાણે હવેથી અંગ્રેજી ભાષા બોલનારા સર્વ લોકો એક પ્રજા તરીકે થશે એવો સમય કોઇ વખત પણ આવશે એવી આશા રાખવી એ શું સ્વપ્નવત્ ગણાશે?

મારા પોતાના દેશ પ્રત્યે હું ઘણો પક્ષપાત કરૂં છું અને તેને માટે હું ઘણુંજ અભિમાન રાખું છું એવું કદાચ કોઇને લાગશે; પરંતુ ઉપર જે જે હકીકત જણાવી છે તે ઉપરથી

મારૂં કહેવું ખરૂં છે તે બદલ આપોઆપ ખાતરી થશે. વળી મોરિસે વાજબી રીતે કહ્યું છે તે પ્રમાણે "એકંદર જોતાં જે માણસના મનમાં પોતાના દેશ પ્રત્યે પ્યારની લાગણી ઘણીજ હોય છે તે માણસ બીજી દરેક પ્રજા પ્રત્યે વધારેમાં વધારે ન્યાયની વૃત્તિ રાખે છે." પોતાના દેશને માટે પ્યાર રાખવાથી પૌરાધિકારિત્વની (શહેરના બધા હક ભોગવવાપણાની) સમજ ઘણીજ વધે છે, અને સ્વાર્થ તથા કુટુંબનાજ હિતની ક્ષુદ્ર ઘટમાળમાંથી ઊંચી સ્થિતિએ પહોંચી સ્વદેશાભિમાનની વૃત્તિવાળી જીંદગીનો ખરો વિસ્તાર તથા તેની ખરી ખુબી આપણા સમજવામાં આવે છે. રાજકીય ખરો જુસ્સો કાંઇ ખાલી પતરાજ કરવામાં સમાયેલો નથી; પણ આપણી ભાષા અને આપણા ભાષાબંધુઓનો વિસ્તાર તથા પ્રચાર વધે તેને માટે વાજબી અભિમાન રાખવું, આપણા દેશી ભાઇઓ માટે અને જમીન પર કે દરિયા પરના આપણા વેપાર માટે વાજબી અભિમાન રાખવું તેમાં, અને આ પ્રમાણે થવાથી આપણે માથે જે ભારી જવાબદારી આવે છે તેની પૂરેપૂરી સમજ થવી એમાં સમાયલો છે.



# પ્રકરણ ૧૧ મું.

## પૌરાધિકારિત્વ *

આપણે બધા દેશના રાજ્યબંધારણના અંશ ગણાઇએ છીએ. અને તે મોટી જવાબદારીનું કામ ખરોખર બજાવવાને લાયક થવું એ આપણી એક ઘણી જ અગત્યની ફરજ છે. આ ફરજ અદા કરવાને સારૂ અધ્યયન, વિચાર અને પરોપકાર બુદ્ધિની જરૂર છે. આપણા રાજ્યનો વિસ્તાર અને મહત્વ એજ ભયનું કારણ છે. મનુષ્યની અનેક જાતો ઉપર આપણે અમલ ચલાવીએ છીએ, જેમાંની કેટલીકના વિચારો અને ઉમેદો આપણાં વિચાર અને ઉમેદથી તદ્દન જૂદાં પડે છે. હિંદુસ્તાનનોજ આપણે દાખલો લઇએ. ઇંગ્લન્ડના કરતાં તેની વસ્તી લગભગ દશગણી છે અને તેમાં અનેક જ્ઞાતો અને જાતો છે. શુદ્ધ હિંદુ મનુષ્યની જે મોટી જાતના આપણે છીએ તેજ જાતના છે. તેની અને આપણી ભાષા એકજ મૂળમાંથી નીકળેલી અને એક સરખી રચનાવાળી છે એટલુંજ નહીં પણ બન્નેમાં કેટલાક શબ્દો તેના વપરાય છે. 'પૂર' શબ્દ હિંદુસ્તાનના ઘણાક શબ્દોને છેડે આવે છે, તે અંગ્રેજી 'બરો' ( પરગણું ) ના અર્થને મળતો છે, અને આપણી ભાષામાં છે તે પ્રમાણે સામાન્ય પ્રત્યય તરીકે વપરાય છે. પણ હિંદુસ્તાનની જાતો પૈકી હિંદુઓ એક ભાગ તરીકે છે, અગર જો કાળ અને અંતરને લીધે તફાવત ઘણોજ પડી ગયો છે છતાં દક્ષિણ ભાગના દ્રાવિડિયન લોકો અને પૂર્વ ભાગના મલેયો—ચાઇનીસ લોકો કરતાં હિંદુઓ આપણને ગોત્ર સંબંધમાં વધાર મળતા છે.

* શહેરીના બધા હક ભોગવવાપણું.

મુસલમાનો અને તેજ હિંદુઓની વચ્ચે ધર્મની બાબતમાં વિરોધ ઘણો છે અને મુસલમાનો તેમના ઉપર એકવાર સત્તા ચલાવતા હતા અને આપણે તે દેશ છોડી દઇએ તો તેઓ કદાચ પાછા તેવી સત્તા ભોગવશે. પરંતુ આપણે માથે જે જે દેશોની જવાબદારી આવેલી છે તેમાં હિંદુસ્તાન જો કે મોટામાં મોટો છે તોપણ તે અનેક પૈકી એક છે. દુનિયાના બધા ભાગમાં મોટી પ્રજાઓના સંબંધમાં આપણે આવીએ છીએ; અને તેથી અનેક પ્રકારના એવા પ્રશ્નો ઉત્પન્ન થાય છે અને વખતો વખત ઉત્પન્ન થવાનાજ કે જેમાં બન્ને પક્ષવાળાએ યુક્તિ પ્રયુક્તિ, શાંતતા અને સહનશીલતા વાપરવાની જરૂર પડે છે. અમુક બાબત કયે વખતે જતી કરવી અને કયે વખતે દઢ રહેવું તે આપણા રાજનીતિજ્ઞ પુરૂષોએ જાણવું જોઇએ, તેમજ કયા પક્ષને મદદ કરવી તે લોકોએ પણ જાણવું જોઇએ.

મનુષ્યના ઇતિહાસ ઉપરથી મોટાં મોટાં રાજ્યો એક પછી એક પાયમાલ થઇ ગયાં ગણાય છે. ઇજીપ્ત. એસીરિયા, ઇરાન, રોમ એ બધાં ચઢતી સ્થિતિએ પહોંચેલાં અને પાછાં પડી ભાગ્યાં હતાં. હાલમાં આપણે 'વહાણ, સંસ્થાન, અને વેપાર' વડે આબાદ સ્થિતિએ પહોંચતા જઇએ છીએ તેમ થોડાં વર્ષ પૂર્વે જીનોવા અને વેનિસ તે વડે આબાદ થયાં હતાં. તેમના જેવી દશા આપણી ન થાય એવી ઇચ્છા આપણે રાખતા હોઇએ તો તેમણે કરેલી ભૂલો આપણે ન કરવી જોઇએ.

"નવું સંસ્થાન જમાવવાને એક હજાર વર્ષ પણ
કવચિત બસ થાય છે, પરંતુ તેને પાયમાલ થવાને
એક કલાકનો વખત બસ છે."*

* બાયરન.

પરરાજ્યો સાથે ઘણોજ મિત્રાચારીનો સંબંધ રાખવો એ આપણી ફરજ છે એટલુંજ નહિ, પણ તેમાં આપણું હિત સમાયેલું છે. એક પ્રજા બીજી પ્રજાને ઘણીવાર દુશ્મન તરીકે સમજે છે; અને તેમ થતાં પણ વધારે વિચાર કરેથી અને તપાસ કરેથી જણાય છે કે આપણે બધા માણસ જાત છીએ અને તેથી એક બીજાની સાથે મિત્રભાવથી વર્તવું જોઇએ. વેલ્સના એક ધર્મોપદેશકે આ બાબતનું એક ઘણું સાદું પણ અસરકારક દૃષ્ટાંત આપ્યું હતું. તેણે જણાવ્યું કે "હું એક દિવસ બહાર ફરવા ગયો હતો તે વખતે સામેના ડુંગર પર એક રાક્ષસી આકૃતિ નજરે પડી; તેની નજીક હું ગયો ત્યારે તે કોઇ મનુષ્યની આકૃતિ જણાઇ અને જયારે તેની છેક પાસે પહોંચ્યો ત્યારે તે તો મારો ભાઇ નીકળ્યો."

બીજી પ્રજાઓ મનુષ્ય છે એટલુંજ નહીં, પણ બધા ભાઇઓ છીએ એમ સમજવાનું છે, અને આપણાં અને તેમનાં હિત ઘણીક રીતે એક બીજા સાથે જોડાયલાં છે. જો તેઓ કોઈ બાબતમાં દુઃખી થાય છે તો તેમની સાથે આપણે પણ હેરાન થઇએ છીએ; અને જે જે બાબતમાં તેમને લાભ થાય છે તેમાં આપણને પણ લાભ પ્રાપ્ત થાય છે. આખી દુનિયામાં સલાહશાન્તિ રહે અને તે આબાદ થાય એમાંજ ગ્રેટબ્રિટનની પ્રજાનાં મોટામાં મોટાં હિત સમાયલાં છે. યુદ્ધની મોહિનીથી મનુષ્ય પ્રાણી ચકિતજ થઇ જાય છે. 'બારે યુદ્ધના દમામ અને વિગત'ના સંબંધમાં આપણને એમજ જાણવામાં આવે છે કે દરેક લશ્કરી સિપાઇ પાસે પોતાના બચકામાં સેનાપતિનો દંડૂકો (સેનાપતિની પદવીની નિશાની) હતો; પરંતુ આ યુદ્ધથી માણસ જાતના ઉપર જે બેહદ દુઃખ અને સંકટ આવી પડેલાં તેનો આપણને ખ્યાલજ આવતો નથી.

લડાઇ થવાથી જે કાપાકાપી અને દુઃખ થાય છે તેનો વિચાર કરવો એજ ઘણું ભયંકર છે, અને તે લવાદથી ચુકાદા કરાવી લેવાની જરૂરની સામા રદિયા આપી શકાય નહીં એવી દલીલ છે. હાલમાં આ બાબત કે જે સ્થિતિ જોવામાં આવે છે તે ખરેખર માણસને ઘણીજ શરમ લગાડનારી છે. હથિયારનો ઉપયોગ કરીને પોતાની તકરારનો નિવેડો લાવનારી જંગલી જાતોને લડાઇઓ કરવાનું કંઇક કારણ છે એવું કદાચ ગ્રાહ્ય થાય, પરંતુ સુધરેલી પ્રજાઓ જ્યાતસમાં લડાઇમાં ઉતરી પડે એ ખરેખર આપણી નીતિ તેમજ બુદ્ધિને પ્રતિકૂળ જણાય છે. હાલના વખતમાં પણ યુરોપની અંદર સલાહશાન્તિ રાખવાની ખાતર રાખેલા મહેકમમાં ૩૫,૦૦,૦૦૦ માણુસ છે; લડાઇને માટેના જે મહેકમમાં (લશ્કરમાં) ૧,૦૦,૦૦,૦૦૦ કરતાં વધારે માણુસ છે અને નવી ગોઠવણ કરવા ધારેલી છે તે પૂરી થશે તો ૨,૦૦,૦૦,૦૦૦ કરતાં વધારે માણુસ થશે. લશ્કરી ખાતાનો હાલમાં વાર્ષિક ખરચ ૨૦,૦૦,૦૦,૦૦૦ પાઉન્ડ થાય છે; પણ યુરોપખંડના ગ્રેટબ્રિટન સિવાયના ઘણાક દેશોમાં લશ્કરમાં નામ નોંધાવવાની ફરજ છે ને તેમને જ્યારે જરૂર પડે ત્યારે કામ સોંપવામાં આવે છે તેથી ખરેખરો ખરચ ઘણો વધારે છે. વળી ઉપર કહેલા ૩૫,૦૦,૦૦૦ માણુસોને બીજા ઉપયોગી કામમાં મોકલવામાં આવે અને પ્રત્યેકની મહેનત દરસાલ ૫૦ પાઉન્ડ જેટલીજ ફક્ત ગણીએ, તો ઉપરના ખરચના આંકડામાં બીજા ૧૭,૫૦,૦૦,૦૦૦ પાઉન્ડ ઉમેરવા જોઇએ. આ પ્રમાણે થતાં લશ્કરી કામના સંબંધમાં યૂરોપ ખંડની કુલ વાર્ષિક ખર્ચની રકમ ૩૭,૫૦,૦૦,૦૦૦ પાઉંડ થાય છે. અલબત નાણાંની બાબતો કરતાં બીજી બાબતોમાં વધારે ગંભીર અને ઉંડા વિચાર કરવાની જરૂર છે; તેમ છતાં પણ મનુષ્યની મહેનત અને તેમની જીંદગી

સંબંધી વિચાર નાણું ઉપરથી થાય છે. હાલની નૌકા સંબંધી અને લશ્કર સંબંધી ગોઠવણોનું જે કોઇ મનન કરશે તેને ભવિષ્યમાં સ્થિતિ ઘણીજ ખરાબ થવાની એવું લાગ્યા વગર રહેશે નહીં.

યુરોપના મુખ્ય દેશો વધારે વધારે દેવાદાર થતા જાય છે. છેલ્લાં વીસ વર્ષમાં ઈટાલી વગેરે દેશોનું દેવું નીચે પ્રમાણે વધી પડયું છે:—

| દેશ. | વીસ વર્ષ પહેલાનું દેવું—પાઉન્ડમાં. | હાલનું દેવું—પાઉન્ડમાં. |
|---|---|---|
| ઇટાલી. | ૪૮,૩૦,૦૦,૦૦૦ | ૫૧,૬૦,૦૦,૦૦૦ |
| ઑસ્ટ્રિયા. | ૩૪,૦૦,૦૦,૦૦૦ | ૫૮,૦૦,૦૦,૦૦૦ |
| રશિયા. | ૩૪,૦૦,૦૦,૦૦૦ | ૭૫,૦૦,૦૦,૦૦૦ |
| ફ્રાન્સ. | ૫૦,૦૦,૦૦,૦૦૦ | ૧,૩૦,૦૦,૦૦,૦૦૦ |

આખી દુનિયાના જૂદા જૂદા રાજયોનું રાજકીય,દેવું એકંદર ગણીશું તો ૧૮૭૦ની સાલમાં તે ૪,૦૦,૦૦,૦૦,૦૦૦ પાઉન્ડનું હતું. દેવાનો આ બોજો કાલ્પનિક, ભયંકર અને કચડી નાખે તેવોજ છે. પણ હાલમાં એકંદર દેવાની રકમ શી હશે? ઉપલી રકમ વધીને ૬,૦૦,૦૦,૦૦,૦૦૦ પાઉન્ડની તો છેજ, ને હજી તેમાં વધારો થતો જાય છે.

આ ભારે અને કાળજું ફાડી નાખે તેવો બોજો માથે વ્હોરી લીધો છે તેના બદલામાં કંઇ કિંમતો મિલ્કતો તૈયાર થઇ નથી કે તેથી કંઈ ઉપયોગી કાર્ય થયું નથી. આ બધાં નાણાંનો યુદ્ધમાં અને યુદ્ધની તૈયારી કરવામાં ગેરઉપયોગ થયો છે, ખરૂં જેતાં તે ફેંકી દેવામાં આવ્યાં છે. ખરેખર હાલમાં તો કોઇ પણ દેશમાં ખરી સલાહ કે શાન્તિ નથી; જો કે સારે નશીબે કંઇ પણ લડાઇઓ કે ખુનરેજી હાલમાં ચાલતી નથી તોપણ બધાને માથે

ભયંકર દુઃખ પડે છે અને તેથી યુદ્ધ ચાલતાં હોય તેવા સમયની સ્થિતિ આપણે ભોગવીએ છીએ. આપણા ઇંગ્લન્ડની જ હકીકત તપાસીશું તો જણાશે કે રાજ્યની કુલ ઉપજનો ત્રીજો ભાગ હવે પછી થવાની લડાઇઓની તૈયારી રાખવામાં વપરાય છે, ત્રીજો ભાગ પાછળ થઇ ગયેલી લડાઇઓના સંબંધમાં આપવો પડે છે, અને ફક્ત ત્રીજો ભાગ જ દેશના રાજકારોબારમાં ખરચવા માટે બાકી રહે છે. જોખમમાં રહેલાં એવાં આપણાં હિત અનેક બાબતમાં અનેક પ્રકારનાં છે, અને જૂદી જૂદી પ્રજાઓનાં હિત એવાં એક બીજા સાથે ગુંથાઇ ગયલાં છે કે હાલના સમયમાં થતી પ્રત્યેક લડાઇ ખરૂં જોતાં એકજ રાજ્યના લોકોમાં માંહોમાંહે લડાઇ થતી હોય તેવી ગણી શકાય

જો કે હું 'ગમે તે ખરચે પણ સલાહશાન્તિ કરવી,' એવા વિચારનો માણસ નથી, તોપણ 'બનતાં સુધી વધારે ખરચ કરીને પણ સલાહ રાખવી' એવા વિચારનો માણસ છું એ કહેવાને હું શરમાતો નથી. બેશક એવા પણ કેટલાક અગત્યના સવાલો હોય છે કે જે લવાદને સોંપી શકાય નહીં, તોપણ અર્લ રસલ, જે એક મોટા પ્રમાણભૂત અધિકારી હતા, તેમણે કહ્યું છે કે છેલ્લા સો વર્ષમાં જે જે વિગ્રહો થયા છે તેમાંથી જેનો નિવેડો હથિયારની મદદ લીધા વગર—લડાઇમાં જીતયો વગર—લાવી શકાય તેમ નહોતો એવો વિગ્રહ એક પણ નથી.

મોન્શીઅર ગેમબેટ્ટાને હું છેલ્લો મળેલો તે વખતે, આ વિષયના સંબંધમાં અમારે વાતચિત થઇ હતી. તે પ્રસંગે પોતાના હંમેશના જુસ્સા સહિત તેમણે કહ્યું હતું કે હાલમાં જે ધોરણે ખરચ થાય છે તે ચાલુ રહેશે તો, 'બધા ફ્રેન્ચમેનોને લશ્કરી માણસને રહેવાના ઘર (બેરાક) ની સામે રહીને ભીખ માગવાનો

વખત આવશે.' જેમબેટ્ટાના વખતનો ખરચ ચાલુ રહ્યો છે એટ-લુંજ નહીં. પણ તેમાં ઘણો વધારો થતો ગયો છે.

યુરોપની હાલની જે દશા છે તેનો વિચાર કરતાં ધાસ્તી ઉત્પન્ન થયા વગર રહેતી નથી. રશિયા નિહિલીઝમ ( શૂન્યતા --ખરેખરૂં જ્ઞાન વગેરે પ્રાપ્ત કરી શકાય એમ નથીજ એવો સિદ્ધાંત ) થી ભરપૂર થઈ ગયું છે, જર્મનીમાં સોસીઆલીઝમ ( સામાન્ય સ્વામિત્વ ) ની ધાસ્તી ભરાયલી છે, ફ્રાન્સમાં અંધાધુંદીનો ધાસ્કો છે, અને આ પ્રત્યેક દેશ દેવાળાં કાઢવા જેવી નાણાં સંબંધી સ્થિતિએ જલદીથી પહોંચતા જાય છે. થોડી મુદત ઉપર એનાર્કીસ્ટ લોકો તરફથી થયલા ગુન્હાઓનું કંઇ પણ વાજબી કારણ કે નિમિત્ત જણાતું નથી. પરંતું આ દુનિયામાં કારણ વગર કંઇ પણ કાર્ય થતું નથી. યુરોપખંડમાં ગ્રેટબ્રિટન સિવાયના દેશોમાં કારીગર વર્ગને ઘણાજ થોડા મુસારા લઇ ઘણા કલાકો સુધી કામ કરવું પડે છે. ઇટાલિ દેશના છેલ્લા થોડાંક વર્ષના રિપોર્ટો વાંચવાથી તે દેશના ખેડુતવર્ગની દુઃખી હાલત તુરત સમજાઇ આવશે. આવા દેશોમાં મજુર વર્ગને ઘણોજ થોડો રોજ મળે છે, અને કામ વધારે કલાક સુધી કરવું પડે છે. ફ્રાન્સ અને બીજા દેશોના નાના નાના જમીનના માલિકો આના કરતાં કંઇ સારી સ્થિતિમાં નથી.

દિવસના આઠ કલાક મજુર વર્ગે કામ કરવું એવા વિચારને હું પૂર્ણ રીતે મળતો આવું છું, પરંતુ બે વર્ષ પર હાઇડ પાર્કમાં જે ઠરાવ થયો હતો તેનો ઉદ્દેશ આવો ધારો એક બીજાના મતથી બધા દેશમાં લાગુ કરવો એવો હતો. તેમ છતાં પણ લશ્કરી ખાતા સંબંધી હાલની પદ્ધતિ ચાલુ રાખવામાં આવશે તો કામ લેવાના કલાક કમી થાય એવી સમૂળગી આશા નથી-આઠ કલાક કામ કરવાનું ઠેરવવાનો માર્ગ ફક્ત એજ છે કે

લશ્કરી ખરચ કમી કરવો. લશ્કર અને આરમારનો ખરચ નિભાવવાને માટે જે વધારે પડતો કર નાખવો પડે છે, તે આપવાને શક્તિમાન થવાને સારૂ યુરોપમાં દરેક સ્ત્રી અને પુરૂષને ખરેખરી જરૂર કરતાં દરરોજ કંઈ નહીં તો એક કલાક કામ વધારે કરવું પડે છે. ખરેખર યુરોપનો ધર્મ એ ખ્રિસ્તિ ધર્મ નથી, પણ વિગ્રહના દેવની ભક્તિ ને પુજા એજ છે. વિગ્રહ થતો આપણાથી અટકાવી શકાય એવું તો નથી, પણ સલાહ થાય તેવી રીતના નિવેડા લાવવામાં આપણે ઘણી સારી મદદ કરી શકીએ; બહારની પ્રજાઓ સાથે મિત્રાચારીનો સંબંધ જાળવી રાખવા પ્રયત્ન કરી શકીએ, અને તેમના પ્રત્યે વિવેકવાળું, ન્યાય અને ઉદાર વૃત્તિવાળું વર્તન રાખી શકીએ એમ તો છે.

નાણાં સંબંધી સંકોચને લીધે ઘણાક દેશો એક બીજાની સાથે મૂર્ખાઇ કરીને યુદ્ધ કરે છે.

કૂપર કવિ કહે કે,—

> " બે પ્રદેશની વચ્ચે પર્વતો આવવાથી ત્યાંના
> લોકો એક બીજાના શત્રુ થાય છે; આજ લોકો
> વચ્ચે પર્વત ન આવ્યા હોત તો સજાતીય બિંદુઓની
> માફક મળી જઇને તેઓ એકજ થઇ રહેત."

પરંતુ વધારેમાં વધારે ખરાબ કોટ ( અટકાવ ) તો જુદી જુદી પ્રજાઓએ પોતે ઉભા કરેલા તેજ છે. આ કોટ જકાત અને દાણવેરાના છે, તેમજ બધા કરતાં નઠારા કારણરહિત દ્વેષ અને અદાવત એ છે; વળી એક બીજાને નુકસાન કરવાનો ઇરાદો ખરૂં જોતાં દરેકનો હોતો નથી, તોપણ તેવો ઇરાદો સામી પ્રજા રાખે છે એવું દરેક પ્રજા ધારી લે છે.

જૂદી જૂદી પ્રજાઓમાં માંહોમાંહે જેવો દ્વેષભાવ અને અદાવત ઘણી વાર જોવામાં આવે છે, તેવો દ્વેષભાવ તથા અદાવત એકજ દેશની અંદર રાજખટપટને લીધે જોવામાં આવે છે ને તેથી ઘણી ખરાબી થાય છે. પણ એકબીજાને ગાળો દેવી એ કંઇ પોતાના હકનું રક્ષણ કરવાની દલીલ કહેવાય નહીં; એથી તો પોતાનો પક્ષ નબળો છે એવું કબૂલ કર્યા જેવું થાય છે.

"લડાઇની ધમકી આપવી નહિ, અને કોઇ ચૂક કરનાર બંધુ ઉપર વહેમ લાવવા તત્પર થવું નહિ, પરંતુ તેને બદલે માણસ બધા ભાઇઓ છે અને તેથી એક બીજાએ પરસ્પર પ્રેમ રાખવો અને પૂજ્યભાવ રાખવો એવો ઉપદેશ આપનારા ઇશ્વરી નિયમ "* ને

અનુસરીને એક બીજા પક્ષના સંબંધમાં તેમજ એક બીજી પ્રજાના સંબંધમાં આપણે વર્તન રાખીશું તો તે સમય ખરેખર આપણને સુખ આપનારો નિવડશે.

કેટલીક વાર એવું કહેવામાં આવે છે કે રાજ્યની ઉથલ-પાથલ ગુલાબજળથી થઇ શકતી નથી. તેમ છતાં પણ હથિયારને બદલે દલીલ વાપરવાથી દુનિયાના બંધારણમાં વધારે મોટા ફેર-ફાર થયલા છે; અને વળી જ્યાં હથિયાર વાપરવામાં આવેલાં છે ત્યાં પણ ઘણેખરે ઠેકાણે તરવારના કરતાં કલમે વધારે જોર મારેલું છે. બૅાયનેટના કરતાં વિચાર વધારે બળવાન છે.

મીલ કહે છે કે "મનુષ્યના સુધારાના પ્રમાણમાં શરૂ-આતની હોય તેવી હાલની સ્થિતિમાં કોઇ માણસ સામા માટે

* ગ્રિહીઅર.

કદી એવી પૂર્ણ લાગણી ધરાવવાનો નથી કે જેથી તે સામા માણસોના આ સંસારના વર્તનમાં કંઇ ખરેખરૂં ખલેલ પડે; પણ જે માણસમાં સાંસારિક લાગણી થોડે અંશે પણ ઉદ્ભવ થઇ હશે, તે પોતાના દેશી બંધુઓ માટે કદી એવો વિચાર લાવવાનો નથી કે તેઓ સુખનાં સાધન મેળવવાને ફાંફાં મારનારા તેના પ્રતિસ્પર્ધી છે. અને તેથી પોતનો હેતુ પાર પાડવા સારૂ તેમના હેતુ નિષ્ફળ થવા જોઇએ એવી ઇચ્છા રાખવાનો નથી."

પોરાધિકાર ખરેખર અને ડહાપણથી વાપરી શકાય તેટલા માટે બર્ક કહે છે તે પ્રમાણે "આપણું મન કેળવવું જોઇએ, અને આપણી પ્રકૃતિને લગતી જે જે શુદ્ધ અને ઉદાર વૃત્તિઓ હોય તે બધી પૂર્ણ બળવાળી અને પકવ સ્થિતિએ પહોંચે તે પ્રમાણે કરવાની જરૂર છે. વળી ઘર આગળ જે આનંદી ને સ્નેહ-યુક્ત સ્વભાવ રાખવામાં આવતો હોય તેનો સામાન્ય પ્રજાવર્ગને હિત થાય તેવી રીતે ઉપયોગ કરવો, તથા તેવી રીતે દેશહિતકારી થવું જોઈએ અને આપણે સદ્ગૃહસ્થ છીએ એવું ભૂલવું જોઇએ નહીં.........જાહેર પુરૂષ તરીકે જીંદગી ગાળવી એ શક્તિ અને સત્તા આપનારી સ્થિતિ છે: જે માણસ પોતાને સોંપેલું કામ કરવામાં ગફલત કરે છે અગર જે શત્રુની સાથે મળી જાય છે, તે પોતાની ફરજ અદા કરતો નથી એટલુંજ નહિ પણ તેની વિરૂદ્ધ જાય છે." તમારા હક્કો માગવાનો વિચાર કરવાના કરતાં તમારી ફરજો બજાવવાનો વિચાર કરો.

લોર્ડ બોલિંગબ્રોક 'સ્વદેશાભિમાનનો જુસ્સો' એ નામના પોતાના નિબંધમાં સોક્રેટીસનું નીચેનું વાક્ય ઉતારી લઈ તેના વિચારને અનુમોદન આપે છે:—

"કોઇ ધંધા ગમે તેવો હલકો હોય તોપણ પોતે તેથી અજાણ્યો હોય તો કોઇ માણસ તેમાં પડતો નથી, તેમ છતાં પણ

બધા ધંધા પૈકી મુશ્કેલમાં મુશ્કેલ ધંધો જે રાજકારભારનો છે તેને માટે પોતે પૂર્ણ રીતે યોગ્ય છે એવું દરેક માણસ ધારે છે. ગ્રીસમાં પોતાને મળેલા અનુભવ ઉપરથી સોક્રેટીસે આ પ્રમાણે કહ્યું હતું, હાલમાં તે બ્રીટનમાં હોત તોપણ તે પોતાનો અભિપ્રાય બદલતે એવું અહીંની સ્થિતિ જોતાં જણાતું નથી.

ખરેખર અનેક તરેહની ઘણી ઉપયોગી બાબતોનું નિરાકરણ આપણે કરવાનું છે. આપણાં બાળકોને કેળવણી આપવાના પ્રયત્નો આપણે કરીએ છીએ, પણ આપણી પદ્ધતિ હજી પૂર્ણ અને સંતોષકારક છે એવું ભાગ્યેજ કોઈ કહી શકશે. મુડીવાળા અને મજુરવર્ગ એ બેની વચ્ચે ચાલતી તકરારોને લીધે આપણો વેપાર ખીલતો નથી, કારખાનાંઓમાં કામ જોઇએ તેવું ચાલતું નથી, અને હજી તે પ્રમાણે ચાલ્યા કરશે તો મજુર વર્ગ માટે માગણી કમી થવાથી તેમના સુધારા ઘટી જશે. આપણાં મોટાં શહેરોની સ્વચ્છતાના સંબંધમાં હજી ઘણું કરવાનું બાકી છે; વિદ્યા—શાસ્ત્રમાં તો આપણે હજી ફક્ત શરૂઆત જ કીધી છે.

વળી દેશની આબાદીનો પ્રશ્ન નિરાળો રાખીએ તોપણ લોક સમસ્તના રોજના સાંસારિક વ્યવહાર માટે સતત પ્રયાસ કરવાની જરૂર રહે છે. પાર્લામેન્ટમાં મસલત ચલાવવી, સ્થાનિક કામકાજનો વહિવટ ચલાવવો, નાદારનો કાયદો ચલાવવો, ટુંકામાં એકંદર લોક સમસ્તનાં સઘળાં કામકાજને માટે વ્યક્તિના જેટલીજ કાળજી અને તેટલુંજ ધ્યાન આપવાની અગત્ય રહે છે, અને યોગ્ય રીતે પણ પ્રજા વર્ગની વધારે મંડળીઓ સ્થાપી કામ કરવાનું વલણ થયલું છે.

વળી આપણે અહીં ગરીબ—નાદાર વર્ગ છે તેની કાળજી આપણે રાખીએ છીએ અને અનેક ધર્માદાનાં ખાતાં આપણે ત્યાં

છે તેથી, ગરીબ અને તવંગર વચ્ચે લાગણીનો સંબંધ વધારે હોવાથી, અને કેટલેક અંશે આપણો નાદારનો કાયદો, સ્વતંત્ર વેપાર, અને દેશની ઓછી અસંતોષકારક સ્થિતિને લીધે આપણા દેશમાં સામાન્ય સ્વામિત્વ અને અંધાધુંદીનું જોર બીજા દેશોના જેટલું નથી, તેમ લોકો તેની તરફેણમાં નથી.

બેશક આસક્તિ એ દુનિયાને ફેરવનારૂં, દુનિયાના કાર્યવહેવારનું ઉચ્ચાલક છે, પરંતુ નિરર્થક પ્રયોગ કરી જોવામાં કેટલો બધો વખત તથા કેટલા બધા પૈસા ગુમાવી દેવામાં આવ્યા છે તેનો વિચાર કરશો તો ખેદ થયા વગર રહેશે નહીં. આવા પ્રયોગોમાં પહેલાં અનેક વાર નિષ્ફળતા મળેલી હતી અને જે માણસોને લાભ કરવાની ખાતર તે અજમાવી જોવામાં આવેલા તેમને ફાયદો થવાને બદલે નુકસાન વધારે થયું છે તેથી તે તદ્દન નિરૂપયોગી જેવા છે. ગરીબોને માટે કામ કરવામાં માનસિક પ્રયાસની સાથે પરોપકાર બુદ્ધિનો વિચાર પણ જોઇએ છે એ વાત પૂર્ણ રીતે લક્ષમાં રાખવામાં આવેલી નથી.

આવા કામ માટે મુખ્ય જરૂર પૈસાની નથી. મિસ સેવેલ કહે છે કે પાડોશીઓ જેમ વધારે ગરીબ, તેમ તેમને માટે અને ખાસ કરીને પ્રત્યક્ષ તેમનાજ કામ માટે ઓછા પૈસાની જરૂર પડે છે, એ બાબત જો કે વિરોધાભાસ જેવી લાગે છે તોપણ મારા સમજવા પ્રમાણે તે ખરી છે." વિચાર અને સ્નેહ એ સોના કરતાં વધારે ઉપયોગના છે. પૈસા ખરચનારાં કરતાં પોતાનો વખત રોકનારાં માણસો વધારે કામ કરે છે. ખરૂં જોતાં અનુભવ અને મહાવરા વગર પૈસા અને આસક્તિ ફાયદો કરવાને બદલે નુકસાન વધારે કરે એવી ઘણી ધાસ્તી રહે છે; કેમકે કામ ન થાય તેના કરતાં નઠારૂં થાય તેથી ગેરફાયદો થવાનો સંભવ છે.

પૈસા આપવાના કરતાં આશા, મદદ અને હિંમત આપવી એ વધારે સારૂં છે. બીજાનું દુઃખ માથે વ્હોરી લેવું એ કંઇ ખરી મદદ નથી, પરંતુ પોતાનું દુઃખ સહન કરવાની અને સંસારમાં પડતી અડચણો સામે બહાદુરીથી ટક્કર ઝીલવાની તેમનામાં હિમ્મત અને શક્તિ લાવવી એ ઉત્તમ પ્રકારની મદદ છે. સામા માણસને મદદ કરવી એ કંઇ સહેલું કામ નથી, પણ તેમાં શાન્ત પ્રકૃતિ, ડહાપણ, વિવેક અને લાગણીવાળું હૈયું એની જરૂર છે.

સામા માણસનું સંકટ દૂર કરવાની કાળજી રાખવામાં કોઈની સ્વતંત્રતા ખોવાય નહીં એવી આપણે સાવચેતી રાખવી જોઇએ. બીજા માણસોને માટે જે કંઇ કામ કરવામાં આવે છે, તેમાં શરૂઆતની મુશ્કેલી હમેશાં એવી નડે છે કે મદદ મળવાથી તે સામા માણસની કામ કરવાની વૃત્તિ ઘણી કમી થઇ જાય છે અને સ્વતંત્રતાની લાગણી નબળી પડે છે. જે પ્રાણી બીજા ઉપર આધાર રાખે છે તે પરભાગ્યોપજીવી—બીજા ઉપર આશ્રય રાખી જીંદગી ગાળનારા—બની જાય છે. તેટલા માટે બને ત્યાં સુધી સામા માણસને રોટલો આપવો એ જરૂરનું નથી પરંતુ પોતાની મહેનતથી રોટલો પેદા કરે તેવે રસ્તે ચઢાવવાની જરૂર છે; કોઇને પ્રત્યક્ષ મદદ કરવાની નહીં, પણ તે પોતે પોતાની જાતને મદદ કરી શકે એવી રીતની મદદ આપવાની આવશ્યક્તા છે. આવા પ્રસંગે આપણે પોતાને આવો પ્રશ્ન પૂછવો કે મદદ આપવાથી આપણે તે સામા માણસની જવાબદારીનો નાશ કરી નાખીએ છીએ કે તે જવાબદારી માથે વ્હોરી લઇ તેને અનુસરી કામ કરવામાં તેને મદદ કરીએ છીએ. આ સંસાર એવો ગુંચવણવાળો છે અને માણસ એવા પ્રકારની સ્થિતિમાં મૂકાયલો છે કે આપણ દરેકને ઘણે ભાગે આપણા પડોશી ઉપર અવશ્ય

આધાર રાખવો પડે છે; પણ દરેક માણુસ પોતાનું કામ પોતે કરી શકે એવું બનતા સુધી થવું જોઇએ.

આપણું જે કંઇ ધોરણ હોય તેને અનુસરીને બીજાઓ વર્તન રાખે એવી આશા રાખી શકાય નહીં. આપણે તો ફક્ત એટલુંજ કરવાનું છે કે તેમના પોતાના ધોરણ પ્રમાણે ચાલવા સારૂ કેવી રીતના વર્તનથી વધારે લાભ થશે તે સમજવામાં મદદ કરવી અને તેમની પોતાની જાત સુધારણા કરવાના પ્રયાસમાં તેમને ઉત્તેજન આપવું. વગર વિચારે જ્યાં પૈસા અપાયલા છે તે સંબંધી તપાસ કરીશું તો જણાશે કે ઉડાઉ માણસોએ દયાની લાગણી કરતાં પોતાની તસ્દી ઓછી કરવાની ખાતર એવી રીતે પૈસા આપ્યા છે આમ છતાં પણ આખર સરવાળે લોક સમસ્ત માટે કરેલાં કામનો બદલો એની મેળેજ મળે છે. આપણે પોતાને માટે જે કંઇ કામ કરીએ છીએ તેથી આપણને આનંદ થાય છે તેના કરતાં પારકાને માટે કરેલાં કામથી વધારે થાય છે. છેક હલકામાં હલકાં કામ માટે લીધેલો પરિશ્રમ પણ જો તે પારકાને માટે હોય છે તો પવિત્ર જેવો ગણાય છે.

ગમે તેવું હલકુ કામ હોય તોપણ હાથમાં લીધેલું કામ ખરા તનમનથી કરવાનું રાખજો.

સર ટૉમસ મોર કહે છે કે " જે કામ તમે માથે લીધું હોય તે તમારાથી બની શકે તેટલે દરજ્જે સારૂ કરજો અને તેમાંથી મળી શકે તેટલો લાભ પ્રાપ્ત કરજો; જો કે તમારી મરજી હશે તેટલે અંશે લાંબા મુદતના પરિશ્રમ અને રિવાજને લીધે દઢીભૂત થયેલા દુર્ગણો તમે દૂર કરી શકશો નહીં; તોપણ તેવા સબબથી લોક સમસ્તના કલ્યાણનું કામ તમારે છોડી દેવું નહીં કે પડતું મુકવું

નહી; પવન ઉપર તમે અંકુશ રાખી શકતા નથી અને તેને દબાવી શકતા નથી તેથી તોફાનની વચ્ચે વહાણને પડતું મૂકવું એ ખરેખર થશે નહીં.....પણ તમારૂં ચાલે ત્યાંસુધી દરેક કામ ડહાપણથી અને સારી રીતે કરવાનો પ્રયાસ કરો ને તેને માટે જરૂરની હકી કત મેળવો અને જે કામનું પરિણામ તમારાથી સારૂં લાવી શકાય તેવું ન હોય તેના સંબંધમાં તમારે ખાસ જોવું કે તે વધારે બગડે નહીં, કારણ કે સઘળા માણસ સારા ન હોય ત્યાંસુધી બધી બાબતમાં સારૂં પરિણામ આવી શકે તેમ નથી, અને બધા માણસ સારા થાય એવું તો ઘણાં વર્ષ સુધી બનવાનો સંભવ નથી.

તેમ છતાં પણ માણસ પોતાની ફરજ જેમ જેમ વધારે બતાવતા જશે તેમ તેમ સારાં કામ થવાની આપણે વધારે આશા રાખી શકશું તેમજ તે પ્રમાણે વધારે જલદીથી પણ બનશે. ખરેખર આપણે બધા પ્રયત્ન કરીએ તો આપણે કેટલા સુખી થઇશું તે વાત આપણા મનમાં પૂરી ઊતરેલી જ નથી.

આપણે બધા શુરવીરો થઇ શકીએ એમ નથી, તેમજ કોઇ મોટું સાહાસિક કામ કરીને આખી પૃથ્વીને ચમકાવી મૂકીએ એમ નથી. પરંતુ આપણી આખી જીંદગીમાં આપણે સારાં અને માયાળુ કૃત્યો કરી શકીએ એમ છે. ઉમદા માણસને હંમેશાં ઉમદા પ્રકારની સેવા બજાવવાની સવડ છે જ. "+

અંગ્રેજ હોવું એ એક મોટો ખાસ હક છે. વ્યક્તિ તરીકેની સ્વતંત્રતા કોઇ પણ દેશમાં વધારે ભોગવાતી નથી.

+ સી. એ. મેસન.

કાયદા આગળ બધા માણસ એક સરખા છે અપરાધી ઠર્યો નથી ત્યાં સુધી પ્રત્યેક માણસ નિરપરાધી ગણાય છે. એકજ ગુન્હા બદલ કોઇ પણ માણસ ઉપર ફરીથી બીજી વાર કામ ચાલી શકતું નથી.

દરેક મુકર્દમાની તપાસ જાહેરમાં થાય છે અને કેદીને તેના ઉપર આરોપ મૂકનારાઓની સમક્ષ રહેવાનો હક છે.

કોઇ પણ માણસ પોતાનાજ કામમાં ન્યાયધીશ રહી શકતો નથી તેમ કાયદા પ્રમાણે તપાસ થયા વગર શિક્ષા કરી શકતો નથી.

આ પ્રમાણે હક મળેલા છે તો ગમે તેટલો ખરચ થાય અથવા ગમે તેવું જોખમ આવે તોપણ આપણા દેશને માટે કામ કરવું–મહેનત કરવી એ આપણી પવિત્ર ફરજ છે, અને "જે માણસ ભય અથવા મોતની ધાસ્તીથી પોતાના દેશની સેવા બજાવવાનું અગર પોતાની આબરૂ જાળવવાનું છોડી દે છે તે આ દુનિયામાં રહેવાને પાત્રજ નથી કેમકે મોત તો અનિવાર્ય છે–તે ગમે ત્યારે પણ આવવાનુંજ છે અને સદ્ગુણની કીર્તિ અમર છે.' *

પરંતુ આપણા દેશની સેવા બજાવવામાં પ્રમાણમાં ઘણી થોડી જ વખત ભયભરેલી સ્થિતિમાં આપણે આવી પડીએ છીએ. દેશસેવાને માટે ઘણું તો આપણા આરામનો અને ફુરસદના સમયનો થોડોક ભોગ આપવાની જરૂર પડે છે: તેમ ફરજો અને કામને માટે થોડોક વખત ગાળવાનું હોય છે. આવી ફરજો અને કામ શૌર્ય વગરનાં અને કંટાળા ભરેલાં લાગે તોપણ તે કંઇ ઓછાં જરૂરનાં નથી.

* સર એચ. ગિલ્બર્ટ.

લોકહિતનાં જાહેર કામો, જેવાં કે કમિટીઓ, ચુંટણીઓ, સભાઓ, ભાષણો, 'પારિશ'ના કામને લગતી સભાઓ, કાઉન્ટી કાઉન્સીલો–આ બધામાં કંઈ વિલક્ષણતા જોવામાં આવતી નથી; કલ્પનાશક્તિને તે ઝંખવી નાંખતાં નથી કે આપણું લોહી તપાવી આપણને ઉશ્કેરતાં નથી તેમ છતાં પણ સ્વસ્થ રીતે કરેલાં કામોમાં આપેલો મત એ લડાઇના ઝપાટા જેવો છે, અને તે શાન્તિવાળો તથા ખુનરેજી વગરનો હોવાને કારણે કંઇ અસરકારક નથી. આવો મત આપવો એ માણસનો હક નથી પણ તેની ફરજ છે; અને તેવા મત આપવાને આપણે તૈયારી કરવી એ પણ ફરજ છે.

લોકહિતને માટે બિનપગારે કે બિન લવાજમે જે કામ થાય છે તે અર્થો ઉપજાવે તેટલું છે, અને એવી રીતે તેવાં કામો લાંબી મુદત થાઓ એવી સર્વેની ઇચ્છા છે.

આવા શ્રમના ફાયદાના બદલામાં લોકકલ્યાણને અર્થે પોતાને હિસ્સે આવે તેટલી મદદ તો દરેક માણસથી આપી શકાય તેમ નથી, કારણ કે બધા માણસને સરખી ફુરસદ કે તક મળી શકતી નથી, તેમ છતાં પણ લોકહિતનાં કામમાં થોડી પણ મદદ જેના તરફથી આપવામાં આવે નહીં તેને બધા લોકના આટલા બધા શ્રમનો ફાયદો ભોગવવાનો કંઇ હક નથી.

બેકન કહે છે કે, "માણસે પોતાની ખાનગી મિલકતનો ઉપભોગ કરવો એજ તેની હયાતીનો મુખ્ય ઉદ્દેશ છે એવું સમજવાનું નથી." ઘરો અને ખોરાક અને કપડાં એજ ફક્ત જરૂરની ચીજો છે એમ નથી, તેમ વળી ઊંચો ઉદ્દેશ રાખીએ તો તે જરૂરનાં પણ નથી.

છેક ટૂંકી નજરનો અને ઘણોજ સ્વાર્થવાળો પક્ષ તપાસીશું તોપણ આવી રીતે ગાળેલા વખત ગુમાવી દીધેલા ગણવાનો નથી

કેમકે "આપણા પડોશી માટે પ્રેમ, કાર્ય, મદદ અને પરોપકાર કરવાની લાગણી, માણસની ભૂલ સુધારવાની, માણસના મનનો ગભરાટ દૂર કરવાની, અને માણસનાં એકંદર દુઃખ કમી કરવાની ઇચ્છા, આપણે શરૂઆતમાં જોઇ હોય તેના કરતાં દુનિયાને વધારે સારી અને વધારે સુખી હાલતમાં મૂકીને જવાની ઉમદા લાગણી વાળી આકાંક્ષા—આ બધા હેતુ સાંસારિક હેતુ ગણાય છે અને એનાથી પારકાનું સુખ વધે છે એટલુંજ નહીં, પણ આપણું પોતાનું સુખ પણ વધે છે"+

બિશપ બટલરે કહ્યું છે કે, "આ જીંદગીમાં કેટલાંક સુખ એવાં છે કે જે આપણે બીજાં બધાં માણસો સાથે ભોગવીએ છીએ. શાન્તિ, આબાદી, સ્વતંત્રતા, આરોગ્યદાયક ઋતુઓ, પરંતુ આપણા દેશી બંધુઓ પ્રત્યે પરોપકાર ખરેખરો કરવામાં આવે તો સામાન્ય હિતનો જે ખરો ભાવાર્થ છે તેનો ખ્યાલ આપણને આવશે; કેમકે જેટલે અંશે આપણે એક બીજાને ચાહીએ, તેટલે અંશે સામા માણસના હિત, આનંદ અને શોખના આપણે ભાગીઆ થઇએ છીએ. પોતાની જાત પ્રત્યે પ્રેમને લીધે આપણા પોતાના હિતના વિચાર આપણને આવે છે; આપણાં પાડોશી માટેના સ્નેહને લીધે તેનું ભલું અને કલ્યાણ થાય છે તેનો ઉપયોગ કરવાનું અને તેના સુખમાં આપણો ભાગ ખરો છે. એવું વિચારવાનું આપણે શીખીએ છીએ. આ પ્રમાણે હોવાથી આપણા દેશી બંધુઓના હિતનું રક્ષણ કરવાને અને તેની સંભાળ રાખવાને સારૂ આપણા પોતાના અંતઃકરણમાં પરોપકારનો નિયમ હિમાયતી તરીકે થશે."

+ આર્નોલ્ડકૃત કલ્ચર એન્ડ એનાર્કી (કેળવણી અને અંધાધુંધી).

લોકહિતનાં જાહેર કામોમાં આપણે જે વખત ગાળીએ તેનો ભોગ આપ્યા જેવોજ ગણવાનો નથી. તેનો બદલો તેથી થતાં કામમાંથીજ મળી જાય છે. આપણે

"કલ્યાણ કરવાનો શોખ શીખીએ છીએ."[1]

"આપણા ખાનગી હિતને લોકની સામાન્ય જીંદગીનાં વધારે મહત્ત્વના હિતમાં કેટલેક દરજ્જે સમાવી દીધાં છે. એ કસોટીના સમયમાં ઘણી મોટી વાત થઇ પડે છે,"[2]

દરેક માણસ ધારે તો શૂરો પુરૂષ અને ઉત્તમ સ્વદેશાભિમાની થઇ શકે; પોતાના દેશી બંધુઓને વધારે આરોગ્યદાયક, વધારે સુખી, અને વધારે સારી જીંદગી ગાળવામાં મદદ કરવા સારૂ ને તેમના લાભની ખાતર થતી હીલચાલો પૈકી થોડીક પણ હીલચાલમાં દરેક માણસ ભાગ લઇ શકે એમ છે.

આ પ્રમાણે વર્તન રાખવાથીજ તમે નીચેનો પ્રશ્ન, કે જે વહેલો મોડો તમે પોતાને પુછ્યા વગર રહેનાર નથી, તેનો સંતોષકારક ઉત્તર આપી શકશોઃ—

> "ખીલતી જુવાનીના કિમ્મતી વખતથી તે
> જીંદગીના મધ્યભાગ સુધીમાં ન્યાય અને સત્યને
> માટે, ઇશ્વર અને મનુષ્યને માટે તેં કયું ઉપ-
> યોગી કામ કર્યું છે!"[3]

---

૧. ગોલ્ડસ્મિથ. ૨. હોસફોલ. ૩. વિહટીઅર.

## પ્રકરણ ૧૨ મું.

### સાંસારિક જીંદગી.

દરેક અંગ્રેજનું મકાન-વાસ-તેનો કિલ્લો છે એવું અભિમાન આપણે રાખીએ છીએ. પરંતુ તેના કરતાં તે વધારે હોવું જોઇએ; તે તેનું ઘરજ હોવું જોઇએ. કાયદાની રૂએ તે પોતે તેને કિલ્લો ગણવાનો હક ધરાવે છે, ને તેને ખરૂં ઘર બનાવવું એ તો તેના પોતાનાજ હાથમાં છે.

'ઘર' શાથી બને છે? પ્રીતિ, દાઝ અને વિશ્વાસ એ ત્રણ વડે ઘર બને છે. બાલ્યાવસ્થાની યાદ રહેલી વસ્તુઓ, માબાપની મમતા ને ઉપકાર, જુવાનીની મોટી આશાઓ, બહેનોનું અભિમાન, ભાઇઓની દાઝ અને સહાયતા, પરસ્પર વિશ્વાસ, બધાની સામાન્ય આશાઓ, હિત અને શોક, આ બધાંવડે ઘર બંધાય છે ને તે પવિત્ર થાય છે.

પ્રીતિ વગરનો વાસ ગમે તો કિલ્લો હોય કે ગમે તો મહેલ હોય, પરંતુ ઘર તો નથી; પ્રીતિ એ ખરા ઘરનું ચૈતન્ય છે. "જેમ આત્મા વગરનું શરીર એ માણસ નથી તેમ પ્રીતિ વગરનું ઘર એ ઘર નથી."

> " જે આનંદી સ્વભાવનો હોય છે તેને હમેશાંજ ચેનબાજી છે. મોટા ખજાનાની સાથે દુઃખનો બોજો હોય, તેના કરતાં ઇશ્વરની સતત બ્હીક સહિત થોડું મળ્યું હોય તે વધારે સારૂં છે.

તિરસ્કાર સહિત મિષ્ટાન્ન જમવાનાં હોય તેના
કરતાં હેતભાવથી આપેલો ભાજીપાલો ખાવો એ
સારૂં છે. ... ... ... ...
નિવૃત્તિ સાથે સુકો રોટલો ખાવો એ સારૂં છે,
પરંતુ કજીઆ કંકાસરૂપ યજ્ઞો થતા હોય તેવું
ઘર ખોટું છે. ''*

ઘર એ સર્વ શક્તિમાનની અથવા રાજાની અપાર સત્તાથી બચાવ કરવાના આશ્રમનો કિલ્લો એમ ગણીને નહીં, પણ સંસારની ચિંતા અને કાળજીથી દૂર રહેવાના કિલ્લા તરીકે તે છે તેથી હાલમાં આપણે ઘરને ઉત્કૃષ્ટ માનીએ છીએ તેમજ દુનિયાની મુસાફરીમાં તોફાન ને ઝપાટા લાગે છે તેમાંથી આરામ લેવાના સ્થાન તરીકે તે છે. માણસની કારકીર્દિ ગમે તેની ફતેહમંદી વાળી હશે તોપણ તેને આવો સમય આવે છે, અને ફક્ત આબાદીને લીધે સુખ કે શાન્તિ મળી શકતી નથી.

માણસ જાતે એકલો રહી શકે તેવી પ્રકૃતિનો તેને સરજાવેલો નથી. ઇડનના બાગમાં પણ તે એકલો રહી શકે તેમ નહોતું તેનું મન પોતાના ઘર તરફજ લાગેલું હોવું જોઈએ; પરંતુ ઘરની બહાર તેને કામ હોય તે સારૂં છે. આપણે આખો વખત સંસાર મંડળમાં ફક્ત રહીએ તેવું નિર્માણ થયું નથી તેમજ આખો વખત એકાંતવાસમાં રહી શકીએ તેમ નથી. સંસારમંડળ અને એકાંત વાસ, એ બન્ને સારાં છે; હું કહું છું કે તે બન્ને જરૂરનાં છે.

કુદરતનું સૌન્દર્ય એ હમેશાં આનંદ આપનારૂં છે, પરંતુ અંતઃકરણમાં પ્રકાશ થયો ન હોય તો આકાશમાંનો પ્રકાશ કંઇ ઉપયોગનો નથી.

* પ્રોવર્બ્સ (કહેવતો).

આપણા કુટુંબપ્રત્યે આપણામાં પ્રીતિ અને પૂજ્યભાવના વિચાર હોવા જોઇએ. સુધારાનું તે મૂળ તથા પાયો છે. તે સર્વ ઉત્તમ વસ્તુની શિક્ષણ આપનારી શાળા હોવાથી આપણી ઉમદામાં ઉમદા લાગણીઓ અને ઉચ્ચ પ્રકારની પ્રકૃતિની સહાયતા તે માગે છે. બીજા માણસને સુખી કરવા એ સિવાય દેવદૂતો શું વધારે કરી શકે એમ છે?

તમારૂં ઘર ગમે તેવું નાનું, કદરૂપુ, શરીરવાળું, અનુકૂળતા વગરનું ગમે તેવું હો, પરંતુ તમારૂં સ્થાન અને તમારી ફરજ તેમાં રહેલાં છે; અને આમાં જેમ મુશીબતો અને અડચણો વધારે પડશે તેમ તેનો બદલો પણ વધારે કિમ્મતી મળશે.

પજવણી અને અન્યાય થાય તે ધીરજ રાખી સહન કરવાં એ ઘણી મહેનતના કામ કરતાં પણ વધારે મુશ્કેલ છે; પૈસા વખત અથવા શ્રમનો ભોગ આપવા કરતાં પણ આવો સજીવન ભોગ આપવો એ વધારે વિકટ કામ છે.

સામા માણસને દુઃખી કરવાની ઇચ્છા તો થોડાકજ માણસની હોય છે અને તે થોડા માણસ આ હું લખું છું તે વાંચે એવો સંભવ નથી પણ એવો સંભવ છે કે એકંદરે જોતાં માયા મમતાના અભાવના કરતાં વિચારના અગર યુક્તિ પ્રયુક્તિના અભાવને લીધે વધારે દુઃખ ઉત્પન્ન થાય છે, દરેક માણસને ખુશમીજાજ રાખી હાસ્યવદનથી, માયાળુ શબ્દોથી અને તેને સારૂં લાગે તેવી રીતે આવકાર આપો અને મળો. આપણાં સગાંવહાલાં હોય તેમના પર હેત રાખવું એટલું બસ નથી. આપણે ટેવ રાખીએ છીએ એવું આપણે બતાવવું જોઇએ, જેમને આપણે ઘણાજ ચાહીએ છીએ અને જેમને મદદ કરવાની આપણે ઘણીજ ઇચ્છા રાખીએ છીએ તેમને ખોટું લાગે અગર તેમનું મન દુભાય એવું કામ

આપણે ઘણાખરા ફક્ત અજાણતાં કે અવિચારથી કે અણસમજથી કરીએ છીએ.

ઉત્તેજનના બે બોલથી આપણને કેટલી બધી મદદ મળે છે અને કેટલો બધો ઉત્સાહ વધે છે તે આપણે બધા આપણા પોતાના અનુભવથી જાણીએ છીએ.

લોર્ડ ચેસ્ટર્ફીલ્ડ કહે છે કે, " મને ઘણીવાર એવું લાગ્યું છે અને હજી પણ લાગે છે કે સામા માણસ પર ચાહાના કેવી રીતે રાખવી અને તેની સાથે કેવી રીતે અંટસ રાખવો એ બાબત સામાન્ય રીતે લોકો ઘણી થોડી સમજે છે. જેમને તેઓ ચાહે છે તેમને ભૂલ ભરેલી છૂટથી અગર તેમના દોષ સંબંધી અજ્ઞાનપણાથી ને ઘણીકવાર તેમનો દોષ હોય તોપણ તેમનો પક્ષ ખેંચવાથી નુકસાન કરે છે. કોઇ માણસને માટે પોતાને દ્વેષ હોય છે તો કવખતે ગુસ્સો બતાવી તથા તપી જઇને પોતાને જ નુકસાન કરે છે."

માંહોમાંહે મિત્રોમાં પણ આપણી જીંદગીનું વળણ અળગાપણા તરફ રહે છે, એક બીજાના સંબંધમાં હાડકાં રૂપી તુરંગના સળીઆની અંદરથી ચામડી રૂપી પડદાની પાછળ કેદમાં પૂરાયલા હોઇએ તેવી રીતે આપણે જાણે જૂદા જૂદા ટાપુઓ ઉપર વસીએ છીએ. "+

આપણે આપણા મિત્રોના અથવા આપણા સગાંવહાલાંના પણ, ખરા ગુણદોષ કેટલા કમી જાણીએ છીએ ? એકજ કુટુંબના માણસો પણ એક બીજાથી જાણે વ્યવહારમાં અળગા રહેતા હોય તેમ ઘણી વાર બને છે. સમાન્તર લીટીમાં જાણે તેમના વિચાર ચાલે છે, પણ તે કદી પણ મળતા નથી; તેમનાં મન એક બીજા સાથે ખરેખરાં મળેલાં હોતાં નથી.

+ જીન પોલ રીકટર.

મુલાકાતોમાં આપણે હવા, પાક, નવીન-નવલ ગ્રંથ, રાજનીતિ, આપણા પડોશીઓની તબિયત અને તેમની ભૂલો એવી નાની મોટી અનેક બાબતો કે જેનો આપણા ખરા ઘરસંસાર સાથે કંઇ સંબંધ નથી તેને લગતી વાતો કરીએ છીએ. ખરેખર જેમ વિષય નજીવો અને ઓછી અગત્યનો તેમ તે ઉપર ચર્ચા વધારે થાય છે; અને જે માણસોને કહેવાનું કંઈજ નથી હોતું તેઓજ ઘણીવાર વધારે વાતો કરતા જણાય છે

વાતચિત એ એક અગત્યની કળા છે એવું થોડાજ માણુસ સમજે છે. કોઇ પણ કુટુંબમાં ખરેખરો સંપ હોવાને સારૂ, અને તેમાં પરસ્પર દાઝ અને લાગણી હોવાને માટે ફક્ત હેતની કે સારા વિચાર અને સદ્ભાવનીજ જરૂર નથી, પણ એક બીજાના વિચાર જણાવવા અને કઢાવવાને માટે એક સરખી પ્રકૃત્તિ અને શક્તિની જરૂર છે. સામા માણુસ તમને ગમ્મત આપી શકે એમ ન હોય તો તમારે તેમને ગમ્મત આપવાનો યત્ન કરવો જોઈએ.

મનમાં જે આવે છે તે કહી દેવામાં દરેક માણુસ ઘણી વાર અભિમાન રાખે છે. બેશક દરેક જણે સત્યવાદી અને નિખાલસ મનના થવું જોઇએ; પરંતુ વાતચિત એ બીજી વસ્તુઓના જેવી ગણવી જોઇએ, અને તે આપણુને ગમ્મત આપનારી થાય એવી ઇચ્છા રાખતા હોઇએ તો તેને માટે આપણે થોડો પણ પ્રયાસ કરવો જોઇએ.

ઘર સુખી અને આનંદી કરવાને આપણે બધા ઘણું કરી શકીએ એમ છે.

" મનુષ્ય પ્રાણીને પુષ્કળ સંપત્તિ આપી તેમનું કલ્યાણ કરવું અથવા તેમને સત્તા આપવી અગર આરોગ્ય કાયમ રહે તેમ કરવું એ આપણા હાથમાં

નથી; પણ સામા માણસને જરૂરની ચીજો આપી તેને
આરામ આપવાની શક્તિ રૂપી બક્ષિસ ઇશ્વરે દરેકને
આપેલી છે; ખુશામત તથા ખાલી વખાણ નહીં કરતાં
ધીરજ રાખી હેત બતાવી તેમનું કામ કરવાની શક્તિ
પણ આપેલી છે. "[1]

"તામસી સ્વભાવવાળો માણસ બેશક સામા માણસના કરતાં પોતાથીજ વધારે શિક્ષા કરે છે."[2]

આ પ્રમાણે સામા માણસોને હમેશાં ચીઢીને તથા
પોતે હમેશાં ચીઢાઈ જઇને, નારાજ થવુ એજ આનંદ
તેને માટે રહે છે."[3]

અને કોઇ વખત પણ તે ખુશ થતો નથી તેથી તે કદી સુખી પણ થતો નથી; પણ આની સાથે બીજાઓને પણ દુઃખી કરે તેવાં કૃત્યો તેના તરફથી થાય છે એમાં શક નથી. આપણી આસપાસ આવેલા લોકોને સુખી કરવાને સારૂ કંઇ મોટો ભોગ આપવો પડતો નથી, તેમ ફક્ત સારો ભાવ રાખવો એટલું બસ નથી; પરંતુ કળ-વિકળ, અભ્યાસ અને મહાવરાની એમાં જરૂર છે. કોઇ પણ કામ સારૂં કે નરસું કરવાને સારૂ મહાવરો રાખવો જોઇએ.

માયાળુ અને દાઝ દાખવનારી રીત રાખવાથી ચમત્કારિક લાભ થાય છે. એક જૂની કહેવત એવી છે કે 'રીતભાત એજ માણસ બનાવે છે,' અને બેશક આ તો ખરૂં છે કે ઘણાં માણસ પોતાની રીતભાતથી સારી સ્થિતિએ પહોંચી શક્યા છે, અને ઘણા માણસ રીતભાત નહીં સમજવાથી પાયમાલ થાય છે. ઇંગ્લન્ડના પ્રાઇમ

૧ હેન્રી મોર. ૨ હિંદુસ્તાનીમાં કહેવત છે કે, "આપકો રોષ આપકું ખાય, ને આપકી નમ્રતા પરકું ખાય." લા. ક. ૩ પોપ.

મિનિસ્ટર (મુખ્ય પ્રધાન) પોતાની કેબિનેટ (પ્રધાનમંડળ) નક્કી કરે છે તે વખતે પણ તે ડાહ્યા અથવા સારા વક્તા અથવા કાબેલ અથવા સારી ચાલના માણસો હોય તેવાજ જોઇને પસંદ કરતા નથી પણ આ ગુણોની સાથે સારી રીતભાત જેમનામાં હોય તેવા અને બીજાઓ સાથે સારી રીતે હળીમળીને કામ કરી શકે તેવા માણસોને પસંદ કરે છે.

કઠોરતા એ કંઇ માણસનું બળ કહેવાય નહીં; એ તો ઘણી વાર નબળાઇ છુપાવવાના પડદા રૂપ છે.

"કૅાનકૅાર્ડ (એકરાગતા) અને ડિસકૅાર્ડ (બેસુરપણું) એ શબ્દો ગાયનના સ્વરમેળ ઉપરથી તેની સાથે સંબંધ ધરાવતા ગણવામાં આવે છે. ખરૂં જોતાં એ શબ્દોનો વધારે ઉંડો અર્થ છે —એટલે અંતઃકરણોનો મેળાપ અથવા અણબનાવ એ અર્થ તેના મૂળ ઉપરથી નીકળે છે." ૧

વળી કોઇને ચૂક માટે ઠપકો આપવાનો હોય તો તેમાં માયાનો ભાવ દર્શાવવા તેમ કરજો; બાળકોને માટે તો આ વાત ધ્યાનમાં રાખવાની છે; કેમકે "બાળકનું નાનકડું ઘોડીયું માણસના તારારૂપી સ્વર્ગના કરતાં વધારે સહેલાઇથી અંધકારમય થઇ જાય છે."૨ એમ કહેવાય છે કે રયુબન્સ એક ક્ષણમાં હસતા બાળકને રડાવી શકતો હતો. સંસારમાં આપણે બધા આ પ્રમાણે કરી શકીએ એમ છે. એક શબ્દ માત્ર આને માટે બસ છે. દરેક પ્રસંગે

"નમ્રતાથી બોલો! અંતઃકરણના ઉંડા કુવામાં
નાંખેલી આ એક નાની વસ્તુ છે; આને લીધે જે

૧ સર એચ. મેક્વેલનું મેરીડીયાના. ૨ જીન પોલ રિકટર

લાભ, જે આનંદ થાય છે તે તો ભવિષ્યના અનંત કાળમાં જણાશે. "[૧]

વળી એકલા બોલાવીને ઠપકો આપવો અને જાહેરમાં વખાણ કરવાં એ નિયમ ઘણો સારો છે. એકાંતમાં જે કહેવામાં આવે તે વધારે સારા ભાવથી ગ્રહણ કરવામાં આવશે. દયાની લાગણીથી કહેવામાં આવે છે એમ સમજાશે, અને તેની અસર ખરેખરી વધારે થશે; તેમ જાહેરમાં વખાણ કરવામાં આવેથી ઘણું વધારે ઉત્તેજન મળે છે અને તે વધારે કિમ્મતી બદલો છે એવું સમજવામાં આવે છે.

આ બધા કરતાં વધારે અગત્યનું ધોરણ એ છે કે સામા માણસનો દોષ બતાવવાનો હોય તો તેમ કરવાને તમે દિલગીર છો એવો ભાસ થાય તેવી રીતે ગંભીરતાથી દોષ બતાવો; તમારાથી બને ત્યાં સુધી ગુસ્સો કે પડેલો ત્રાસ કદી પણ બતાવશો નહીં. આર્કિટાસે પોતાના ગુલામને કહ્યું હતું કે 'હું ગુસ્સે થયેલો નહીં હોત તો હું તને શિક્ષા કરત.' જો તમને ગુસ્સો આવી ગયો હોય તો કંઇ પણ બોલતા પહેલાં તમારે જરા વાર થોભવું અને વિચાર કરવો. મેથ્યુ આર્નોલ્ડના કહેવા પ્રમાણે ઉત્તમમાં ઉત્તમ કેળવણીનાં લક્ષણ નીચેનાં છેઃ—"તેની અખૂટ છૂટ, આસપાસની હકીકતોનો વિચાર, માણસના સંબંધમાં દયાની વૃત્તિવાળા ન્યાયની સાથે કૃત્યોનો સખ્ત ન્યાય."

મોત સર્વને ટૂંક મુદતમાં એક સરખા કરશે, મોત પગને તળિયે છે એવું હમેશાં ધ્યાનમાં રાખજો, અને દરેક માણસની સાથે ગૃહસ્થને છાજે એવી રીતે સહેલાઈથી વર્તજો.

---

૧ ગ્રેન્સફોર્ડ.

તમારાથી બને ત્યાં સુધી ગુસ્સો કરીને તમારા મિત્રથી છૂટા પડશો નહીં, તેમ તેને અભાવ થયો હોય તેવી સ્થિતિમાં તેનાથી છૂટા પડશો નહીં. હમેશાં યાદ રાખજો કે છુટા પડયાનો ગમે તે પ્રસંગ કદાચ છેવટનો નિવડશે.

કેટલાક શબ્દો સૂર્યનાં કિરણ જેવા છે, ને કેટલાક આંકડાવાળા તીર જેવા અગર સર્પદંશ જેવા હોય છે. સખત શબ્દોનો ઘા આટલો બધો ઉંડો હોય છે તો માયાળુ શબ્દો કેટલો બધો આનંદ આપનારા હોવા જોઇએ ?

જ્યોર્જ હર્બર્ટે કહ્યું છે કે સારા શબ્દો વાપરવામાં ખરચ થોડો થાય છે, અને કિમ્મત ઘણી ગણાય છે.'' × કેમકે

"અમુક નિશાન તાકયા વગર મારેલાં તીર અણધારી જગ્યાએ વાગે છે ! અને ગમે તેમ બોલેલા ઘણાક શબ્દો ઘા લાગેલા આંતઃકરણને રૂઝવે છે અગર તે ઘા વધારે ઊંડો કરે છે."

વળી બોલવાની પણ હમેશાં જરૂર જ પડે છે એમ કંઈ નથી. એવું કહેવામાં આવે છે કે ક્રાઇસ્ટની માગણી પીટરે કબૂલ નહીં રાખેલી તે વખતે 'ક્રાઇસ્ટ પીટરની સામે ટગર ટગર જોઈ રહ્યા હતા.' આ ઠપકો આપનારી નજરજ બસ હતી, કેમકે પીટર તુરત બહાર ગયો અને ઘણુંજ રડયો.

એકી નજરથી જોવાથી દુઃખદાયક લાગણી થાય છે એ વાત જેવી ખરી છે તેવીજ રીતે માયાળુ દૃષ્ટિથી ઘણીવાર સામા માણુ-

× '**वचनेऽपि किं दरिद्रता ।**' 'તમે' અને 'આપ' એ શબ્દોમાં અક્ષર સરખા છે તો જરૂર પડે ત્યાં 'આપ' વાપરવા । અડચણ છે !

સનું અંતઃકરણ હર્ષથી ઊછળે છે. લાંબી મુદતના વિયોગ પછી જે ખરા ભાવના આવકારની આપણે આશા રાખીએ છીએ તેને માટે આપણે કેટલા બધા આતુર હોઇએ છીએ, અને સવારના પહોરની મુલાકાત વખતે ગમે તેવો ગમગીની ભરેલો દિવસ હોય તોપણ તે માયાભાવવાળા હાસ્યથી આનંદમાં જાય છે.

ઘણા શરમાળ થશો નહીં. તમારો સ્નેહ બતાવવામાં બ્હીક રાખશો નહીં. બહારની મમતા ન બતાવો તો અંદરની ચાહના કંઇ બસ નથી. મમતાવાળા અને નમ્ર, વિચારશીળ અને માયાળુ થાઓ. સામા માણસનું કામ કરવાથી જે મદદ થાય છે તેના કરતાં દાઝ રાખવાથી તેને વધારે મદદ મળે છે. સ્નેહ એ પૈસા કરતાં પણ વધારે છે, અને એક માયાળુ શબ્દ કોઇ બક્ષિસ આપેલી વસ્તુના કરતાં વધારે આનંદ આપે છે.

તમે ચિત્રકાર શાથી થયા એવો પ્રશ્ન બેન્જામિન વેસ્ટને પૂછવામાં આવેલો ત્યારે તેના ઉત્તરમાં તેણે કહેલું કે "મારી માતુશ્રીની બચીથી". કોન્ફ્યુશિયસે કહ્યું છે કે "ઘરની ફરજો ખરેખર બજાવવામાં આવતી હોય તો હોમ હવન કરવાને સારૂ લાંબે દૂર સુધી જવાની શી જરૂર રહે છે?"

"મિત્રો એ સંસારમાં ઘણુંજ કિંમતી અને ઘણુંજ સુંદર સાહિત્ય છે," માટે તેમની પસંદગી કરવામાં ઘણા સાવધ રહેજો. જ્યોર્જ હર્બર્ટ કહે છે કે, "સારાઓની સોબત રાખજો, એટલે તમે પણ તેમાંના એક ગણાશો." એક સ્પેનિશ ભાષાની કહેવત એવી છે કે "તમે કોની સાથે રહો છો તે મને જણાવો, એટલે તમે કોણ છો—કેવા છો—એ હું તમને કહીશ." જે માણસ

૧ સીસેરો.

પોતાનો જ સારો મિત્ર નથી તે બીજાનો એવો થાય એવો સંભવ નથી

> "સારી પસંદગીથી કરેલી મિત્રાચારી, જે એક ઉમદા સદ્‌ગુણ છે, તે આપણા બધા આનંદને બમણા કરે છે, અને આપણાં બધાં દુઃખ અધીઅર્ધ કમી કરી નાખે છે."[1]

સ્ત્રીમિત્રોની પસંદગી પણ ઘણા ડહાપણથી કરવાની એટલીજ જરૂર છે. સોલોમનના સમયથી મોહક સ્ત્રીઓના ફાંસામાં સપડાઇને અનેક સુજ્ઞ પુરૂષો પાયમાલ થઇ ગયા છે.

**લીલી** કહે છે કે "મિત્રાચારી એ મનુષ્યની જીંદગીમાં એક રત્ન રૂપ છે," અને મિત્ર વગરનો માણસ ઘણી દયાને પાત્ર છે, કારણ કે તે ન હોવાના ખાસ કારણમાં ઘણું કરીને તેનો પોતાનોજ દોષ હોય છે.

કેબલ કહે છે તે પ્રમાણે, "આપણે બધાએ એકલા અને અળગા રહેવું જોઇએ એવું કંઇ જરૂરનું હોય નહીંજ." બેશક કેટલીકવાર એકલા રહેવાની છૂટ હોય તો તે સારૂં છે, કેમકે તમારા પાડોશીથી તમે કદી પણ દૂર થઈ શકો નહીં તો તેને માટે તમારા મનમાં જોઇએ તેવું હેત આવતું નથી.

તમને ફરિયાદ કરવાનું કારણ છે એવું વખતોવખત તમારા મનમાં આવશે એમ ઘણે ભાગે બને એવો સંભવ છે. આ પ્રમાણે થાય તો તમે ધૈર્યવાન અને વિવેકી થજો. આવે પ્રસંગે તમારા મિત્રના વિચારને ધોરણે વિચાર કરજો. કંઇ પણ કામ ઉતાવળા થઇને કરશો નહીં, કુદરત તે પ્રમાણે કદી કરતી નથી, જૂની કહેવત

૧ રેનડામ.

પ્રમાણે 'ઉતાવળા સો બાવરા ઓર ધીરા સો ગંભીર.' 'ઉતાવળી સાત ફેરા પાછી ફરે.' જેમ વધારે ઉતાવળ કરવામાં આવે તેમ આગળ વધવામાં વધારે ઢીલ થાય છે. ગમે તેમ હો પણ લડાઇ વ્હોરવામાં તો ઉતાવળ કદી કરશોજ નહીં. ફરી ફરીને આ બાબતનો વિચાર કરવો. વિચાર કરવાને જોઇએ એટલો અવકાશ લો. રાતના સુતા પહેલાં કોઇ પણ બાબતના સંબંધમાં તમે ગમે તેટલા ગુસ્સે થયલા હશો તોપણ સવારમાં તે બાબત તમને જુદાજ રૂપમાં સમજાશે.

જો તમે કોઇને ઘણોજ કાબેલિયતવાળો અને મુદ્દાસર પણ તેને હાડોહાડ લાગે તેવો કાગળ લખ્યો હોય તો બીજા દિવસ સુધી તે રહેવા દેજો; આમ થવાથી વિચાર કરવા વખત મળવાને લીધે આવો કાગળ તેમના તરફ મોકલવાનુંજ તમને મન થશે નહીં.

જેમ બને તેમ સારામાં સારા માણસની મિત્રાચારી કરજો. નઠારો મિત્ર હોય તેના કરતાં સમુળગો મિત્રજ ન હોય તે સારૂં.

> "દુષ્ટ માણસના અને નઠારા માણસના રસ્તામાં કદી આવી પડશો નહીં. તે રસ્તાથી દૂર રહેજો, તે રસ્તે જતા નહીં; ત્યાં આગળથી પાછા ફરી જજો; કેમકે કંઇ પણ નઠારૂં કામ કર્યા વગર તેમને ઉંઘ આવતી નથી; અને કોઇને પાયમાલ કરે નહીં ત્યાં સુધી તેમની ઉંઘ ઉડી ગયલી હોય છે; કારણ તેઓ દુષ્ટ કામો કરી રોટલો ખાય છે, અને જુલમ રૂપી-દારૂ પીએ છે, પરંતુ ન્યાયી માણસોનો રસ્તો ચકચકતા પ્રકાશના જેવો છે; આનો પ્રકાશ વધતોજ જાય છે અને દિવસના અજવાળા જેવો થઇ રહે છે."*

* કહેવતો (પ્રોવર્બ્સ).

પણ દુષ્ટ અને મૂર્ખ માણસની દોસ્તી કરવી એ જો કે મોટી ભૂલ છે, તોપણ તેવા માણસને પોતાના દુશ્મન કરવા એ ખોટું છે, કારણ કે તેની સંખ્યા ઘણી મોટી છે.

લોકોએ ચુટકા રૂપે કહ્યું છે કે 'ભેટ નજરાણાથી ગેરહાજર માણસ માટે સ્નેહ વધે છે,' પરંતુ ઉપકાર, ધૈર્ય અને બીજાના દુઃખની દાઝ એનાથી વધારે સારી અસર થાય છે.

તમારી શક્તિ પ્રમાણે જે કંઇ તમે આપી શકો તે તમારા મિત્રો વાજબી રીતે માગી શકે, પરંતુ તેમને ઉછીતા રૂપિયા આપવાની માગણી કરવાનો તેમનો હક નથી.

શેક્સપીઅર કહે છે કેઃ—

"નાણાં લેનાર કે નાણાં ધીરનાર કદી પણ થશો નહીં; કેમકે ઉછીના પૈસા આપવાથી ઘણી વાર પૈસા તેમજ મિત્ર ગુમાવવાનું થાય છે, અને ઉછીતા લેવાથી કરકસરથી સંસાર ચલાવવાનું બની શકતું નથી."

વળી સોલોમન કહે છે કેઃ—

"પારકા માણસ માટે જે જામીન થાય છે તેને હમેશાં ઘણું સાલે છે; પણ જે જામીન થવાને ધિક્કારે છે તેને ઘણી નિવૃત્તિ રહે છે."[1]

મિત્રો તમને ઘણાક સંકટમાંથી બચાવશે અને અનેક દુઃખોથી દૂર કરશે. ઓગસ્ટસને તેની દીકરી જુલિઆએ શરમમાં નાખેલો તે વખતે તે બોલ્યો હતો કે "મારા મિત્રો એગ્રિપ્પા અગર મીસિનાસ હયાત હોય તો આ પ્રમાણેની સ્થિતિમાં હું આવી પડતે નહીં."

1 આપણામાં પણ કહેવત છે કે 'જામીન ન હોઇએ, ધરમ દીજીએ.

વળી જેની સાથે તમને સારી મિત્રાચારી થઇ હોય તેમની દોસ્તી કાયમ રાખજો.

"જે માણસો તારા મિત્રો હોય, અને જે ખરા મિત્ર છે એવી ખાતરી થઈ હોય, તેમને તારા આત્મા સમાન ગણુ અને લોખંડના પાટાથી બંધાયલા જેવા રાખ."[1]

તમારા મિત્રોને નજીવું સરખું પણ ફરિયાદ કરવાનું કારણ આપશો નહીં.

મોત તમને અને તેમને છુટા પાડશે, તોપણ તેમને ફરીથી મળવાની આશા રહે છે. તેમની ખોટ આપણને લાગશે તે પૂરી તો પડવાની નથી; તેમ છતાં પણ

"દર વર્ષે આપણે મિત્રો ગુમાવતા જઇએ છીએ તેમ તેમ સ્વર્ગમાં આપણા સહવાસીઓની સંખ્યાનો વધારો થતો જાય છે, તેનો વિશ્વાસ પડવાથી વિચાર કરવો એ પ્રિય લાગે છે."[2]

સંસારમાં બધા કરતાં અગત્યની બાબત લગ્નની છે. પ્યાર એ આખી કુદરતને સુંદર બનાવે છે અને ઉત્તેજિત કરે છે. તે આ પૃથ્વીના કીડાને આકાશી પતંગીયું બનાવે છે, વસંતઋતુમાં પીછાંઓને ચિત્રે છે, આગિયાના દીવાને પ્રકાશિત કરે છે, પક્ષીઓને ગીત ગાવાને ઉશ્કેરે છે, અને કવિને સારાં કવિતા બનાવવા ઉત્તેજન આપે છે, નિર્જીવ કુદરતને પણ આ મોહિની લાગી હોય એવું જણાઇ આવે છે, અને ફુલો ઘણા સુંદર રંગો સહિત ખીલી રહે છે.

સાઇમોનિડિસ કહે છે કે "માણસને સારી સ્ત્રી હોવી એના કરતાં વધારે મોટું સુખ કંઈ નથી, અથવા કર્કશા સ્ત્રી હોવી એના

૧ શેક્સપીઅર. ૨ કેબલ.

કરતાં વધારે ભારે સંકટ નથી."

"ભર ચોમાસાના દિવસોમાં વરસાદ સતત પડયાજ કરે તે અને કજીયાખોર સ્ત્રી એ બે સરખાં છે."[1]

"એક વિશાળ ઘરમાં કચકચ કરતી સ્ત્રી સાથે રહેવું એના કરતાં ઘરના કાતરિયામાં એક ખૂણામાં વસવું એ વધારે સારૂં છે."[2]

સ્ત્રી કેવી પસંદ કરવી એના સંબંધમાં ઘણી ઉપયોગી સલાહ આપવાનું કામ કંઇ સહેલું નથી. આના સંબંધમાં કેટલાક વિચારો તો ખરેખર એની મેળે સમજાય તેવા છે. ઘણી નાની ઉંમરે પરણવું એ સારૂં નથી. બે નાનાં બાળકને પરણાવવાં એ તો સર એચ. ટેલરના કહેવા પ્રમાણે "વટાણાના એક છોડને ટેકા માટે બીજો મૂકયા બરાબર છે." પૈસાની ખાતર પરણતા નહીં, તેમજ પાસે પૈસા ન હોય તોપણ પરણતા નહી. જે લોકો પૈસાની ખાતરજ પરણે છે તેઓ "પોતાની જીંદગીમાં પરણવાનો સંતોષ અને ડહાપણવાળું સુખ એ બેના કરતાં પૈસાની કિમ્મત વધારે ગણીને, પોતે પણ પૈસા કરતાં ઓછી કિમ્મતના --કમી અગત્યના છે એવું બતાવી આપે છે. પરણવાથી જે પૈસા અને જે દુઃખ તેમને મળે છે તે બેનો હિસાબ કરે છે ત્યારે તે બધા પૈસા આપીને પોતાની વેચેલી જીંદગી પાછી ખરીદ કરે છે ત્યારે તે બધા ખુશી હોય છે."

કોઇ સુંદર, સાદા, આનંદી અને નિશ્ચિંત મનવાળા પ્રાણીરૂપી અલંકાર વધવાથી તમારી લગ્ન કરેલી જીંદગી તમે પોતે એકલા હો તેવાજ પ્રકારની ગાળી શકશો એવું કદી ધારતા નહીં. આ પ્રાણી તમને કોઇ પણ રીતે ભારે પડશે નહીં. તમે એકલા

૧—૨ કહેવતો (પ્રોવર્બ્સ.)

રહેવાથી અને ઘણા વિચાર તથા મહેનતવાળા કામથી થાકી જઈ કંટાળી ગયા હો તે વખતે તમારી પાસે હાજર જ હોય, અને જ્યારે તેની જરૂર ન હોય તે વખતે હેરાન કરવા કદી અગાડી આવે નહીં, એવું આ પ્રાણી હોય, તોપણ એકંદર જોતાં મનમાં ધારણા રાખો તેવી સુખી જીંદગી ગાળવાનું એ તો તરંગજ સમજજો; આપણા ભોગવિલાસી જુવાનિયાઓનાં તે સ્વમાંજ જાણવાં."[1]

જેરેમી ટેલર કહે છે કે "ધણીની ફરજનાં લક્ષણને હોમર અનેક નમ્ર સંજ્ઞાઓ આપે છે. તારી સ્ત્રીને તું પિતા અને માતા જેવો છે, અને ભાઇ જેવો છે; લગ્નની સ્થિતિ એ નમાયા છોકરાની સ્થિતિ કરતાં સારી નથી એમ ગણવાનું ન હોય તો હોમરનું કહેવું ઘણે ભાગે વાજબી છે; કારણ કે તારી ખાતર જે સ્ત્રીને પોતાના પિતા અને માતા અને ભાઇને છોડી દેવાની જરૂર પડે છે, તે કાં તો નબાપા ગરીબ બાળક જેવી દુઃખી છે, અથવા તો તે બધાનો અને તેના કરતાં પણ વધારેનો તારામાં સમાવેશ થવો જોઇએ—તે બધાનાં તરફથી મળે તેવાં સુખ તારા તરફથી તેને મળવાં જોઇએ."[2]

લગ્નના સંબંધમાં તમને જરા પણ શંકા જેવું લાગે તો પરણશો જ નહીં. લગ્ન કરેલી સ્થિતિ કાંતો ઘણીજ સુખમય છે અગર ઘણીજ દુઃખમય છે.

લગ્ન કરવાં એ મોટી જવાબદારી વ્હોરી લેવા જેવું છે. સ્ત્રીને જોઇનેજ તેના ગુણ સંબંધી વિચાર બાંધી દેતા નહી, તેમ તેના ચહેરાથી છેતરાઇ જતા નહીં. કેમકે "હાથ અને આંખ વડે જ લગ્નસંબંધ કરવાનો નથી, પણ સારાસાર વિચાર કરી તથા અંદ-

૧ જેરેમી—મેરેજ રીંગ (લગ્નની વીંટી). ૨ મેરેજ રીંગ.

રના ગુણ અરસપરસ જાણી લગ્ન કરવાની જરૂર છે."[a]

સારી સ્ત્રી એ સંસારના રોજના કામમાં ધણીને મદદગાર થાય એટલું જ નહીં પણ તેના માનસિક ઉદ્યોગમાં પણ સહાયક થાય છે. શેકસપીઅર કહે છે કે, "નીચ મનના માણસો પ્યારમાં પડે છે ત્યાર પછી તેમની પ્રકૃત્તિમાં જે સ્વાભાવિક પ્રૌઢતા હોય છે તેના કરતાં વધારે પ્રૌઢતા તેમનામાં આવે છે." અને નીચ મનના માણસોમાં આવી રીતે ફેરફાર થઇ તેઓ સુધરી જાય છે તો જેમનામાં કુદરતેજ પ્રૌઢતા મૂકી હોય છે તેમને કેટલો બધો લાભ થવાનો સંભવ છે ?

જેરેમી ટેલર કહે છે કે લગનસંબંધ એ તેની સંસ્થા જોતાં ઇશ્વરી છે, પરસ્પર બંધન જોતાં પવિત્ર છે, ગુપ્તભેદ જોતાં શુદ્ધ છે, આશય જોતાં તે સંસ્કારયુક્ત છે, સંજ્ઞા જોતાં ધાર્મિક છે; મનુષ્યનાં જૂદાં જૂદાં મંડળોને તે લાભકારી છે, અને ઇશ્વરની પવિત્રતાનો બોધ આપનારો છે."

ટરટયુલિયન કહે છે કે, 'જો લગ્નથી જોડાયલું કોઇ જોડું સુખી હોય તો તેમના સુખનું વર્ણન કરવાને આપણે પૂરતા શબ્દો ક્યાંથી લાવવા ?......તે જોડું એક સાથેજ ઇશ્વરની ભક્તિ કરે છે, સાથેજ પૂજા કરે છે, સાથેજ અપવાસ કરે છે......સંકટમાં, વિપત્તિમાં, ભોજનમાં તેઓ સાથેનાં સાથે રહે છે. બન્ને કોઇ પણ વાત એક બીજાથી છુપાવતાં નથી, એક પણ બીજાને બોજારૂપ જણાતું નથી. આવી સ્થિતિ અને આવા બનાવ બનતા ઇસુ ખ્રિસ્તિ જુએ છે ત્યારે તે હર્ષ પામે છે. આવાઓને તે પોતાના તરફથી શાન્તિના આશીર્વાદ આપે છે, તેમનામાં શાન્તિ આણે છે; જ્યાં બે સાથે હોય છે, ત્યાં તે પણ હોય છે, અને જ્યાં તે

[a] જેરેમી ટેલર.

આવી ઉભો રહે છે કે પાપપુરૂષ ત્યાંથી પલાયન કરી જાય છે.”

લગ્નવિધિ વખતે જે પવિત્ર અને સુંદર વચન કહેવામાં આવે છે તે શબ્દોમાં કહીએ તો “સારૂ થાઓ કે નરસું થાઓ, ગમે તેટલી સંપત્તિ મળો કે ગમે તેવા ગરીબ થાઓ, મંદવાડમાં તેમજ તન્દુરસ્ત સ્થિતિમાં, મોતથી છૂટા પડો ત્યાં સુધી હેત રાખવા અને સંભાળથી રક્ષણ કરવા તમે તમારી સ્રીનો અંગીકાર કરો છો.”

સ્ટેન્લી કહે છે કે “સુખી લગ્ન એ જીંદગીની નવી શરૂઆત છે, સુખ અને ઉપયોગપણાનો પ્રારંભ કરવાનો વખત છે; પાછલા કાળમાં જે મૂર્ખાઇ, ભૂલો અને દોષ થયા હોય તે બધા હમેશને માટે છેક પાછળ મૂકી દેવાને સારૂ અને નવી આશા, નવી હિમ્મત, અને તાજા બળથી આપણી આગળ દેખાતા ભવિષ્યમાં આગળ પડવાને સારૂ એકજ વખત મળતો એવો મોટો પ્રસંગ છે. સ્વર્ગનું ઉત્તમમાં ઉત્તમ સરખાપણું ઘરમાં જણાઇ આવે છે, કે જે ઘરમાં ધણી અને ધણીઆણી, માં અને બાપ, ભાઇ અને બ્હેન, છોકરૂં અને માબાપ, એ સઘળાં પોતાને ફાવે તેવી રીતે બીજું કોઇ પણ મનુષ્ય પ્રાણી મદદ કરી શકે નહીં એવી, દરેકને પોતપોતાના કામમાં આગળ વધવાને સારૂ મદદ કરે છે; કેમકે તે કુટુંબના માણસ સિવાય બીજા કોઇને તેવાજ પ્રકારની તક મળતી નથી; એક બીજાનાં લક્ષણ તેમના જેટલાં બીજું કોઇ જાણતું નથી; જેમનાં હાડકાં ચામડાં એકજ છે, જેમનાં સુખ અને કીર્તિ વધવાથી આપણે પોતે પણ વધારે સુખી અને આબરૂદાર થઇએ છીએ, જેમના દુઃખથી આપણે દુઃખી થઇએ છીએ, જેમના સ્વાર્થ, નબળાઈ, સાંસારિક પ્રપંચને લીધે દુનિયામાં આપણે અધમ સ્થિતિએ પહોંચીએ છીએ, જેમની શુદ્ધ વૃત્તિ, ઉમદા ખવાસ

અને બળને લીધે આપણે આપણી ફરજ બજાવવાની, અને સ્વર્ગમાં ઇશ્વરની નજીક પહોંચવા જેવી સ્થિતિ પામીએ છીએ; તેમના કલ્યાણ માટે તેમની કીર્તિ, તેમની પ્રતિષ્ઠા, અને તેમની ભલમનસાઇના સંબંધમાં કુટુંબનાજ માણસને જેટલું હિત રહેલું લાગે છે તેટલું બહારનાને કદી પણ લાગતું નથી."

છેવટ હવે જણાવવાનું કે, છોકરાંએ, એ માણસને માથે એક મોટી જવાબદારી છે, પણ તે આનંદ આપનારી જવાબદારી છે. કેટલીક વાર તેમને 'આપેલાં' એવી રીતે કહેવામાં આવે, અને અલ્પ વિચારી માબાપો એવું કહીને છૂટવા માગે છે કે "ઇશ્વર જે ખાનારા મોકલે છે, તો તેમને ખાવાનો ખોરાક મોકલશે;" (દાંત આપ્યા છે તે ચાવણું આપશે.) પણ મેથ્યુ આર્નોલ્ડે કહ્યું છે તે બરાબર છે કે બાળકોને સારી રીતે મર્યાદસર રાખી શકો નહીં, તેમને યોગ્ય સુખ અને આરામમાં રાખી શકો નહીં, અને તેમની સ્થિતિ અશાશ્વત ન થાય તેમ કરી શકો નહીં, તો આ દુનિયામાં નાનાં બાળકો પેદા કરવાનું વાજબી કારણ રહેતું નથી. બાળકોનું જેમનાથી યોગ્ય રીતે પોષણ થઇ શકે એમ ન હોય તેમણે બાળકોને જન્મ આપવોજ વાજબી નથી.

બાળકોને પ્યારની હુંફમાં ઉછરવા દો, તેમના પોતાના બાળપણામાં તેમનાં માબાપનું પૂર્ણ હેત રહ્યું હશે તો સંસારના ધક્કા તેઓ વધારે સારી રીતે સહન કરી શકશે.

નાનાં વહાલાં બચ્ચાંની સુંદર વાતચિતમાં જે અનેક મધુર શબ્દો નીકળે છે, તે માણસના હૈયાને કેટલું પ્રફુલ્લિત કરે છે, તે પોતાનાં બાળકોને ચાહનાર માણસજ બરોબર કહી શકે છે, તેમનું છોકરવાદપણું, તેમના તોતળા શબ્દો, જરા જરામાં આવતી રીસ, તેમનું નિર્દોષપણું, તેમની ખોડો, તેમની તંગીઓ, એ બધાને લીધે

તેને સુખ અને હર્ષ થાય છે, અને તેમને જોઇએ તથા તેમના સમાગમમાં રહીને તેના મનમાં આનંદનો ઉદ્ભવ થાય છે. પરંતુ જે માણસ પોતાની સ્ત્રીને તથા પોતાનાં બાળકોને ચાહતો નથી, તે ઘર આગળ સિંહણને ખવડાવવું અને અનેક પ્રકારના શોકનો માળો સેવવો એના જેવું થાય છે; અને ઇશ્વરી આશિષથી પણ તે સુખી થઇ શકતો નથી; આમ થવાથી પોતાની સ્ત્રી પર હેત રાખવાનું માણસને ઇશ્વરની જે આજ્ઞાઓથી ફરમાન થયું છે તે આજ્ઞાઓનું કંઇ પ્રયોજન રહેતું નથી, પણ ફક્ત હર્ષ અને આનંદની જરૂરિયાત તથા શક્તિ બતાવનારી સાદી આજ્ઞાઓ જેવીજ થઈ રહે છે, "*



* જેરેમી ટેલર.

# પ્રકરણ ૧૩ મું.

## ઉદ્યોગ.

કોઇ પણ ચીજ કદી પણ બગાડવી નહીં, અને વિશે કરીને વખત કદી પણ ફોકટ ગુમાવવો નહીં, 'આજ' તે એક વખત આવે છે અને તે પાછી આવતી નથી. વખત એ ઇશ્વરની ઘણીજ અમૂલ્ય બક્ષિસ છે; અને તે એક વાર ગુમાવી કે ફરી ફરી મળનાર નથી.

> "ઇશ્વરને પણ વહી ગયલા વખત ઉપર સત્તા
> નથી; કેમકે જે થવાનું તે થઇ ગયું, અને મને
> પોતાને મારો કલાક-વખત મળ્યો હતો." *

તમારો વખત હમણાં એવી રીતે ગાળવો નહીં કે જેથી હવે પછી તેને માટે તમે તમને પોતાનેજ ઠપકો આપો. 'ઘણો મોડો' અને 'એમ બનત' એવા વિચારોના કરતાં વધારે દીલગીરી ઉત્પન્ન કરે તેવા વિચાર કોઇ નથી. પારકી મિલકતની તમને સુપરત થઇ છે એના જેવો વખતને ગણવાનો છે, અને તેથી તેની દરેક મિનિટનો તમારે હિસાબ આપવો પડશે. ઉંઘમાં કસર કરો, ખોરાકમાં કસર કરો, અને વખતમાં તો વધારેમાં વધારે કસર કરો.

નેલ્સને એક વખત કહ્યું હતું કે તેણે પોતાની જીંદગીમાં જે કાર્યસિદ્ધિ કરી છે— સઘળી ફતેહ મેળવી છે, તેનું કારણ એજ હતું કે દરેક કામ માટે નિમેલા વખત કરતા પા કલાક વહેલો તે હમેશાં તૈયાર થઈ રહેતો.

---

* ડ્રાઇડન.

લોર્ડ મેલબોર્ને કહ્યું છે કે "જુવાન માણસે આ શબ્દો સિવાય બીજા કદી સાંભળવા નહીઃ—તમારે તમારી પોતે મદદી કરવાની છે અને ભૂખે મરશો કે કેમ તેનો મુખ્ય આધાર તમારી પોતાની મહેનત ઉપર રહેલો છે."

વળી ઉદ્યોગ એ ફતેહ મેળવવા ( કાર્યસિદ્ધિ ) માટે જરૂરનો છે એટલુંજ નહીં, પણ માણસના વર્તન–આચાર ઉપર પણ તેની ઘણી સારી અસર થાય છે.

જેરેમી ટેલર કહે છે કે ' કદી પણ આળસુ થઇ બેશી રહેશો નહી.; પણ કંઇ કંઇ પણ ઉપયોગી કામ કાઢીને બધો વખત રોકી દેવાની તજવીજ કરજો; કારણ કે કોઇ વખત રોકયલો નથી હોતો અને શરીરને આરામ મળેલો હોય છે ત્યારે માણસનું મન અનેક જગ્યાએ ભટકે છે અને તેમાં દુર્વાસના પ્રવેશ કરે છે, કેમકે નવરા અને તન્દુરસ્ત માણસને લાલચ મળે છે તો ભાગ્યેજ ચોકખો રહી શકે છે; પરંતુ બધાં કામો પૈકી જેમાં શારીરિક મહેનત પડે તે કામ બધાં કરતાં વધારે ઉપયોગી છે અને દુર્વાસનાને દૂર હાંકી કાઢવામાં તે ઘણીજ મદદ કરે છે.

કેબલ કહે છે તે પ્રમાણે "વખત અને પૃથ્વી એ બે સ્વર્ગમાં અને અનંત સ્થિતિએ પહોંચાડનારાં સાધન છે અને આ દુનિયામાં દરેક પળનો આપણે જે રીતે ઉપયોગ કરીશું તેજ રીતે હવે પછીની દુનિયામાં આપણો વખત ગાળવા પરમેશ્વર આપણને સહાય થશે."

નાનું મોટું કંઇ પણ કામ કરવું, સામા માણસને વધારે સુખી અને વધારે સારાં કરવાં, એજ મનુષ્ય પ્રાણીથી અંદર પ્રેરણા કરી શકે એવી ઉમદામાં ઉમદા ઇચ્છા અને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડનારી આશા છે.

એવું કહેવાય છે કે પીઍરો મેડિસીએ મીકેલ એન્ગેલોને બરફનું બાવલું બનાવવા સારૂ એક વખત નોકરીમાં રાખ્યો હતો. આથી કિંમતી વખતને મૂર્ખાઇ ભરેલી રીતે ગુમાવવામાં આવ્યો હતો. જો મીકેલ એન્ગેલોનો વખત દુનિયાને કિંમતી હતો, તો આપણો વખત આપણને તેટલોજ કિંમતી છે, અને તેમ છતાં પણ આપણે તે ઘણી વાર બરફનાં બાવલાં કરવામાં, અને તેથી પણ વધારે ખરાબ રીતે એટલે કાદવનાં પૂતળાં કરવામાં ગુમાવીએ છીએ.

મોટા રોમન તત્વજ્ઞાની અને રાજનીતિજ્ઞ, સેનેકાએ કહ્યું છે કે "વખત થોડો છે એવી આપણે દરેક જણ ફરિયાદ કરીએ છીએ, અને તેમ છતાં પણ વખતનું શું કરવું, તે આપણે જાણીએ છીએ તેના કરતાં આપણને વધારે વખત છે. કંઇ પણ કામ નહીં કરવામાં, અથવા કંઇ પણ ઉપયોગી કામ નહીં કરવામાં અથવા જે કામ આપણે કરવું જોઇએ તે ન કરવામાં આપણી આખી જીંદગી ચાલી જાય છે. આપણી જીંદગીના દિવસો થોડા છે એવી હમેશાં આપણે ફરિયાદ કરીએ છીએ, અને તે દિવસ કદી ખૂટવાના નથી એવી રીતનું આપણે વર્તન રાખીએ છીએ."

વખતનો કરકસરથી ઉપયોગ કરવાથી—વખતનો સદ્ઉપયોગ કરવાથી શું શું કરી શકાય છે તે જાણી આપણે અચંબો પામીએ એવું છે. "નેહેમીહા ઇરાનના શાહની ખુરશી પાછળ તહેનાતમાં ઉભો રહેતો હતો તે અરસામાં પણ પરમેશ્વરની પ્રાર્થના કરવાને વખત મેળવી શકતો હતો."

આવું છે તે જતાં પણ, વખતનો જોઇએ તેવો સારો અને ડહાપણથી ઉપયોગ કરવાની વ્યવસ્થા રાખીએ તોપણ આપણામાં વધારેમાં વધારે નશીબદાર માણસને ઘણાં કામ કર્યા વગરનાં રાખવાં

પડે છે, ઘણાં પુસ્તક વાંચ્યા વગરનાં રહેવા દેવાં પડે છે, ઘણાંક સુંદર દેખાવ જોયા વગર રહેવું પડે છે, અને ઘણાક દેશોમાં મુસાફરી કરી ફરવાનું બની શકતું નથી.

સંસારમાં ફતેહ અને સુખ મેળવવાનું એક મોટું, એમ પણ કહું તો ચાલે કે એકજ મોટું, સાધન સરલ અને સંગીન કામ કરવાની શક્તિ હોવી એ છે. સિસરો કહેતો કે જેની પહેલી જરૂર છે તે સાહસ છે, જેની બીજે દરજ્જે જરૂર છે તે સાહસ છે. જેની ત્રીજે દરજ્જે જરૂર છે તે સાહસ છે. પોતાની શક્તિને વિષે ભરોસો હોવો એ બેશક ઉપયોગી છે. પરંતુ પહેલી આગ્રહની જરૂર છે, બીજી આગ્રહની જરૂર છે, અને ત્રીજી આગ્રહની જરૂર છે એમ કહેવું વધારે ખરૂં છે. અલબતાં જેમ રમત ગમત એ જીંદગીનો હેતુ નથી, તેમ કામ પણ તેવો હેતુ નથી; એકજ હેતુ સિદ્ધ કરવાને માટે બન્ને સાધનરૂપ છે.

શરીરની તન્દુરસ્તીને માટે કામની જરૂર છે, તેટલેજ અંશે મનની શાન્તિને માટે પણ તેની જરૂર છે. આખું અઠવાડિયું કામ કરવામાં આવે તેનાથી થાક લાગે તેના કરતાં વધારે થાક પજવણી થતી હોય તેવા એક દિવસમાં લાગે છે. પજવણીને લીધે આખા શરીરમાં તદ્દન બેચેની લાગે છે અને પ્રકૃતિ બગડી જાય છે, અને કામને લીધે તે તંદુરસ્ત અને વ્યવસ્થાસર રહે છે. સ્નાયુને કસરત મળવાથી શરીર તંદુરસ્ત રહે છે, અને મગજને કસરત મળવાથી મનને શાન્તિ મળે છે. "માનસિક કાર્યથી માણસ અંતઃકરણનો આરામ મેળવી શકે છે."[1]

"એક છોકરીને એવું ઉપયોગી કામ સોંપો કે જેથી તે સવારના પહોરમાં ચાલાક રહે અને રાતના થાકી જાય અને

૧ જેનકોર્ટ.

તેની સામે તેના મનમાં ખાતરી થાય કે તેના દેશી બંધુઓને આખા દિવસના તેના કામથી કંઇક લાભ થયો છે; આથી તેના ઉત્સાહ આનંદ વગરનો હશે તે બદલાઇને તેના મનમાં શાન્તિ થશે અને પરોપકારની પ્રૌઢતા આવશે."[1]

કંઇ પણ કામ કરતા રહો, પછી તમારી મરજીમાં આવે તે કામ કરો તેની અડચણ નથી. પારસમણી શોધવાના અને વર્તુલને ચોરસ બનાવવાના પ્રયત્નો પણ કંઇ નિષ્ફળ ગયા નથી, પરંતુ તેનું કંઇ પણ સારૂં પરિણામ નિપજ્યું છે.

ડા. જોન્સને કહ્યું છે કે "શબ્દો એ પૃથ્વીની પુત્રીઓ છે, અને કૃત્ય એ સ્વર્ગના પુત્ર છે." જે કાંઈ તમે કરો તે સંપૂર્ણ અને સારી રીતે કરો. તે કામમાં તમારૂં મન પૂર્ણ લગાડવું જોઇએ. તમારી બધી શક્તિઓને કેળવો; તમારી શક્તિઓનો કાં તો ઉપયોગ કરવો જોઇએ અગર તે ફોગટ ગુમાવવી જોઈએ. હેઝીકીઆના સંબંધમાં કહેવામાં આવ્યું છે કે "જે જે કામ તેણે હાથમાં લીધાં હતાં.........તે તેણે તન ને મન દઇને કીધાં હતાં, અને તે રીત રાખવાથી તે સારી સ્થિતિએ પહોંચી શક્યો હતો."[2]

વિશેષ બુદ્ધિપ્રભાવ સંબંધી વાતો કહેવામાં આવે છે તેની તપાસ કરીશું તો જણાશે કે તે કંઈ નહીં પણ અડચણો અને મુશ્કેલીની સામે આગ્રહ રાખી ઉદ્યોગ કરવો એજ છે, અને આવી બુદ્ધિવાળા કેટલાક વિખ્યાત પુરૂષો પોતેજ કબૂલ કરે છે કે બુદ્ધિપ્રભાવમાં ઉદ્યોગ કંઇ વિશેષ નથી. જ્યોર્જ એલિયટ નામની સ્ત્રીએ જે નવલકથાઓ લખી છે તે ઇશ્વરીપ્રેરણાને લીધે લખી છે એવો મત કેટલાક માણસો દર્શાવે છે તેને તે પોતેજ હસી

૧ રસ્કિન ૨ ક્રોનિકલ્સ (કાળવૃત્તાન્ત.)

કાઢે છે. પ્રમુખ વાર્મ્ટ પેલમાં છોકરાઓની આગળ કહેતા હતા કે 'બુદ્ધિપ્રભાવ એ પ્રયાસ કરવાની શક્તિ છે.' "*

ભીખ માગવી એ એકંદર જોતાં કામ કરવા કરતાં વધારે કઠણ છે, અને આખર સરવાળે તેથી વિશેષ લાભ થતો નથી. વળી દરેક માણસે પોતાની જાતના બળ ઉપર આધાર રાખવો જોઇએ. ફ્રેન્કિલન કહે છે કે 'પોતાના ઘુંટણુ ઉપર આધાર રાખનાર એક ગૃહસ્થ કરતાં પોતાના પગ ઉપર આધાર રાખનાર ખેડુત ઉંચી પંક્તિનો ગણવા યોગ્ય છે.'

કોબેટ પોતાના પ્રખ્યાત અંગ્રેજી વ્યાકરણના ગ્રંથના સંબંધમાં બોલતાં જણાવે છે કે, " છ પેન્સ ( છ આના ) ના રોજે ખાનગી લશ્કરી સીપાઇનું કામ કરતો તે વખતે હું વ્યાકરણ શીખ્યો હતો. મારા બિછાનાનો છેડો એ મારા અભ્યાસની જગ્યા હતી; મારી ઝોળણી એ મારાં પુસ્તકો મૂકવાનું કબાટ હતું. મારા ખોળા પર પાટિયાનો કકડો રાખી તેનો મારી લખવાની ટેબલ તરીકે ઉપયોગ કરતો હતો; અને આ કામ માટે મારી જીંદગીના એક વર્ષ જેટલી મુદતની પણ જરૂર પડેલી નહીં. રાતના વાંચવાને સારૂ મીણબત્તી કે દિવેલ ખરીદ કરવા મારી પાસે સમૂળગા પૈસા નહોતા. શિયાળામાં તો સાંજ પડયા પછી ઘરની અંદર કવચિતજ વાંચવા સારૂ અજવાળાનું સાધન મને મળતું, અને આ પ્રમાણે દેવતાના પ્રકાશનો ઉપયોગ પણ મારો વારો આવતો ત્યારે કરી શકતો હતો ........વખતો વખત શાહી, કલમ અથવા કાગળને માટે મારે ફાર્દિંગ ( એક પૈસો ) આપવો પડતો તે તો કંઇ નહોતું એમ ધારશો નહીં. તે ફાર્દિંગ તો, અરે, મારા મનને એક મોટી રકમ જેવો ગણવાનો હતો. હમણાં હું તેટલોજ ઉંચો

* ગાર્નેટ.

હું તે વખતે હતો; મારી શરીરસંપત્તિ ઘણી સારી હતી અને હું ઘણી કસરત કરતો હતો. અમારે માટે બજાર ખરીદ કરવામાં નહીં વપરાતી રકમ માથા દીઠ દર અઠવાડિયે બે પેન્સ માત્ર હતી. મને યાદ છે, અને તે યાદ રહેવાનું ખરેખરૂં કારણ છે, કે એક પ્રસંગે ખરેખરી જરૂરનો બધો ખરચ કર્યા બાદ એક શુક્રવારે જેમ તેમ કરી અર્ધી પેની મેં બચાવી હતી, અને બીજે દિવસે સવારના તેનાં 'હેરિંગ' જાતની માછલી ખરીદ કરવાનું મેં ધાર્યું હતું, પરંતુ રાતના મેં કપડાં કાઢયાં તે વખતે મને એટલી કકડીને ભૂખ લાગી હતી કે મારા જીવમાં જીવ નહોતો. આ વખતે મેં ગજવામાં હાથ ઘાલ્યો તો તે અર્ધી પેની તેમાંથી પડી ગયલી જણાઇ. આમ થવાથી ચાદર ઓઢીને મારે ભૂખ્યા પડી રહેવું પડયું હતું અને નાના બાળકની પેઠે મને રડવું આવ્યું. આવા પ્રસંગોમાં આટલી વિટમ્બણા છતાં હું મારૂં કામ કરવામાં મુશ્કેલી દૂર કરી શકયો; તો આખી દુનિયામાં એવો કોઇ જુવાનિયો છે અગર હશે કે જે પોતાનું કામ નહીં બજાવવાનું વાજબી કારણ આપી શકે?"

કોબેટની પાસે પૈસા નહોતા પરંતુ તેનામાં શક્તિ હતી અને હિમ્મત હતી. બેકન કહે છે કે, "ઘણાક માણસો પોતાની દોલત અને પોતાના બળની ખરી કિમ્મત પીછાની શકતા નથી. પૈસાના સંબંધમાં તેનો ઉપયોગ સમજવો જોઇએ તેના કરતાં વધારે સમજે છે, અને બળ–શક્તિનો ઘણો કમી સમજે છે. આત્મસહાય અને આત્મસંયમ એ બેને લીધે, પોતાનાજ કુંડનું પાણી પીવાનું, પોતાનીજ મહેનતથી પેદા કરેલો રોટલો ખાવાનું, અને પોતાનો નિર્વાહ ચલાવવા સારૂ જ્ઞાન મેળવવાનું તથા મહેનત કરવાનું,

તેમજ પોતાને સોંપેલી ચીજોનો સંભાળથી ઉપયોગ કરવાનું માણુસ શીખશે."

પૂર્વના દેશોમાં એક કહેવત ચાલે છે કે,

"સારી રીતે યત્ન કરવાથી માણુસની ચઢતી સારી થાય છે; કામ ઉડાવનારા સિંહના કરતાં કામ કરનારો કૂતરો વધારે સારો છે."

કુદરત માણુસને કહે છે કે, "પૈસા મળો કે ન મળો, પણુ પ્રત્યેક કલાકમાં કામ કર; કંઇ પણુ કામ થાય છે એટલુંજ તારે તો જોવું, આખરે તેનો બદલો તને મળ્યા વગર રહેનાર નથી. તારૂં કામ સુંદર હો કે મહેનતનું હો, અનાજ વાવવાનું હો કે સુંદર કાવ્ય લખવાનું હો, પણુ જો તે પ્રમાણિકપણાનું કામ હશે અને તે તારી જાતને સંતોષ આપે એવું થયું હશે તો તે તારી ઇન્દ્રિયોને તેમજ વિચારને બદલો આપશેજ. અનેક વાર નિષ્ફળ થયો હોય તો પણુ અડચણુ નથી, કારણુ આખરે જીત મેળવવા—ફતેહ પામવાજ—તું સરજાયો છે. સારી રીતે કરેલા કામનો બદલો તે કામ થયું તેમાં જ સમાય છે."[૧]

આળસ એ કંઇ આરામ નથી. કામના કરતાં તે વધારે થાક આણે છે. રોમન લોકોમાં એક કહેવત હતી કે "તમે કંઇ પણુ કામ કરતા ન હો તો આરામ ભોગવવો મુશ્કેલ છે."

કામમાં કદી પણુ દોડાદોડ કરતા નહીં. કુદરત કદી તેમ કરતી નથી. સ્વીટઝર્લેન્ડનો ભોમિયો પર્વત ઉપર ચઢનારા જુવાન પુરૂષને જે પહેલી સલાહ આપે છે ને જે ફરી ફરીને તે કહે છે તે એ છે કે તમારે ધીમેધીમે પણુ સ્થિરતાથી ચાલવું જોઇએ, અથવા ઘણીજ ઉતાવળ કરી ચાલવાનો તેમજ રસળતા ચાલવાનો

૧. એમર્સન. ૨ 'એક ચાસ જેટલી લંબાઇ' એ મૂળ અર્થ છે

યત્ન કરવો નહીં. બેશક વચમાં થોભો—આરામ લો; જબરા બળ-દોને પણ તેમ કરવાની જરૂર પડે છે, અને 'ફરલાંગ' [૨] ( માઈલનો આઠમો ભાગ ) એ બળદને કામ કરતાં થાક ખાવા દેવાનો અંતર દર્શાવે છે. સંસારમાં પણ કામ કરવામાં 'કદી દોડાદોડ કરવી નહીં અને કદી રામાંટામાં કરવાં નહીં,' એ વચનમાં ચઢતી થવાનો મોટો મર્મ રહેલો છે . એક પૂર્વ તરફના દેશોમાં ચાલતી કહેવતમાં જણાવ્યું છે કે "દુર્ગુણવાળો માણસ ઉતાવળો થાય છે, પણ ધીરજ રાખી કામ કરવાથી સુખનાં દ્વાર ઉઘડે છે."

ઘણાક લોકોનું ધારવું એમ જણાય છે કે દોડાદોડમાં કામ કરવાથી તેઓ વખત બચાવી શકે છે, પણ આ મોટી ભૂલ છે. ચપળતાથી કામ કરવું એ સારૂં છે, પણ ઉતાવળ કરી કામ પતાવી દેવું તેના કરતાં તે કામ સારૂં કરવું એ વધારે અગત્યનું છે.

વળી કામનાજ સંબંધમાં પણ જો તે અનિયમિત રીતે, આંતરે આંતરે અને દોડધામમાં કરેલું હોય તો થોભી રહીને સ્થિરતાથી અને નિયમિત રીતે, તેમજ દોડધામ અને ધાંધલ વગર કર્યું હોય તેના કરતાં વધારે થકવી નાખે છે અને વધારે મહેનત આપે છે. દોડધામને લીધે કામ બગડે છે એટલુંજ નહીં, પણ જીંદગી સુદ્ધાં બગડે છે.

'દોડધામ વગર તેમ અટક્યા વગર કામ કરો' એવું ગીટેનું સૂત્ર હતું.'

> "કામ કરવામાં દોડાદોડ ન કરો, કંઇ પત્ર અવિચારી કામને લીધે મનના વેગને બગાડશો નહિ. પૂર્ણ વિચાર કરો અને ખરૂં શું છે તે પિછાનો, અને ત્યાર પછી કામ કરવામાં આગળ વધો અને તમારી શક્તિ કેટલી છે તે ખરેખર સમજો; કામ કરવામાં દોડાદોડ

કરશો નહીં, વિચાર વગર કરેલું કામ અનેક વર્ષો કામ કરવાથી પણ કદી સુધરતું નથી.

કામ કરતાં અટકશો નહીં, કારણ વર્ષો વહી જાય છે ને જીંદગી ચાલી જાય છે; તમારો કાળ આવે ત્યાર પહેલાં હિમ્મત રાખી કામ કરો. કાળને જીતવા સારૂ કંઇ પણ મહાન કામ, કંઇ પણ પ્રૌઢ કામ તમારી પાછળ મૂકી જાઓ. આ બધા બહારના દેખાવ નાશ પામશે તેવે વખતે હમેશાં યાદગીરી રહે તેવાં કામ—તમો હૈયાત રહો તેવાં કામ કરવાં એ સ્તુત્ય કામ છે. " *

આટલા માટે સખત મહેનત લઇ કામ કરો; પણ દોડાદોડીથી કામ કરશો નહીં, ધાંધલ કરશો નહીં અને ચિંતાતુર રહેશો નહીં.

મી. ફ્રાન્સિસ ગાલ્ટન કહે છે કે, " સંસારની મુસાફરીમાં આગળ વધવાને તમે ઉમંગ રાખો અને તેને છેડે પહોંચવાનો આતુરતાથી વિચાર કરો નહીં. સુધારાની સ્થિતિએ પાછા પહોંચવાનો વિચાર કરવો એ વધારે સારૂં છે, પરંતુ સંકટનો છેડો આવે અને વિપત્તિમાંથી આશ્રય મળે તેમ ધારીને તેની આશા રાખશો નહીં. આ પ્રમાણે થોડી બાબતમાં સાહસ વ્હોરી લેવાથી તમને પ્રત્યક્ષ જણાશે નહીં એવી રીતે તમે આગળ વધ્યા જશો અને નવા નવા માણસોના સંબંધમાં આવશો, તથા જેમ જેમ તમારી ચઢતી થતી જશે તેમ તેમ દેશની અનેક પ્રકારની શક્તિનો ખ્યાલ તમને આવશે. આ પ્રમાણે મેળવેલો અનુભવ જો કદાચ તમે એકદમ પાછા પડશો અગર તમારા પર આફત આવી પડશે તો તે સમયે ઘણો ઉપયોગી થઇ પડશે. વળી આ પ્રમાણે થોડાક માસ

* ગ્રીડ.

વિત્યા બાદ તમે જે લાંબી મુસાફરી કરી હશે તેનો વિચાર કરશો તો તમે અચંબો પામશો. કેમકે સરાસરી તમે દરરોજ ફક્ત ત્રણ માઇલ મુસાફરી કરશો તો વર્ષ આખરે તમે એક હજાર માઇલ આગળ ગયા હશો અને એ વધારો ઘણોજ કહી શકાય. સસલા અને કાચબાની વાત વિશાળ અને અજાણ્યા પ્રદેશમાં મુસાફરી કરનારાને માટે ખાસ કરીને જોડી કાઢી હોય એમ લાગે છે."

સવારમાં વહેલા ઉઠો, તમારા સ્નાયુ અને મગજને જરૂર પૂરતી કસરત તેમજ આરામ આપો, ખોરાકમાં મિતાહારી રહો, યોગ્ય વખત સુધી ઉંઘવાનું રાખો, અને ગભરાટ કે ચિંતા ન રાખો; આ પ્રમાણે થશે તો ખાતરી રાખજો કે તમારા કામથી તમને કંઇ પણ ઇજા થવાની નથી. પજવણી તથા ઉદ્વેગ, અધીરાઇ તથા ચિંતા, એને લીધે તમે તમારાં કામનો ઝટ નિકાલ કરી શકશો નહીં, અને તેથી આખરે તમારો અંત પણ આવે, અથવા તેમ ન થાય તોપણ તમે કોઇ રોગના ભોગ થઇ પડશો ખરા; પરંતુ આનંદ વૃત્તિથી અને શાંત મનથી તમે સંસારવ્યવહાર ચલાવશો તો કસરત અને તાજી હવાથી જે પ્રમાણે શરીરને ફાયદો થાય છે, તે પ્રમાણે માનસિક પ્રયાસ અને સ્વતંત્ર વિચારથી તમારા મનને ફાયદો થશે. આ બેને લીધે તમારૂં આયુષ્ય ટુંકું થશે નહી પણ લાંબું થશે.

આગ્રહ એ રાજનીતિજ્ઞ પુરૂષનું મગજ છે, શૂરવીરની તરવાર છે, શોધ કરવાનો મર્મ છે, વિદ્વાનનું તાવીજ છે."* આપણાં માયાળુ રાણીસાહેબ ઇતિહાસમાં આવેલા બધા શહેનશાહોમાં ઘણાંજ ચઢિયાતાં હતાં એનું કારણ શું? બેશક તેમનામાં વિવેકબુદ્ધિ તથા કળથી કામ કરવાની બુદ્ધિ ઘણીજ સારી હતી, પણ

* ડેવનપોર્ટ એડમનું 'પ્લેઇન લિવિંગ એન્ડ હાઈ થિન્કિંગ.'

મહેનત કરવામાં તે કદી પણ પછાત પડયાં નથી. તે કેવી રીતે કામ કરતાં હતાં તેનો એક દાખલો 'મીસીસ જેમિસનના મેમોર્સ' નામના ગ્રંથમાં લોર્ડ મોન્ટીગલ આગળ તેમના બોલેલા વચનનો ઉતારો કરેલો છે તેમાંથી મળી આવે છે. 'સરકારી કામના સંબંધમાં મારે આપને તકલીફ આપવી પડે છે માટે દિલગીર છું' એવું લોર્ડ મોન્ટીગલે જણાવ્યું ત્યારે તેના ઉત્તરમાં રાણીસાહેબે કહ્યું કે, "મારા આગળ 'તકલીફ' શબ્દ કદી ઉચ્ચારશો નહીં. અમુક કામ કેવી રીતે કરવાનું છે, અને તે તે વાજબી રાહે કેમ કરવાનું છે તેટલું ફક્ત મને તમે જણાવો એટલે મારાથી થઇ શકે એવું હશે તો હું કરીશ."

આટલા માટે સંસારમાં તમારી ગમે તેવી ફરજ હોય કે જોઇએ તે કામ તમારે કરવાનું હોય તો તે જેમ સારૂં થાય તેમ કરવાનો તમે યત્ન કરજો.

ડયુક ઓફ વેલિંગ્ટને જે જે જીત મેળવી હતી તે બધી તે પોતે મોટો સરદાર હોવાને લીધે તેમજ કામ કરનારો તે સારો હતો તેને લીધે મેળવી હતી. પોતાના લશ્કરને માટે જરૂરના સઘળા સામાનની તેમજ મોદીખાનાને લગતી સઘળી વિગતો જાણવામાં તથા નક્કી કરવામાં તે ઘણું જ લક્ષ આપતો હતો. તેના ઘોડાઓને ઘાસચારો પુષ્કળ મળતો હતો, તેના લશ્કરના સિપાઇઓને ગરમ કપડાં, ટકાઉ બુટ, તથા સારો ખોરાક, એ પૂરતી રીતે મળતાં હતાં.

સોલોમન કહે છે કે "પોતાના કામમાં ઉદ્યોગી હોય એવો માણસ તારા જોવામાં આવે છે? આવો માણસ હશે તો તે રાજાઓ પાસે જઇને ઉભો રહેશે." સેન્ટ પોલ કહે છે "કે

આપણે કામમાં સુસ્ત રહેવું નહીં, પણ ઉત્સુક રહી પરમેશ્વરને યાદ કર્યા કરવા જોઇએ, ”

ઉદ્યોગનો બદલો મળ્યા વગર રહેતોજ નથી, તે બદલો એની મેળેજ મળે છે. હિંદુસ્તાન જવાને પશ્ચિમદિશા તરફનો રસ્તો શોધતાં શોધતાં કોલમ્બસે અમેરિકા શોધી કાઢયો હતો; અને ગીટે કહે છે તેમ સોલ પોતાના બાપનાં ગધેડાં શોધવા નીકળ્યો હતો તેવામાં એને રાજ્ય મળ્યું હતું.

ફ્રેન્કિલને કહ્યું છે કે “ તમારે જે કામ કરવું જોઇએ તે કરવાનો નિશ્ચય કરો, અને જે કામ કરવાનો તમે નિશ્ચય કરો તે કર્યા વગર રહેવું નહીં.”

કેટલીક વાર એમ ધારવામાં આવે છે કે કામની જગ્યા વિશેષ બુદ્ધિ લઈ શકે છે. ( મહેનત કરવાથી જે કામ થાય તે બુદ્ધિવાળા માણસજ સહજ કરી નાખે છે એમ કેટલાકનું ધારવું છે.. ) કોલેજમાં દાખલ થયેલા વિદ્યાર્થીઓ પૈકી કેટલાક વિષે આપણે સાંભળ્યું છે કે તેમણે શરૂઆતનાં વર્ષ આળસમાં ગાળ્યાં હતાં, અને પછી થોડીક મુદત માથે ભીના ટુવાલ બાંધી ઘણી સખત મહેનત કરી હતી, અને આમ કરવાથી તેગણે ઉપલે નંબર પસાર થઇ સારી પદવી મેળવી હતી. આમ થયું છે ખરૂં પણ ખાતરીથી માનજો કે ભીના ટુવાલના બદલામાં પાછળથી તેમને ઘણું ભોગવવું પડયું હતું પણ આવી રીતે કરવામાં પણ તેમને મહેનત તો કરવી પડી હતી. શાળાઓમાં રહેલી નોંધ ઉપરથી અનુમાન કરીએ તો એવું જણાય છે કે હોશિયારીના કરતાં ઉદ્યોગને લીધે ઘણાક મહાન પુરૂષો પોતાની જીંદગીમાં ફતેહ મેળવી શક્યા હતા. વેલિંગ્ટન અને નેપોલિઅન, કલાઇવ, સ્કોટ અને શેરિડન એ બધા નિશાળમાં મંદ બુદ્ધિવાળા છોકરા હતા એવું કહેવાય છે.

બેશક કેટલાક માણસોમાં બીજાઓ કરતાં વિશેષ બુદ્ધિપ્રભાવ ઇશ્વરે બક્ષેલો હોય છે. પરંતુ દુનિયામાં બે માણુસ એકી વખતે શરૂઆત કરે એમ લો; એક ઘણીજ ચમત્કારિક શક્તિવાળો હોય પણ પ્રમાદી, આળસુ અને વૈભવ ભોગવનારો હોય, અને બીજો પ્રમાણુમાં કંઉ, ઉદ્યોગી, કાળજીવાળો અને ઉંચી નીતિવાળો હોય: આ બેમાંથી બીજો માણુસ પોતાના બુદ્ધિશાળી સ્પર્ધા કરનારાથી વખત જતાં આગળ વધી જશે. વિશેષ બુદ્ધિ વગર થયલો પ્રયાસ આખર સરવાળે પ્રયાસ ન કરે તેવી વિશેષ બુદ્ધિના કરતાં ઘણું કામ કરી શકશે. જીંદગીમાં ગમે તેવી વિશેષ અનુકૂળતા હોય, ગમે તેવી હોશિયારી હોય, ગમે તેવા પૈસાદાર મિત્રો હોય કે સમર્થ સંબંધીઓ હોય, પણ ઉદ્યોગ અને ઉંચું વર્તન ન હોય તો તે બધાં નકામાં છે.

લિંકનના બિશપ ગ્રોસેટેસ્ટ, જે એક મોટો રાજનીતિજ્ઞ પુરૂષ હતો, તેને એક આળસુ ભાઇ હતો. તે ભાઇએ એક વાર તેની પાસે આવી પોતાને મોટો માણુસ બનાવવા કહ્યું. બિશપે આના ઉત્તરમાં કહ્યું કે, “ભાઇ, જો તારૂં હળ ભાગ્યું હોય, તો તે સમું કરાવા હું પૈસા આપીશ; અગર તારો બળદ મરી જશે તો હું તને નવા ખરીદ કરી આપીશ; પણ હું તને મોટો માણુસ બનાવી શકું એમ નથી. મેં તને હળ ખેડનારા તરીકે જોયો છે, અને હળ ખેડનારા તરીકે તને રહેવા દેવો પડશે એમ મને ધાસ્તી રહે છે.”

બિફ્ટન કવિ ઘણોજ બુદ્ધિશાળી માણુસ હતો એટલુંજ નહીં, પણ તે અથાગ પરિશ્રમ કરનારો હતો. પોતાની ટેવો કેવી હતી તેનું વર્ણુન તે નીચે પ્રમાણે કરે છેઃ “શિયાળામાં પોતાનો ધંધો શરૂ કરવા અગર ઇશ્વરની ભક્તિ કરવાને માટે કોઇ પણ જાતના ઘંટ માણુસને જગાડવા સારૂ વાગતા ત્યાર પહેલાં ઘણીવાર હું

જાગતો હતો, અને ઉનાળામાં સવારના પહોરમાં પક્ષીઓ માણસને પહેલાં જાગૃત કરતાં તે વખતે અગર ત્યાર પછી તુરતજ હું જાગતો હતો, અને સારા ગ્રંથકારોના ગ્રંથો વાંચતો તો મારૂં લક્ષ તેમાં ચોંટે અગર યાદદાસ્ત શક્તિ બરાબર તાજી થાય ત્યાં સુધી બીજાની પાસે વંચાવતો; ત્યાર પછી શરીરની તંદુરસ્તી તથા કાઠિન્ય જાળવીને સારી રીતે અને ઉલ્લાસ વૃત્તિથી પરિશ્રમ કરી આનંદ સાથે માનસિક પ્રયાસ કરતો, અને ધર્મની આજ્ઞા પ્રમાણે વર્તન થાય તેવો પ્રયાસ કરતો, તેમજ આપણા દેશની સ્વતંત્રતા માટેનાં જરૂરનાં કાર્યો કરતો."

તમારૂં પોતાનું કામ એ ઉત્સાહ વગરનું કર્તવ્ય છે એવું કદી ગણશો નહીં. તમે ધારશો તો તેજ કામને તમે મનોરંજક કરી શકશો. તમારા કામમાં તમારૂં ચિત્ત પૂર્ણ રીતે લગાડો, તેના અર્થનું અધ્યયન કરો, તેના સંબંધનાં કારણો તથા પૂર્ણ ઇતિહાસ શોધી કાઢો, તેનો આસપાસનો સંબંધ શો છે તેનું મનન કરો, આ કામથી કેટલાં માણસોને લાભ થશે તેનો વિચાર કરો. આ પ્રમાણે થશે તો આપણાં કર્તવ્યો પૈકી એક પણ એવું ભાગ્યેજ નીકળશે કે જે કરવામાં આપણને ઉત્સાહ—આનંદ નહીં લાગે. તમારા કામ માટે તમને ધીમે ધીમે પ્રીત થશેજ, અને આનંદથી તે તમે કરશો તો તે સહેલાઇથી કરી શકશો. શરૂઆતમાં જો તમને આ અશક્ય લાગે, થોડીક વાર તે તમને વ્હેતરા જેવું લાગે, તોપણ તે તમારી ઇચ્છા મુજબ કદાચ થશે; તમારા વર્તનને કૌવત આપવાને સારૂ તે પર્વત ઉપરના પવનની માફક લાભકારી થશે.

ઉંઘવામાં કેટલો વખત ગાળવો એ એક મોટો સવાલ છે. આ બાબત કુદરતજ નક્કી કરે એ વધારે સારૂં છે. કેટલાક માણસોને

બીજાઓ કરતાં ઘણી વધારે ઉંઘની જરૂ પડે છે. કુદરતને જેટલા વખતની જરૂર હોય તેમાંથી કમી કરી શકાય એવું મને લાગતું નથી. તેમજ વળી ખરેખરી ઉંઘમાં જે વખત ગાળેલો હોય તે વખત ગુમાવ્યા જેવો કહી શકાય નહીં. નિંદ્રા એ મજ્જાતંતુની શક્તિને પાછી તાજી કરનારી અદ્ભુત વસ્તુ છે. શહેરમાં રહેનારા માણસોને કદી પણ તે પૂર્ણ અંશે મળતી નથી.

સર ઇ. કોકે પોતાના દિવસના ભાગ નીચે પ્રમાણે પાડયા હતા:—

> "ઉંઘમાં ૭ કલાક કાઢવા, કાયદાના અધ્યયનમાં ૭ કલાક ગાળવા, પ્રાર્થના કરવામાં ચાર કલાક ગાળવા અને બાકી રહ્યા તે કુદરતને અનુકૂળ પડે તેમ ગાળવું."

સર વિલ્યમ જૉન્સે આમાં સુધરો કરી નીચે મુજબ ભાગ પાડયા હતા:—

> "કાયદામાં ૭ કલાક ગાળવા, દુઃખ શાન્ત કરનારી નિંદ્રામાં સાત કલાક ગાળવા, દશ કલાક દુનિયાદારીનાં કામમાં રોકવા, અને સઘળો વખત પરમેશ્વરને અર્પણ કરવો."

મને પોતાને (મૂળ ગ્રંથકારને) ૭ કે સાત કલાક બસ થતા નથી. ઉંઘ પૂરી ન થવાથી સુસ્તી થઇ પાછા પડવું ન પડે પણ તાજા થયા હોઇએ ત્યાં સુધી આપણે ઉંઘવું જોઇએ.

શોકના સમયમાં આપણા વિચાર બીજી બાબતોમાં રોકાયલા રાખે એવા પ્રકારનો કંઈ પણ ઉદ્યમ કરવાથી આપણને ઘણીવાર બહુ સુખ લાગે છે. "કંઇ પણ કામ કરવું, કોઇ પણ બાબત ઉપર પ્રીતિ રાખવી, કોઇ પણ બાબતની આશા રાખવી, એમાં

જીંદગીનું સુખ સમાયલું છે." [1] ખરેખર આપણામાંના ઘણાખરા ફુરસદના વખતમાં ખોટી ધાસ્તી અને નિરર્થક ચિંતા મનમાં લાવીને દુઃખ પામીએ છીએ. હમેશાં કંઈ પણ કામમાં લાગેલા રહેજો.

"આમ થવાથી, શોકથી જે સ્વસ્થતા મળી શકતી
નથી તે કામ અને વિચાર, એનાથી તું મેળવી શકશે." [2]

વૃદ્ધ લિલિ કહે છે કે, "સુજ્ઞ માણસને દરેક સ્થળ એ દેશ જેવું છે, અને સ્વસ્થ તથા શાન્ત મનને સઘળા ભાગ એ મહેલ જેવા છે."

વળી કુદરતને અનુસરીને કામ કરજો, તેની વિરૂદ્ધ કામ કરવા યત્ન કરશો નહિ. તમારાથી બને ત્યાં સુધી વહેળાના પ્રવાહની સામે હલેસાં મારશો નહિ, પરંતુ તમારે તેમ કરવાની જરૂર પડે, તો બેશક તેમ કરવુંજ. તેવે પ્રસંગે તો તમે પાછા હઠતા નહિ પણ કુદરતને પોતાની ઇચ્છા મુજબ કામ કરવા દઇશું તો સાધારણ રીતે તે આપણને લાભ થાય એવી રીતે કામ કરશે.

"કેમકે કુદરતની હદની બહાર રહેલી છે તેમજ કુદરતના સંબંધમાં પણ છે. જે એક પ્રાકૃતિક નિયમને તોડે છે તેને માથે બધા નિયમ તોડયાનો દોષ આવે છે. આખી સૃષ્ટિ જાણે આ પ્રમાણે વર્તનારાની સામે ઉઠે છે અને આખી કુદરત, તેની અગણિત અને અદૃશ્ય શક્તિઓ સાથે તેના ઉપર તેમજ તેની પછી તેનાં છોકરાંઓ ઉપર, ક્યારે અને કઇ જગ્યાએ તે પણ તે જાણે નહીં એવી રીતે, વેર લેવાને તૈયાર થઇ જાય છે. આથી ઉલટી રીતે, જે માણસ ખરા તનમનથી કુદરતના નિયમ પાળે છે, તેની બધી વસ્તુઓ પોતાના કલ્યાણ માટે એકઠી મળીને કામ

૧. ડા ચાર્લ્સ. ૨. સ્ટર્લીંગ.

ફરતી માલમ પડે છે. પ્રકૃતિક સૃષ્ટિ તેને અનુકૂળ થાય છે. પોતાના માથા ઉપર આવેલા સૂર્યની અને પગ તળે આવેલી ધૂળની તેને મદદ મળે છે ને તે જાણે તેના મિત્ર થાય છે; કેમકે તે માણસ, સૂર્ય અને ધૂળ અને સઘળી વસ્તુઓ જેણે સરજાવી છે, અને જેણે તોડી શકાય નહીં એવો નિયમ તેમને માટે બાંધી આપ્યો છે, એ સર્વ શક્તિમાન પરમેશ્વરની ઇચ્છા અને મન જોઇને તેની આજ્ઞા પ્રમાણે ચાલે છે. ' *

---

* [illegible]

# પ્રકરણ ૧૪ મું.

---

## શ્રદ્ધા.

( આ પ્રકરણના સંબંધમાં જણાવવું જોઇએ કે એમાં આપેલા વિચાર આપણા શાસ્ત્ર વિચારથી જૂદાજ છે. તે કેવળ વ્યાવહારિક શ્રદ્ધાવાળા વિચાર છે, પણ પારમાર્થિક માટે નહીં ).

લોકોની સ્થિતિ સંબંધીના ગ્રંથોમાં એવું જણાવવામાં આવ્યું છે કે દુનિયાની કુલ ૧,૫૦,૦૦,૦૦૦૦૦ વસ્તી પૈકી, ૪૦,૦૦,૦૦,૦૦૦ બુદ્ધ ધર્મના છે, ૩૫,૦૦,૦૦,૦૦૦ ખ્રિસ્તી છે, ૨૦,૦૦,૦૦,૦૦૦ હિંદુ છે, અને ૧૫,૦૦,૦૦,૦૦૦ મુસલમાન છે. પણ આના જો કે સેલ્ડન છેક ઉલટા વિચાર પર જાય છે, છતાં તેનું નીચેનું કહેવું બેશક ઘણે ભાગે મળતું આવે છે "સમાધાનીની ખાતર લોકો કહે છે કે અમારા બધાનો ધર્મ એકજ છે; પરંતુ જો આ બાબતની ખરેખર તપાસ કરીશું તો એવું માલમ પડશે કે કોઇ પણ જગ્યાએ બધી બાબતમાં એક વિચારના થાય તેવી રીતના એકજ ધર્મ પાળનારા હોય એવા ત્રણ માણસ પણ મળવા દુર્લભ છે." આ પ્રમાણે હોય તેમા કાંઈ આશ્ચર્ય પામવાનું નથી, કારણ કે આ આપણી પોતાની દુનિયા સંબંધી આપણે ખરૂં જોતાં ઘણું થોડું જાણીએ છીએ, ત્યારે બીજી દુનિયા સંબંધી આપણને વધારે સારૂં જ્ઞાન હોય તેની આશા રાખી શકાય નહિ.

કેનન લિડન કહે છે કે, "જે ચમત્કારિક દુનિયામાં આપણે હાલની જીંદગી ગાળીએ છીએ, તેમાં શ્રદ્ધાની ઉચ્ચતર દુનિયા આપણી દૃષ્ટિમાં ખુલ્લી હો કે ન હો, તોપણ તે અનેક પ્રૌઢ રહસ્યોના દેવલ જેવી છે. આવતી કાલે પાછલે પહોરે તમે કદાચ

ખેતરોમાં ફરવા નીકળી પડશો, અને ત્યાં આગળ ઇધર ઉધર ઉગેલા છોડવા ઉપર ખીલતી કળીઓ અગર નવું પહેલવહેલું ફુટતું પાંદડું, તમારી દૃષ્ટિએ પડશે તે ઉપરથી તમને યાદ આવશે કે વસંતઋતુ બેઠી છે અને પ્રતિવર્ષની માફક તે પોતાનું સૌન્દર્ય તમારા આગળ દર્શાવવાને તત્પર બની છે. અહીં આં એક શક્તિ કે જે તમે જોઇ શકતા નથી, જેનો સ્પર્શ કરી શકતા નથી, જેનું વર્ણન કરી શકતા નથી, જેનું માપ કરી શકતા નથી, કે જેને સ્પષ્ટ સમજી શકતા નથી, તેવી ગૂઢ શક્તિના અસ્તિત્વ અને ચલનવલનની સાબિતીઓનાં ચિન્હો તમારી આસપાસ બધી જગ્યાએ નજરે પડે છે. તમારા માથા ઉપર આવેલી દરેક શાખામાં અને તમારા પગતળે આવેલા ઘાસના પ્રત્યેક પાતરામાં આ રહેલી છે; પણ તે અવાચક છે, ધ્વનિરહિત છે તે, અદૃશ્ય છે, તેમ છતાં પણ પ્રકાશિત છે. ”

શંકા એ ખરેખર તત્વજ્ઞાનનો પાયો છે. આપણે રહસ્ય-મર્મથી ભરેલી દુનિયામાં રહ્યા છીએ, અને એક સાદામાં સાદા ફૂલની કે નાનામાં નાના જંતુની બધી હકીકત સરજાવી શકતા નથી તો અનંતતા પૂર્ણ રીતે સમજવાની આપણે આશા કેવી રીતે રાખી શકીએ ?

જોન સ્ટુઅર્ટ મીલ કહે છે કે “ મનુષ્ય પ્રાણીનું જીવન રહસ્યથી ઘેરાયેલું છે; આપણા અનુભવનો ટુંકો ને નાનો પ્રદેશ અપાર સાગરની વચ્ચે આવેલા એક નાના ટાપુના જેવો છે, કે જે સાગરના વિશાળપણાને લીધે તથા દુર્ગમ્યપણાને લીધે એકદમ આપણી લાગણીઓ સડક થઇ જાય છે અને આપણી કલ્પનાશક્તિ ઉત્તેજિત થાય છે. અને આ મર્મમાં ઉમેરો કરવાની ખાતર આ-પણી આ પૃથ્વી ઉપરની હયાતીનો પ્રદેશ અનંત અવકાશમાં એક

ટાપુ છે એટલુંજ નહીં, પણ અનંત વખતમાં પણ એક ટાપુ સરખો છે."

પરંતુ જ્ઞાનપણાની સ્થિતિમાં રહેવું અને આપણો છેવટનો મત બાંધવો નહીં એવી રીતે રહેવાની આપણને હમેશાં જરૂર પડતી જણાય, તોપણ તે કારણને લીધે આપણે આશા છોડી દેવાની જરૂર નથી.

ઘણીક બાબત એવી છે કે જે આપણે સમજીએ છીએ પણ સમજાવી શકતા નથી. આવી બાબતો નિગમશાસ્ત્રનેજ લગતી નથી. સેન્ટ ઓગસ્ટીને કહ્યું છે કે, "વખત એ શું છે એવું મને તમે પૂછશો તો હું તે તમને સમજાવી શકું એમ નથી; પણ તમે મને પૂછશો નહીં તો હું તે સારી રીતે જાણું છું ખરો."

માર્ટિનો કહે છે કે, "માણસો ઇશ્વર સંબંધી મને ઘણી હકીકત જણાવે છે; પ્રત્યેક બાબતમાં તેના હેતુ અને તેના ઘાટ–વિચાર શા છે તે જાણતા હોય તેવી રીતે જ બોલે છે; દરેક રચનાનું કારણ જણાવવા અને દરેક બનાવમાં દયાનો અંશ રહ્યો છે એવું બતાવવા જેઓ કદી પણ ચૂકતા નથી; અનાદ્યન્તની વ્યવસ્થામાં રહેલી કરામતના જે વખાણ કરે છે અને તેને ચતુરાઇની સીમા તરીકે જે ગણે છે; અને પ્રજાપાલક દીર્ઘદષ્ટિ રાખનાર ઇશ્વરના દરેક કૃત્યથી પૂર્ણ રીતે વાકેફગાર હોય તેવી રીતે જે ડોળ રાખે છે તે માણસો પોતે ઘણી ખાતરી રાખી જે નિશ્ચિતતા બતાવે છે તેનેજ લીધેજ મારા મનમાં શંકાનું અપાર અને અતિઘણું કષ્ટ થાય છે, અને તેથી કરીને મારી પાસે તમે થોડું માગો એટલે હું તમને સર્વસ્વ આપીશ' એ પ્રમાણે બોલી ઉઠવા મારૂં મન ઉશ્કેરાય છે."

"આ યુગમાં શ્રદ્ધા અને શંકા વચ્ચે જે વિરોધ ચાલે છે

તે દૂર કરવાને અને 'જયાંથી આપણને મળી શકે છે તે ટેક-રીઓ પર એકી નજરે જોયા કરવાને જેટલું મારાથી બની શકે તેટલું કરવું એવો મારા જીવિતનો એક મોટો ઉદ્દેશ છે" એ પ્રમાણે ડીન સ્ટાન્લી કહેતા હતા.

હર્બર્ટ સ્પેન્સર કહે છે કે, "આ દુનિયાનાં રહસ્યો, કે જેનો જેમ જેમ વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ વધારે ગૂઢ થાય છે, તે પૈકી આ એક સ્થાયી રહે છે કે 'જે અપાર અને અનાદ્યન્ત શક્તિમાંથી સર્વ વસ્તુનો ઉદ્ભવ થાય છે તેની સમક્ષજ હમેશાં મનુષ્ય અને પ્રાણી હોય છે એ નિઃસંશય વાત છે."

આ પ્રમાણે છે તેથી મનમાં જે લાગણી થાય છે તેનાથી આપણે સંતોષ માનવો જોઇએ, આપણે તેનું વર્ણન કરી શકીએ તેમ નથી.

જુદા જુદા મત અને વિચારને લીધે માણસોને જુદા જુદા પંથના થઇ ગયા છે તે ખરૂં જોતાં ધર્મમાં પંથો નથી, પણ જુદા જુદા પક્ષો બંધાયલા છે. સેન્ટ પોલની સૂચનાને પત ન કરીને તેઓ આગ્રહ રાખી એમજ કહે છે કે" હું પોલનો અનુયાયી છું, અને હું એપોલોનો અનુયાયી છું."

જેરેમી ટેલર કહે છે કે, "પરમેશ્વરનું પ્રભુત્વ શબ્દોમાં સમાયલું નથી, પણ શક્તિમાં, ઇશ્વરી પવિત્રતાની શક્તિમાં સમાયલું છે. જો કે હાલમાં આપણે જુદેજ રસ્તે ઉતરી પડયા છીએ, તોપણ આપણે આખા ધર્મનું રૂપ બદલી તેને શ્રદ્ધાજ બનાવી દીધી છે, અને આપણી શ્રદ્ધા એ બીજું કંઇ નથી પણ સ્વાર્થ અગર વાદનું પરિણામ છે. એક પક્ષને વળગી રહેવું, વળી આખી દુનિયાથી સામે ઝગડો કરવો એજ હાલમાં ધર્મ થઇ રહ્યો છે. વળી કોઇ માણસને પૂછવામાં આવે કે કયા ધર્મનો છે ત્યારે તેનો

અર્થ આપણે એટલોજ સમજીએ છીએ કે તે કયા પક્ષને વળગી ચાલે છે, તેના પંથના સિદ્ધાન્તો કયા છે; પરંતુ એમ નથી વિચારતા કે તેની રહેણી કરણી કેવી છે, અને તેઓ ગમે તેવા લોભી હોય, ગમે તેવા તકરારી હોય, ગમે તેવા પક્ષવાદી હોય, ગમે તેવા અભિમાની હોય, તોપણ જો પોતાના પક્ષને માટે અને તેના હિતને માટે ઉત્સુક હોય તો તે માણસ કિંમતી ગણાય છે."

શાસ્ત્ર-વિદ્યા-જાણનાર માણસો શ્રદ્ધા વગરના છે એવો આરોપ તેમના ઉપર ઘણી વાર મૂકવામાં આવે છે, પણ થોરો કહે છે કે "ખરૂં જોતાં ધર્મમાં શાસ્ત્ર રહેલું છે તેના કરતાં શાસ્ત્રમાં ધર્મ વધારે રહેલો છે."

પરંતુ શાસ્ત્રના જાણનાર માણસ સંશયી થાય છે તે કોઇ પણ રીતે હાંસી કરવાના ભાવથી સંશયયુક્ત થતા નથી, આ વાક્ય અવગણનાનું નથી પણ માનવાચક ને ટેનિસન કવિએ કહ્યું છે તે ખરાખર છે કેઃ—

"શ્રદ્ધામાં ગભરાઇ ગયલો, પણ કૃત્યવાળો એવા તે માણસે પોતાનો વખત પૂરો કર્યો. હાલના અનેક મતવાળા પૈકી અર્ધાઅર્ધ માણસોમાં શ્રદ્ધા હશે તેના કરતાં શુદ્ધ ભાવથી જેમના મનમાં શંકા ઉત્પન્ન થયલી હોય છે તે લોકોમાં વધારે શ્રદ્ધા છે એ ખચીત માનજો."

આના સંબંધમાં બે મહાન પુરૂષોનાં દૃષ્ટાંત અત્રે આપું છું. પ્રોફેસર ટિન્ડલ કહે છે કે, "જગતમાં દેખાઇ આવતી જે શક્તિને હું જોઉં છું, તેને પદાર્થવિષયક રૂપ આપવાનો હું જયારે યત્ન કરૂં છું ત્યારે તે મારી પાસેથી ખસી જાય છે, અને તેના ઉપર માનસિક ક્રિયા ચલાવવા દેતી નથી. તેને હું સર્વનામ 'તત્'

લગાડી શકતો નથી; હું તેને ‘ મન ’ નામ આપી શકતો નથી; તેને ‘ કારણ ’ નામ આપવું મને યોગ્ય લાગતું નથી. તેનું રહસ્ય ખરેખર મને અંધકારમાં નાંખે છે.” પ્રો. હક્સલી એ આપણા દેશનો એક મહાન વિચાર કરનાર પુરૂષ છે, અને સાધારણ અર્થમાં કોઇ પણ ધર્મ સંબંધી સંસ્થાઓનો તે હિમાયતી નથી; આમ છતાં પણ તેણે કહ્યું છે કે “ લોકસમસ્તને કલ્યાણકારી નિવડે એવો રાજ્યસ્થાપિત ધર્મસમાજ હોઇ શકે એવું મને લાગે છે. આ ધર્મસમાજમાં પ્રત્યેક અઠવાડિયે જે જલસન થાય તેમાં નિગમશાસ્ત્રને લગતા અમુક ગૂઢ વિચારોનું વિવેચન ફરી ફરીને થવાને બદલે સત્ય, શુદ્ધ અને પ્રમાણિક જીવનનું ઉંચામાં ઉંચું ધોરણ લોકોને સમજવામાં આવે; જે સ્થળમાં સંસારની રોજની ખટપટ અને ચિંતાના બોજાથી કંટાળી ગયા હોય તેવા માણસોને વધારે ઉંચા પ્રકારનું જીવિત કે જે સર્વને મળી શકે એમ છે છતાં થોડાકજ પ્રાપ્ત કરી શકે છે, એવા જીવિતનો શાન્તિથી વિચાર કરવા સારૂ ક્ષણવાર પણ આરામ મળે; જે સ્થળમાં ધંધાર્થી અને સંસારની ખટપટમાં પડેલા માણસને એવો વિચાર કરવાનો વખત મળે કે આખર સરવાળે શાન્તિ અને ઉદાર બુદ્ધિની સાથે સરખાવતાં પોતે જે બદલો ને ફાયદો મેળવવાની આશા રાખે છે તે ઘણોજ નજીવો છે. ખાતરીથી માનજો કે આવો ધર્મસમાજ આવું મનન ને ચિંત્વન કરવાનું સ્થળ હશે તો કોઇ પણ માણસ તે બંધ પાડવાની ઇચ્છા રાખશે નહીં કે પ્રયત્ન કરશે નહીં,”

આર્નોલ્ડ અને મોરિસ, કિંગ્સલી, સ્ટાનલી, અને જોવેટ જે પ્રકારના ધર્મસમાજના હિમાયતી હતા તે આનાથી ઘણા જુદા પ્રકારના નહોતા. ઇંગ્લન્ડનું ધર્મરાજ ધીમે ધીમે આવા ધોરણનું

થતું જાય છે, અને જેમ જેમ તે તેને મળતું જશે તેમ તેમ તે વધારે સ્થિર થશે.

નિગમશાસ્ત્રવેત્તાઓ સમજાય તેવી ભાષામાં પોતાના વિચાર દર્શાવવાનો યત્ન કરે છે, અને તેમના શબ્દે શબ્દનો અર્થ કરવાની આપણે આશા રાખીએ તો તેમને અન્યાય આપવાનું થાય છે. કવિઓ 'સૂર્યોદય' વિષે બોલે છે તે ઉપરથી તેઓ ખગોળવિદ્યાનો અનાદાર કરે છે એવો આરોપ આપણે તેમના ઉપર મૂકતા નથી; તેમજ સૂર્ય નથી ફરતો પણ પૃથ્વી ફરે છે એવું જે માણસ કહે છે તે શેકસપીઅર અથવા ટેનિસનની બદગોઇ કરે છે એવો તેના ઉપર આરોપ મૂકવામાં આવે તો તે વાજબી ગણાશે નહીં. શાસ્ત્રવિદ્યાની શોધોને માટે તેના ખાસ પારિભાષિક શબ્દની જરૂર પડે છે, અને નવીન જોડી કાઢેલા શબ્દોનો ઉપયોગ કર્યા વગર એક ફૂલ કે એક પત્થરનું આપણે બરાબર વર્ણન કે વિવેચન કરી શકતા નથી. તો આપણે ખાતરીથી માનવું જોઇએ કે મનુષ્યની ભાષા ઇશ્વરની અપાર શક્તિ સમજાવી શકે એ સંભવિત નથી.

જે બાબત તમે સમજાવી શકતા નથી કે સમજતા નથી તે માનવી એમાં કંઇ માન નથી. જેને માટે આપણી પાસે પૂરતો પુરાવો નથી તે બાબત માનવી તેમાં અગર જે બાબત આ ણે સમજી શકતા નથી તે આપણે માનીએ છીએ એવું આપણા મનમાં ધારવું તેમાં કંઇ માન નથી. ખરેખર, જે બાબતમાં આપણી ખાત્રી છે કે, તેને માટે સબળ પુરાવો નથી તે માનવી, એ બેશક અસંભવિતજ ભાસે છે. આથી ઉલટી રીતે જે બાબતમાં આપણને જરૂરનો ને પૂરતો પુરાવો મળ્યો હોય તે માનવી, અને તેવો પુરાવો ન મળ્યો હોય તે બાબત વિષે આપણે મત નહીં બાંધવો, એમ કરવું

એ આપણી ફરજ છે. ઘણા લોકો એમ ધારતા જણાય છે કે તેમણે અમુક બાબત કે સિદ્ધાન્ત માનવા જોઈએ અગર તે ખોટા છે એમ સમજવું જોઈએ; અને ખરૂં જોતાં એવું બને છે કે ઘણી ખરી બાબતોમાં તે ખરી માનવાને અગર ખોટી માનવાને આપણી પાસે પૂરતાં કારણો હોતાં નથી.

ખરી શ્રદ્ધા એ માત્ર માનસિક કસરત જેવી નથી. જે શ્રદ્ધા રાખવાનું આપણને ફરમાન થયું છે તે સજીવ શ્રદ્ધા માટે છે, અને કૃત્યો રહિતની જે શ્રદ્ધા હોય તે મૃત શ્રદ્ધા છે. સેલ્ડન શ્રદ્ધા અને કૃત્યોને પ્રકાશ (તેજ) અને ઉષ્ણતાની સાથે સરખાવે છેઃ "અગર જો કે, હું મારી બુદ્ધિ પ્રમાણે તેના વિભાગ પાડું છું; તે પ્રમાણે હું જાણું છું કે મિણબત્તીના દીવામાં તેજ અને ઉષ્ણતા બન્ને છે; પરંતુ મિણબત્તી હોલવી નાખો એટલે બન્ને અલોપ થાય છે." હીબ્રુજના સુંદર અગિયારમા પ્રકરણમાં શ્રદ્ધાને લગતા ઉલ્લેખ છે તે કૃત્યોના સંબંધના છે. શ્રદ્ધાને લીધે એબલે યજ્ઞો કીધા હતા; શ્રદ્ધાને લીધે નાહોએ આર્ક (વહાણ) બાંધ્યું હતું. શ્રદ્ધાને લીધે અબ્રાહમ પોતાનું ઘર છોડી ગયો હતો. જે બાબત તેઓ માનતા હતા અને જે કામ તેમણે કીધાં હતાં તેને માટે તેમને ખરેખર પૂરતા કારણ હતાં, અગર કંઇ નહીં તો તેમને પૂરતાં કારણ હતાં એવું તેઓ માનતા હતા એવું દરેક માણસ કબૂલ કરશે. દુઃખદાયક અથવા મહેનતનું કામ તેમને માથે આવી પડવાથી તે કરવાને તેઓ અચકાયા નહી, પણ તેમને વાજબી લાગ્યું તેવું કામ તે દરેકે પ્રમાણિકપણે બજાવ્યું તેટલા માટે તેમનાં વખાણ થયાં હતાં. તેમ છતાં કંઇ પણ, નિશ્ચય ઉપર આવી શકીએ એવા પ્રકારની પૂરતી સાબિતીઓ ન હોય તે વખતે આપણે મત એક પણ તરફનો બાંધવો નહીં

એ આપણું એક કર્તવ્ય છે અને આ કર્તવ્ય કોઈ પણ રીતે સહેલું ગણાય તેવું નથી. એવી ઘણી બાબતો છે કે જેના સંબંધમાં શંકા રાખવી એ જો કે સદ્ગુણ ન ગણાય તોપણ બેશક કર્તવ્ય તો ગણાય જ.

આપણા જ્ઞાન ઉપર પડદો ધીમે ધીમે ખસતો જાય છે, પણ અગણિત પ્રશ્નો–વિષયો–એવા પ્રકારના છે કે જેને માટે હાલના સમયમાં તો આપણે અજ્ઞાન રહેવામાંજ સંતોષ માનવો જોઇશે.

મનુષ્ય પ્રાણી તરીકે આપણા સુખનો આધાર અપૂર્ણ જ્ઞાનવાળા હોવામાં, અને તે પણ જે વિષયો મુખ્યત્વે કરીને આપણા પોતાના સંબંધવાળા છે, તેમાં અપૂર્ણ જ્ઞાનવાળા હોવામાં સંતોષ માનવો એના ઉપર રહેલો છે....આપણો બધો આનંદ અને સૂક્ષ્મ ગતિ એનો આધાર વાદળોમાં ( અજ્ઞાનપણામાં ) છે. રહેવાને અને શ્વાસ લેવાને આપણે શક્તિમાન થઇએ તેના ઉપર રહેલો છે. તે વાદળું કોઇ જગ્યાએથી ખસી જાય, કોઇ જગ્યાએ આવી તેને ઢાંકી દે, તે જોવું અને તેના આછા પડદામાંથી સંગીન અને સ્થાયી વસ્તુનો આભાસ માલમ પડે તેથી ખુશ થવું, એમાં આપણે સંતોષ માનવાનો છે; આમ છતાં પણ છુપાપણામાં કંઇક પ્રૌઢતા નજર આવે છે તે જોઇને, અને તેથી શુદ્ધ પ્રકાશ–તેજથી આપણે દાઝી જાત અથવા અપાર સ્પષ્ટતાને લીધે આપણે થાકી જાત એવી જગ્યાએ તે લાભકારી પડદો પથરાયલો છે તે જાણીને, હર્ષ પામવામાં આપણે સંતોષ માનવાનો છે. " *

* રસ્કિન.

## પ્રકરણ ૧૫ મું.

### આશા.

આશાને શ્રદ્ધા અને ઉદાર બુદ્ધિ એની સાથે સદ્‌ગુણ તરીકે ગણવામાં આવે છે તે બાબત મેં ઘણી વાર કેટલાકને આશ્ચર્ય પામતા સાંભળ્યા છે. શ્રદ્ધાને સદ્‌ગુણ ગણવાનું કારણ સમજી શકાય અગર તે ખોટું સમજાય, અને ઉદાર બુદ્ધિ તો સદ્‌ગુણ છે એ સ્પષ્ટ છે, પણ આશા એ સદ્‌ગુણ શી રીતે થયો?

તેમ છતાં પણ નિરાશ થવું એ ખચિત ખોટું છે, અને નિરાશા થવી એ જો ખોટું હોય તો આશા રાખવી એ વાજબી છે. સહનશીલતા અને ધારેલા કામને વળગી રહેવું એમાં આશાનો સમાવેશ થયેલો છે; અને ગમે તેવા ઉમદા પ્રકારના શૂરવીરપણાના કૃત્યના કરતાં સહનશીલતા એ લક્ષણની વધારે સારી કસોટી છે. એકનિષ્ઠ અને દુઃખ સહન કરનાર એવી અનેક સ્ત્રીઓ ખરેખરી પ્રાણત્યાગી થઇ છે.

કોઇ પણ બાબતને માટે મનમાં અતિશય ખેદ કરશો નહીં. માણસ નાઉમેદ થતો નથી ત્યાંસુધી તે કદી પણ ખરેખરો હાર પામેલો ગણાતો નથી.

> "કોઇ પણ બનાવ બને તેમાં હાર ખાઇ જઇએ તે કંઇ નામોશીભરેલું નથી; અગર સામા માણસનું બળ વધારે હોય તેથી માર ખાઇ જઇશું તેમાં શરમાવાનું નથી; આથી કંઇ માણસ હલકો ગણાતો નથી; પરંતુ હિમ્મતથી સામા થયા વગર પૂંઠ ફેરવી પાછા ફરી જવું અને ભાગી જવું અથવા એમને એમ શ-

રણ થઈ જવું એ કંઇ માણસનું નસીબ કહેવાય
નહીં, પણ તેમાં તેનો પોતાનો જ દોષ છે એમ
ગણાય છે. "*

આ દુનિયામાં કંઇ કામ કરવા યોગ્ય હોય તે કરવાની આપણી ઇચ્છા થાય તો તેના સંબંધમાં પાકો વ્યવહારબુદ્ધિવાળા અને મશ્કરા ગૃહસ્થ સિડની સ્મિથે ઘણી જ ઉમદા સલાહ આપી છે, તે પ્રમાણે ચાલવું ઠીક છે, એણે કહ્યું છે કે આવે પ્રસંગે આપણે "કિનારા ઉપર ઠંડી અને ભયનો વિચાર કર્યા કરતા અને ધ્રૂજતા ઉભા રહેવું નહીં, પણ તેમાં કુદી પડવું જોઇએ અને કામ સાધવાને આપણાથી જેમ બને તેમ સારો માર્ગ શોધી કાઢી આગળ વધવું જોઇએ." ખરેખરા ભયથી માણસ ક્વચિત જ બીએ છે એ વિચિત્ર વાત છે. જે કલ્પિત ભય છે તેનાથી તેઓ ઘણા જ વધારે ડરે છે, દાખલા તરીકે, આપણી હાંસી થશે એ વિચારથી તેઓ બહુ બીતાં રહે છે.

ખોટી શરમને લીધે કદી પણ ડરતા નહીં કે કામ કરવામાં આંચકો ખાતા નહીં. પીટર હિમ્મતથી ફારિસીઓ[1] અને લશ્કરી સિપાઇઓની સામે થયો હતો, પણ મુખ્ય પાદરીના દીવાનખાનામાં ઉભેલી દાસીઓ અને નોકરોની મશ્કરી તેનાથી સહન થઇ શકી નહીં.

"ડરકણ માણસો પોતાનું ખરૂં મોત આવે છે
ત્યારપહેલાં ઘણી વાર મરી જાય છે; શૂરવીર પુરૂષ
તો એકજ વખત મરે છે."[1]

---

* બટલર.

૧. યાહુદી લોકોમાં ધર્માચાર ઉપર ઘણોજ આગ્રહ બતાવનાર અને પવિત્રતાનું બારે કાળ રાખનાર એક પંથમાંનું માણસ.

ડૉન ક્વિકસૉટ તબેલાની બારીમાંથી લટકતો હતો તે વખતે પોતે એક ભયંકર ઊંડા ખાડા ઉપર લટકતો હોય એવું તેને લાગતું હતું, પણ મેરિટોર્નિસે તેનો હાથ છોડાવી નાખ્યો ત્યારે તેને માલમ પડયું કે તે પોતે જમીનથી થોડાક તસુ જેટલીજ ઉંચાઇએ હતો.

'પિલગ્રીમ્સ પ્રોગ્રેસ' માં મિસ્ટ્રસ્ટ (અણવિશ્વાસ) અને ટિમરસ (ડરકણ), એઓ જે સિંહોથી ગભરાઈ ગયા હતા, તેમનેજ હિમ્મતથી નજદીક ગયો ત્યારે ક્રિશ્ચ્યને સાંકળે બાંધેલા જોયા હતા.

લડાઈમાં ફતેહ મેળવેલાં એવાં કેટલાં બધાં લશ્કર હેબકને લીધે રસ્તોવાઇ નાશી ગયાં હતાં! હેબક શબ્દમાંજ કારણ વગરની બીકનો અર્થ સમાયલો છે, અને વળી ધોળે દહાડે કેટલીક વાર ધાસ્તી લાગે છે ને ચિંતા થાય છે તે ઘણી વાર શું પાયા વગરની નથી માલમ પડી?

"એવાં ઘણાંક દુઃખ છે કે જે આપણે ફરી ફરીને યાદ ન કરીએ અને તેના વિચાર મનમાં ન આણ્યા કરીએ, તેમજ તેને આપણા અંતઃકરણમાં સ્થાયી જગ્યા ન આપીએ તો પરપોટો ફુટી જાય છે તેમ તે દૂર થાય છે અને તેની વિસ્મૃતિ થઈ જાય છે.

એવાં કેટલાક શોક છે કે જેને ઉડાવી દેવા સારૂ આપણે જાણે પાંખો આપવા આનાકાની કરીએ છીએ; તેમ ન કરીએ તો કાલે સવારે તે સઘળા નાશ પામે -દૂર થાય. તેને ફરી ફરી યાદ કરવાથી તેમજ તે

૧. શેક્સપીઅર.

મનમાં ઘોળાયા કરે છે તેથી અનેક પ્રકારની ભયંકર
બાબતો ઉત્પન્ન થઇ વધારે વધારે ખેદ થાય છે."*

અસંતુષ્ટ માણુસે પોતાનેજ પ્રશ્ન કરવો કે તે પોતાની સ્થિતિ બીજા કયા માણુસની સ્થિતિ સાથે અદલાબદલી કરવા ઇચ્છે છે. એક માણુસની તન્દુરસ્તી, બીજા માણુસની સંપત્તિ, અને ત્રીજા માણુસનું ઘર એ પ્રમાણે લેવાની તેણે આશા રાખવી ન જોઇએ જો તે નારાજ થયો હોય તો તેણે પોતાનું સઘળું અદલબદલ કરવુ જોઇએ, અગર તો કંઇ પણ અદલબદલ કરવું ન જોઇએ.

કોલરીજ ઉપર મોટી આફત આવી પડી હતી તે વખતે સર હેમ્ફ્રી ડેવીને લખ્યું હતું, "આ બધા ફેરફાર, માનભંગ અને દહેશતોમાં અનાદ્યંતનું સ્મરણુ મારા મનમાં રહેલું છે, અને તેથીજ કરીને હું જે જે સહન કરૂં છું તે બધામાં મારૂં કલ્યાણ છે એવી આનંદ ઉપજાવે તેવી મારી શ્રદ્ધા દબાયા વગરની જારી રહેલી છે."

આટલા માટે કદી પણ આશા છોડી દેશો નહિ. બીજી કાંઇ પણ ચીજ પાછી સંપાદન કરી શકાય પરંતુ નિરાશાનું તેમ નથી. સિરાકના છોકરાએ કહ્યું હતું કે, પોચા હૈયાના માણુસના અવતારને ધિક્કાર છે."

"જો એક વાર હિમ્મત ગઇ તો પછી બધું ગયુંજ
સમજવું. હિમ્મત ગુમાવે તેના કરતાં તો તું આ
દુનિયામાં અવતર્યો ન હોત તો સારૂં થાત."[1] "સહન
કરવું એ આપણા નસીબને જીત્યા બરોબર છે.[2]"

* જી. કલાર્ક.

૧. ગીટે ૨. કૅમ્પબેલ

"જીવ પર આવીને કંઈ પણ કામ કરતાં પહેલાં સાવચેત રહો; ગમે તેવો માઠો દિવસ હશે તોપણ એ દિવસ કાઢી નાખશો તો તે જતો રહેલો જણાશે."[1]

દરેક માણસ ભૂલ તો કરે છે. જે માણસ કદી પણ ભૂલ કરતો નથી તે ખરૂં જોતાં કંઇ પણ કામ કરી શકતો નથી, એવું કહ્યું છે તે ખરેખર છે. પરંતુ આપણે એકજ પ્રકારની ભૂલ બે વખત કરવી જોઇએ નહીં. તમારી ભૂલો તે તમને બોધ આપનાર-ધડો આપનાર થવી જોઇએ, અને એ પ્રમાણે કરીને તમારી જીંદગી વધારે સારી નિવડે તે માટે તે ભૂલોને પહેલાં પગથિયા તરીકે ગણવી જોઇએ.

જોસેફ હ્યુમ કહેતો હતો કે ૧૦૦૦૦ પાઉન્ડની વાર્ષિક ઉપજવાળી જાગીર મારી પાસે હોય તેના કરતાં મારો સ્વભાવ આનંદી રહે એ હું વધારે પસંદ કરૂં છું.

કોઇ પણ કામ કરવાને વર્તમાન કાળ એ સર્વ રીતે ઉપયોગી છે પરંતુ ગત સમયમાં અને ભવિષ્યમાં જીંદગી ગાળવી એ વધારે ડહાપણવાળું કામ છે, એ કહેવામાં અર્થ રહેલો છે. વર્તમાનની ખાતર ભવિષ્યના સુખનો ભોગ આપણે આપીએ છીએ. ચાલુ સમયમાં મળતા ક્ષણભરના સંતોષની ખાતર હવે પછીનાં વર્ષોમાં મળવાનું સુખ ગુમાવીએ છીએ, તેને લીધે આ જીંદગીમાં

---

૧. કુપર. વળી સરખાવો:—

'સદા કાળ યહ નહીં રહે યોં બિચાર પ્રતિછન્ન;
હરખ શોખ વ્યાપે નહીં, રહે એક રસ મન્ન.'—દયારામકૃત સતસૈયા.

આપણને ઘણાં દુઃખ પડે છે. બેશક એ તો ખરૂં છે કે હાથમાં આવેલું એક પક્ષી તે ઝાડીમાંનાં બે પક્ષીની બરાબર છે (ઓટીમાંનો હારે અને મૂઠીમાંનો જીતે' એવી આપલી કહેવત પ્રમાણે); પરંતુ એવું બનવાનો સંભવ છે કે ઝાડીમાંનું પક્ષી કદી પણ પાંજરામાં આવશે નહીં, અને તેથી ઉલટી રીતે, ભવિષ્ય તો આવવાનુંજ એવી ખાતરી છે; અને આ પ્રમાણે હોવાથી 'જે માણસોનો આનંદ યાદદાસ્તમાં રહે છે અને જેમની તૃષ્ણા સ્વર્ગમાં છે, જે માણસો જુદી જુદી બાબતો યાદ કરીને આનંદ માની લે છે અને સ્વર્ગ માટે જેઓ આકાંક્ષા રાખે છે'[1] તે માણસો બધાં કરતાં વધારે સુખી છે.

આપણે 'ભવિષ્યમાં જીંદગી ગાળીશું' તો આપણે ક્વચિતજ આડે રસ્તે દોરવાઇશું, કેમકે "ક્ષણિક અને નાશવંત વસ્તુ કે જેની સાથે ખરા પ્રકારની જીંદગીને કદી મેળ આવતો નથી તે વસ્તુને માણસે તજી દેવાની છે, અને તે એમ કરે છે એટલે સઘળાં કલ્યાણ અને સુખની સાથે અનાદ્યંત તેની પાસે આવી પહોંચે છે અને તેની સાથે રહે છે."

> માણસે હિમ્મતવાન થવાની ટેવ રાખવી જોઇએ,
> અને 'તેમ કરવાની ઇચ્છા રાખવી જોઇએ તથા છાતી
> ચલાવવાની ઉલટ રાખવી જોઇએ.'[2]

કેમકે

> 'આપણી શંકાઓ એ વિશ્વાસઘાત કરનારી વસ્તુ
> થાય છે, અને જે લાભ આપણે ઘણી વાર મેળવી
> શકીએ એવા હોય છે તે લાભ યત્ન કરવાની બીક
> રાખવોને લીધે ગુમાવી દેવાય છે.'[3]

---

૧. રસ્કિન. ૨. સ્કૉટ. ૩. શેક્સપીઅર.

હિમ્મત એ એક સદ્‌ગુણ છે એટલુંજ નહીં, પણ માણસની મૂળ પ્રકૃતિનો એક અગત્યનો ભાગ છે. જો કે માણસ નમ્ર તેમજ શૂરો હોવો જોઇએ, અને સ્ત્રી હિમ્મતવાન તથા નમ્ર હોવી જોઇએ એ તો જરૂરનુંજ છે, તોપણ જે પ્રમાણે સ્ત્રી નામને યોગ્ય થવાં સારૂ સ્ત્રી નમ્ર અને કોમળ હોવી જોઇએ, તેજ પ્રમાણે માણસ નામને લાયક થવા સારૂ માણસે શૂરા થવું જોઇએ.

સાહસ એ કંઇ હિમ્મત નથી. ભયનો અનાદર કરવો એમાં હિમ્મત જણાતી નથી, પણ બહાદુરીથી તેની સામે થવું એ હિમ્મત ગણાય છે. વગર જરૂરનું કે બિન ઉપયોગનું જોખમ વહોરી લેવું એ કંઇ હિમ્મત નથી, પણ જયારે ભય કે સંકટ આવી પડે છે ત્યારે ડરકણપણું બતાવવાથી તે વધારે ભારે થાય છે; પણ બહાદુરીથી અને શાંતપણાથી તેની સામે થવું એજ સલામતીનો ખરો માર્ગ છે. લડાઇમાં શત્રુ સામે આવ્યો હોય તે વખતે પૂંઠ ફેરવી નાશી જવું એ મરવાનો જ માર્ગ કહેવાય, અને ખાસ કરીને એકિલિસના જેવા એડી આગળ જેઓ ભેદનીય હોય છે તેવા, માણસનું તો આ પ્રમાણે નાસવાથી મોતજ આવે છે.

બર્ક કહે છે કે, "કોઇ પણ વસ્તુ ઘણીજ ભયાનક બનાવવાને સારૂ સાધારણ રીતે અપ્રસિદ્ધપણું (તે વસ્તુ શી છે તે બાબતમાં અજાણપણું) જરૂરનું લાગે છે. કોઇ પણ ભય ખરેખરો કેવો છે તે આપણે જાણીએ છીએ, આપણે પોતે તે બરોબર જોઇ શકીએ છીએ, ત્યારે ઘણે ભાગે ભીતિ કમી થાય છે" જૂની વાતોમાં લખ્યા મુજબ પીંછાથી બીધેલું હરણ પારધીના હાથમાં સપડાઈ ગયું હતું, અને ઘેટાંના ટોળાથી ઊડેલી ધૂળ જોઇ સામા શત્રુ આવે છે એવું ધારીને લશ્કરના સીપાઇ ઓથામાં ભરાઇ ગયા હતા.

હમેશાં શાંત પ્રકૃતિ અને હિમ્મત રાખવા પ્રયત્ન કરજો.

'ભયરૂપી કોવચના છોડમાંથી નિભર્યપણા રૂપી
ફુલ તોડો.'

હદ કરતાં વધારેની આશા રાખતા નહીં. ગીટએ કહ્યું છે કે, "થોડાની આશા કેવી રીતે રાખવી અને વધારે શી રીતે ભોગવવું એ ફતેહનો છુપો ભેદ છે."

હદ કરતાં વધારેની આશા રાખવી નહીં, અને તેની વાજબી હોય તે કરતાં વધારે જલદીથી આશા રાખતા નહીં. "કેવી રીતે રાહ જોવી એ જે માણસ જાણે છે તેને સઘળી વસ્તુ પ્રાપ્ત થાય છે." માણસ પોતાના પ્રકાશમાં ઉભો રહે છે તે વખતે પોતાનો જે પડછાયો પડે છે તે જીંદગીનો કાળામાં કાળો પડછાયો છે એવું કહેવામાં આવ્યું છે તે વાજબી છે. તેમ છતાં પણ આપણે ગમે તેટલા પ્રયત્નો કરીએ, તોપણ દુઃખ આવવાનાંજ; અને તે હિમ્મતથી સહન કરવાં એ આપણું કામ છે.

રિકટરે કહ્યું છે કે, "તમારો ઘણીજ આફતનો વખત આવ્યો હોય ત્યારે તમારો સુખીમાં સુખી વખત ગયો હોય તે યાદ કરજો."

"સહન કરવું અને બળવાન થવું એ કેવી
ઉમદા વસ્તુ છે તે જાણો."

વળી

"થવાનું હોય તે થાય, પણ વખત જવાનો
અને કલાક પૂરો થવાનો અને એ પ્રમાણે ખરાબમાં
ખરાબ દિવસ પણ વહી જશે."[1]

---

૧. શેકસપીઅર.

આ વાત જાણીને આપણને હમેશાં દિલાસો મળે એમ છે; કેમકે જ્યોર્જ મેકડોનાલ્ડ કહે છે તે પ્રમાણે—

' જો અંતઃકરણ શુદ્ધ હશે અને સ્નેહ સબળ હશે તો કોઇ પણ બાબત હદ કરતાં વધારે ખરાબ થનારી નથી; કારણ કે જો ધુમસ પડશે અને વરસાદ વરસશે તો તે પણ સ્નેહને લીધે બદલાઇ જઇને પાછો સૂર્યનો પ્રકાશ થશે (દુઃખ દૂર થઇ સુખનો અવસર આવશે.)

" શિયાળા પછી ઉનાળો આવે છે, રાત્રી પછી પાછો દિવસ દેખાય છે, અને મોટા તોફાન પછી ઘણીજ શાંતતા થાય છે."[1] આપણો સંસારમાર્ગ ગમે તેટલો અંધકારમય —દુઃખદ—દેખાય તોપણ યાદ રાખજો કે ભારેમાં ભારે સંકટોને–શોકને–પણ વખત નરમ પાડી દે છે. " ઉદાસી કદાચ એક રાત રહે, પણ સવાર પડતાં આનંદ પાછો આવે છે."

" શોકાતુર હૈયા ! તું શાંત થા અને શોક કરવો બંધ રાખ; વાદળાંની પાછળ હજી સૂર્ય પ્રકાશે છે; તારૂં પ્રારબ્ધ છે. દરેક મનુષ્યની જીંદગીમાં કંઇક વરસાદ તો પડવાનો—થોડી ઘણી આફત તો આવવાની, તેમ કેટલાક દિવસ તો અંધકારમય અને શોકમય હોવાનાજ."[2]

કોઇ પણ ફેરફાર થાય તે જો શરૂઆતમાં વિપત્તિ જેવું લાગે તો તે ખરેખરી વિપત્તિ છે કે કેમ તેની ખાતરી તો કરજોજ. ઉપરના દેખાવ ઘણી વાર ભૂલાવામાં નાખનાર હોય છે. આ દુનિયા આપણે રહીએ છીએ તે એવી છે કે નજીવી વાતોથી નાઉમેદ

૧. ઇમીટેશન ઑફ ક્રાઇસ્ટ. ૨. લોંગફેલો.

થઇ જવું આપણને પરવડે તેમ નથી, અને આપણે શું કરી શકીએ એમ છે તે આપણે પ્રયત્ન ન કરીએ ત્યાં સુધી જાણી શકતા નથી. આપદા અને દુઃખ એ ઘણીવાર વેષધારી મિત્રો હોય છે. સર મો. ગ્રાન્ટ ડફ પોતે લખેલા રેનના જીવનચરિત્રમાં જણાવે છે કે, "એવા ઘણા માણસો છે કે જેમના જીવન વિષે આપણે કાળજી રાખવા જેવું હોતું નથી—જેમની હયાતમાં આપણે તેમના તરફ વિશેષ લક્ષ આપેલું હોતું નથી, જેમના મોત માટે આપણને ઇર્ષા થાય છે." વળી ઇતિહાસ ઉપરથી જણાય છે કે રાજ્યપદ પ્રાપ્ત કરવાથી જેટલા માણસ અમર થયા છે તેટલાજ ફાંસીએ ચઢવાને કારણે અમર થયલા છે. આપણે માથે કંઇ પણ દુઃખ કે સંકટ આવી પડે છે તો તે આપણા પોતાના દોષને લીધે હોય છે અગર લોકોના કલ્યાણને અર્થે હોય છે.

> " સુજ્ઞ માણસો હાથ જોડી બેશી રહીને પોતા પર આવેલી આફત માટે શોક કર્યા કરતા નથી. પણ થયલું નુકશાન અને આવેલી આફત શી રીતે દૂર કરવી તેના રસ્તા ઉમંગ રાખીને શોધે છે. "*

વળી જીંદગીમાં મળેલાં અગણિત સુખ અને લાભ માટે આપણે પાડ માનીએ અને તેનો પૂર્ણ રીતે ઉપભોગ કરીએ, તેની સાથે પડેલાં સંકટો અને વિપત્તિઓ કેવળ દુઃખ છે એવું આપણે સમજવું જોઇએ નહીં. સતત અને એક સરખી ફતેહ થાય તેથી કોઇ પણ માણસ વધારે સારા સ્થિતિએ પહોંચી શકનાનો નથી કે તેને વધારે લાભ થશે એમ સમજવાનું નથી. જો આ ફતેહને એક ભારે કસોટી ન ગણીએ તો પણ તે માણસને

* શેકસપીયર.

કમજોર અને નબળી કરી નાખ્યા વગર રહેતી નથી. મુશ્કેલીઓમાંથી પાર ઉતરવું, લાલચો અટકાવવી, દુઃખ આવી પડે તે હિમ્મતથી સહન કરવાં, આ બધાથી માણસનું વર્તન સારૂં, બળવાન અને ઉંચા પ્રકારનું થાય છે.

ઉનાળાના મૃદુ પવન અને આનંદકારી પ્રકાશનો આપણે પૂર્ણ ઉમંગથી ઉપભોગ કરીએ છીએ, પરંતુ કુદરતની જે પ્રૌઢતા અને સુંદરતા આપણે જોઇએ છીએ તે તેને શિયાળાનાં બરફ અને તોફાન (વાવંટોળ) ને લીધે ઘણે ભાગે મળે છે.



## પ્રકરણ ૧૯ મું.

### ઉદાર બુદ્ધિ.

સામા માણુસ આપણા પ્રત્યે અમુક રીતે વર્તે એવી આપણે ઇચ્છા રાખીએ તેજ પ્રમાણે આપણે તેમના પ્રત્યે વર્તવું જોઇએ એટલુંજ નહી, પણ આપણે માટે તેઓ માયાળુપણાથી વિચાર કરે એવી આપણે ઇચ્છા રાખીએ તેજ પ્રમાણે આપણે તેમને કંઇ છૂટ આપીશું નહીં, તો તેઓ આપણને તેવી છૂટ આપે એવી આશા શી રીતે રાખી શકીએ ? વળી એકંદર જોતાં સામા માણુસના કૃત્યોનો આપણે ઉદાર બુદ્ધિથી વિચાર બાંધીશું તો તે ખોટા હોવાને બદલે ખરા હોવાનો વધારે સંભવ છે.

" આલ્પસ પર્વત ઓળંગતી વેળાએ હેનિબોલે કહેલું કહેવાય છે તે પ્રમાણે, અડચણો ઉપર સરકો રેડવાથી તે દૂર કરી શકાય છે એવું કેટલાક માણુસો ધારે છે. "[1]

બીજા કેટલાક માણુસો પારકાને માટે કેટલાક ભોગ આપવાને તૈયાર હોય છે, પણ જીંદગીના આનંદ અને સુખમાં ઘણાક વધારો કરે છે તેવાં માયા અને સ્નેહનાં નાનાં નાનાં કૃત્યો કરવાનું ભૂલી જાય છે.

સામા માણુસના કોઇ પણ કાર્ય માટે આપણને ફરિયાદ કરવાનું કંઇ પણ કારણ હોય તોપણ તેનો દોષ આપણે ધારતા હોઇએ તેવો ગંભીર કે ભારે કવચિતજ હોય છે, અને તેણે પહોંચાડેલા નુકસાન માટે આપણા મનમાં માઠું લગાડવાથી તો

૧. ' સત્યને માટે સ્પર્ધકો ' નામનો ગ્રંથ.

આપણે તે વધારે ખરાબ કરીએ છીએ. વેર લેવું એ મૂળ નુકસાનના કરતાં પણ આપણને વધારે હેરાન કરે છે, અને " મધ માખી જો ગુસ્સો લાવીને ડંખ મારે છે તો પોતે મરી જાય છે. "[1] તેજ પ્રમાણે જે માણસ સામા માણસને ઇજા કરવાનો ઇરાદો રાખે છે તે તેજ વખતે પોતાને વધારે નુકશાન કર્યો વગર રહેતો નથી.

કેટલાક માણસને સામા માણસના દૂષણ જ શોધવાની ટેવ પડેલી હોય છે, તેમ છતાં પણ ખોડ કાઢવી તેના કરતાં વખાણ એ વધારે ડહાપણનું કામ છે, તેમજ છિદ્ર કાઢવાં એ કંઇ ખરે ખરી ટીકા કહેવાય નહીં. ટીકા કરેલી કદાચ ખરી હોય પરંતુ તે પૂરેપૂરૂં સત્ય છે ? નાટક થતું હોય તે વખતે પડદા પાછળ ઉભા રહીને જોવું એ ઘણું આનંદમય લાગે છે, પરંતુ ભજવાતું નાટક જોવાની ઉત્તમમાં ઉત્તમ જગ્યા તે નથી. લોકોમાં તેમજ જીવનમાં જે જે નઠારી બાબત હોય તે નહીં, પણ સારી બાબતો હોય તે શોધવાનો પ્રયત્ન કરો; અને તેવો હેતુ રાખશો તો તમે શોધતા હશો તે વસ્તુ તમને પ્રાપ્ત થશે.

હમેશાં ધૈર્ય રાખજો. આપણે જાણીએ છીએ કે છોકરાંઓ ચિડિયાં થયાં હોય છે તો દશમાં નવ જણનું કારણ તેમને થતું દુઃખ હોય છે; અને આ બાબતમાં સ્ત્રી અને પુરૂષ બન્ને મોટી ઉમ્મરે પહોંચેલાં છોકરાંજ છે. આસપાસના બધા સંજોગો આપણા જાણવામાં આવ્યા હોય, તેમના મનમાં લાગણી કેવી થયેલી છે તે બધું આપણા જાણવામાં આવ્યું હોય, તો ઘણી ખરી બાબતમાં ચિડિયા થયલા લોકો ઉપર આપણે ગુસ્સે થઇશું નહિ પણ ઉલટા તેમને માટે દીલગીર થઇશું.

૧. શેક્ષપિઅરનું રાજા સ્પાન્ડેરે કરેલું ભાષાન્તર

કોઇ માણસ આજારી થયાની આપણને ખબર મળે છે ત્યારે આપણે તેની તબિયત વધારે ન બગડે પણ જલદીથી સારી થાય, તેને માટે કેટલી કાળજી રાખીએ છીએ ને સંભાળ લઇએ છીએ, તેની ઇચ્છા પૂરી પાડવા સારૂ કોઇ પણ બાબત કે વસ્તુની ના પાડવામાં આવતી નથી, જે જે બાબતના વિચાર આવે છે તે સઘળું તેની ખાતર કરવામાં આવે છે, તેને કોઇ પણ રીતે ખોટું ન લાગે અગર તે ખિજવાય નહીં એ ખાસ લક્ષમાં રાખવામાં આવે છે. પરંતુ આ બધું તે આજારી હોય છે, તે જ પ્રસંગે શા માટે કરવામાં આવે છે ? આપણે હમેશાંજ તેવા માયાળુ અને વિચારશીળ હોઇએ તો તેથી કેટલો બધો લાભ થાય ?

સામા માણસને જે અતિશય ચિંતા કાળજી તથા શોક થાય છે અને ન કહેવાય તેવાં દુ:ખો સહન કરવાં પડે છે તે આપણે જાણતા નથી. તેટલા માટે કોઇ પણ પ્રસંગે તમને એમ લાગે કે ફરિયાદ કરવાનું તમને કારણ મળેલું છે તો આવી બાબતોને લીધે છૂટ મૂકવી જોઇએ. આવા પ્રકારની છૂટ ઘણી વાર આપવામાં કંઈ પણ નુકસાન થશે એવી તમારે ધાસ્તી રાખવાની જરૂર નથી. હમેશાં મનમાં સારો ભાવ રાખીને દરેક બાબતમાં અને દરેક માણસ તરફથી જેટલો લાભ ને ફાયદો મેળવી શકાય તેટલો મેળવી લો.

" ગુજરી ગયલા માણસનું સારા સિવાય કંઇ બોલવું નહીં " એ મતલબની લાટિન ભાષાની કહેવત સારી છે; પરંતુ ગુજરી ગયલા માણસોનાજ સંબંધમાં એ પ્રમાણે શા માટે રાખવું જોઇએ ? બીજા લોકોના સંબંધના એક માયાળુ શબ્દના બદલામાં, એક સારૂં કૃત્ય થયલું જણાવવામાં આવ્યું હોય તેના

બદલામાં આપણે નઠારી પ્રકૃતિના માણસો કહે તેવી અનેક વાતો અથવા તેના વિરૂદ્ધમાં જાય તેવી ટીકાઓ શા કારણથી સાંભળીએ છીએ ? જે પ્રમાણે ગુજરી ગયલા માણસોના સંબંધમાં લોકો બોલે છે તેવુંજ જીવતા માણસોના સંબંધમાં તેઓ બોલતા હોય તો કેટલું વધારે સારૂં થાય ?

આટલા માટે ધ્યાનમાં રાખવાનું છે કે બીજા માણસને કોઈ પણ પ્રસંગે દોષિત ગણો તો ઉતાવળા થઇને તમે તેમ કરશો નહીં.

> " ( એમને એમ )મત બાંધી દેતો નહીં ! તેના મગજના અને તેના અંતઃકરણના વ્યાપાર તું જોઇ શકતો નથી, તારી ઝાંખી આંખે જે મોટા ડાઘા રૂપ લાગે છે તે ઇશ્વરના શુદ્ધ પ્રકાસમાં સારી રીતે લડીને ફતેહ મેળવી હોય તેવું રણક્ષેત્ર, કે જયાં તું બેશુદ્ધજ થઈ ગયો હોત અગર શરણજ થઇ હોત, તેવા કોઇ રણક્ષેત્રમાંથી લઇ આવેલા ઘા જેવોજ કદાચ લાગતો હશે. "×

નાપસંદગી બતાવવાની જરૂર પડે તેવા પ્રસંગો કદાચ આવશે, અગર તેવા ખચિત આવશે: પરંતુ સાધારણ નિયમ એવો રાખી શકાય કે કોઇના લાભમાં અથવા ભલું થાય તેવો મત આપી નહીં શકાય તેવું લાગે તો કંઇ પણ બોલવું નહીં, એ વધારે સારૂં છે. સિડની સ્મિથના સંબંધમાં એવું કહેવાય છે કે પોતાના ઓળખાણનો એક માણસ તેની ગેરહાજરીમાં પોતાને માટે ભૂંડું બોલતો હતો. તેને તેણે એવું કહાવી મોકલ્યું કે ' હું હાજર ન હોઉં તે વખતે મને લાત મારવાની પણ

× એ. એ. પ્રોક્ટર.

તમને છૂટ છે. ' તેમ છતાં પણ ઘણા ખરા માણસોને પોતાનો દોષ હોય તે મ્હોડે કહેવામાં આવે તે વધારે પસંદ પડે છે અને આપણો બચાવ કરવાને હાજર ન હોઇએ તે વખતે આપણી વિરૂદ્ધ કંઇ કહેવામાં આવે છે તો તેને માટે ખાસ કરીને ઘણું જ લાગે છે. કોઇ માણસ માટે કંઇ નઠારી વાતો કરી હોય કે દોષ બતાવ્યા હોય તો તે સાંભળતી વખતે લોકો હસે છે અને પોતાને ગમ્મત થયલી હોય એમ બતાવે છે. પણ એટલું ખચીત માનજો કે આ ઉપરથી તેઓ સ્વાભાવિક અનુમાન એવુંજ કરશે કે હવે પછી અમારો વારો આવશે, અને તે પ્રસંગે તમારી સાથે તેઓ ગમે તેટલા હસશે ને ખુશી થશે તો પણ અંદરખાનેથી તમારે માટે આમ કરવાથી વધારે પ્રીતિ ઉત્પન્ન થશે નહીં, પરંતુ મનમાં જૂદોજ ભાવ લાવશે.

" આ પ્રમાણે છે માટે તમારા બંધુ જેવા માણસને માટે દયાની લાગણીથી વિચાર બાંધો, અને તમારી બહેન જેવી સ્ત્રી માટે તેના કરતાં વધારે દયાવાળી લાગણીથી મત બાંધો. તેઓ કદાચ આડે રસ્તે ઉતર્યા હોય અગર તમનાથી ચૂક થઈ હોય તો જાણો કે મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે.

... ... ... ... ... ... ...

આમ હોવાથી સારાસાર વિચાર કરી મત બાંધતા અટકવું જોઇએ, કારણ આપણે કદી પણ તે ખરેખરો બાંધી શકવાના નથી. સામા માણસે જે કંઇ કામ કર્યું હશે તે કેટલેક અંશે આપણે ગણત્રીમાં કદાચ લઈશું, પરંતુ જે જે અડચણો અને મુશ્કેલીઓ સામે તેણે બાથ ભીડી હશે તે

આપણા જાણવામાંજ આવતી નથી."[૧]

અવાચક પ્રાણીઓના સંબંધમાં પણ મારે બે બોલ બોલવા જોઇએ. સેનેકાએ કહ્યું છે તે બરાબર છે કે, "ગળ, ફાંસા, જાળ, ને કૂતરા (અને હવે બંદુક પણ આમાં ઉમેરવી જોઇએ) એ બધાની મદદ લઇને આપણે સઘળાં જીવતાં પ્રાણીઓ સાથે લડાઇમાં ગુંથાયલા છીએ." આપણી હૈયાતીને માટે તેમના ઉપર કેટલે દરજ્જે આધાર રાખવો પડે છે એ દેખીતી રીતે જરૂરનું છે. આ પ્રમાણે જેમના પર આપણો આટલો બધો આધાર છે, તેમને નકામું દુઃખ કોઇ પણ રીતે ન આપવું અને તેમને પીડા ન થાય તેમ કરવું એ વધારે જરૂરનું છે, અને તે પર લક્ષ આપવું એ આપણી ખાસ ફરજ છે.

"લાગણીવાળા હલકામાં હલકા પ્રાણીને થતું
દુઃખ આપણા આનંદ કે આપણા ગર્વ સાથે કદી
પણ મિશ્રિત કરશો નહીં."[૨]

અવાચક પ્રાણીઓના આત્મા છે એવું આપણામાંથી ઘણા ખરા હાલમાં માનતા નથી, અને તેમ છતાં પણ મનુષ્ય પ્રાણીનો ઘણો મોટો ભાગ, બુદ્ધથી તે વેસ્લી અને કિન્ગસ્લી સુદ્ધાં તેમને આત્મા છે એવું માને છે.

એકંદર ગમે તેમ હો તોપણ પ્રાણીઓ ઉપર માયા અને મમતા રાખવીજ જોઇએ; તેમને વગર ખપની પીડા આપવી એ ખરેખર એક ગુન્હો છે.

'માયા, ઉપકાર અને પ્યારનાં નાનાં નાનાં નામ રહિત અને યાદ ન રહ્યાં હોય તેવાં કૃત્યોને' વર્ડસ્વર્થ 'સારા મનુષ્યની જીંદગીનો ઉત્તમમાં ઉત્તમ ભાગ' ગણે છે.

---

૧ બર્ન્સ. ૨. વર્ડસ્વર્થ.

"માણસને તેમજ પક્ષીને અને પશુને જે સારી રીતે ચાહે છે તે સારી રીતે પ્રાર્થના કરે છે. જે નાની મોટી બધી ચીજને (પ્રાણીને) ઉત્તમમાં ઉત્તમ રીતે ચાહે છે તે ઉત્તમ રીતે પ્રાર્થના કરે છે; કેમકે જે માયાળુ ઇશ્વર આપણુને ચાહે છે તેણે સઘળી વસ્તુ સરજાવી છે અને તે સઘળાને ચાહે છે."[1]

ઉદાર બુદ્ધિ એ દાનના પર્યાય તરીકે-દાનનાજ અર્થમાં ઘણી વાર વપરાય છે, અને તે પણ કેટલેક અંશે ખરૂં છે.

એક ગ્રીક કવિએ લખ્યું છે કેઃ—

"અજાણ્યા માણસો અને ગરીબ માણસો એ બધાને ઝીઅસે મોકલ્યા છે, અને ગમે તેટલું હલકું દાન પણ પ્રિય લાગે છે."

આમ છતાં પણ દાન કરવું એ ઉદાર બુદ્ધિનો માત્ર એક પ્રકાર છે. પણ તે કંઇ તેનો મુખ્ય ભાગ ગણાય નહિ, અને વળી તે એવું છે કે વિચારપૂર્વક પાત્ર જોઇને દાન કર્યું ન હોય તો સારૂં કરવાને બદલે-કોઇનું કલ્યાણ કરવાને બદલે-કદાચ નુકશાન કરે, અને ઘણીવાર તેમ થાયજ છે.

આના કરતાં પણ ઘણી વધારે જરૂર દયા અને મમતા-સ્નેહની છે.[2]

---

૧ કોલરીજ.

૨. આપણામાં પણ કહેવત છે કે 'દાન કરતાં દયા ભલી'. વળી 'દયા ધર્મનું મુળ છે' એમ ગણેલું છે.

'દયા ધરમકો મુલ હે, પાપ મુળ અભિમાન;
તુલસી દયા ન છાંડીયે, જબ લગ ઘટમેં પ્રાણ.

"સામા માણસનું દુઃખ કેવા પ્રકારનું છે તે સમજવાનું અને તેના જે દોષો હું જોઉં તે ઢાંકી દેવાનું મને શીખવો; જેવી દયા હું બીજાને માટે બતાવું તેવીજ દયા મારા પ્રત્યે બતાવજો."[1]

કોઇ માણસે તમારૂં નુકશાન કીધું હોય તો તે ભુલી જજો પણ તેણે જે ઉપકાર હોય તે કદી ભૂલશો નહીં.

"કૃતઘ્ન છોકરૂં હોય તે સર્પના દાંત કરતાં પણ કેટલું બધું વધારે અણીયાળું (દુઃસહ) છે."[2]

"દિવસનું તેજ જોવાને પાત્ર ન હોય તેવાં કેટલાં બધાં માણસો છે, તેમ છતાં પણ સૂર્ય તો ઉગે છેજ."[3]

જે માણસ બીજાને ક્ષમા કરતા નથી તેમણે પોતે ક્ષમા મેળવવાની આશા રાખવી જોઇએ નહીં.

"ધારો કે તમે મોતની પથારીમાં પડેલા છો અને છેવટની ઘડીનો ભય તમને લાગે છે, અને એવું તમને ભાસે છે કે આ દુનિયામાં બીજા લોકો પ્રત્યે તમે કેવું વર્તન રાખેલું હતું તેનો જવાબ આપવા સારૂ આખી પૃથ્વીના ન્યાયકર્તાની હજુરમાં નગ્ન રૂપે અને કોઇ પણ વેષ ધારણ કીધા વગર તમારે હાજર થવાની તૈયારી થઇ છે; જે માણસોએ તમને નુકશાન પહોંચાડેલું કે તમને ગુસ્સે કરેલા તેમના પ્રત્યે તમે દ્વેષ રાખી રહ્યા હતા, તેમના પ્રત્યે કંઇ દયાની લાગણી દર્શાવી નહોતી, તેમજ તમારા કૃત્યો માટે જે પ્રકારની ક્ષમા મેળવવાની તમારી ઇચ્છા છે અને જેની આશા ઉપરજ તમે હવે અવલંબી રહ્યા છો, તેવી ક્ષમાની બુદ્ધિ તમે બીજા તરફ રાખી નહોતી, એ વિચાર તમારા મનમાં

૧. પોપ. ૨. શેક્સપીયર. ૩ સેનેકા.

આ સમયે આવવાને લીધે સર્વ શક્તિમાન ન્યાય કર્તાના છેવટના ન્યાય માટે તમને જે ભયંકર ધાસ્તી લાગે છે તેવી ધાસ્તી બીજા કશાથી લાગે છે ?"[1]

બીજાએ કરેલા અપરાધ માટે ક્ષમા આપવી અને આપણા દુશ્મન પ્રત્યે ચાહના રાખવી એ દિવ્ય સૂત્ર બીજા ધર્મોના નીતિ શાસ્ત્રોમાં માલમ પડે છે ખરૂં, તો પણ તે ખરા ખ્રિસ્તી ધર્મનું સૂત્ર છે. બાઇબલમાં એ મતલબનો બોધ ફરી ફરીને કરવામાં આવેલો છે. "કેમકે તમે બીજા માણસોના અપરાધ માફ કરશો તો પરમાત્મા તમને પણ માફ કરશે; પણ માણસોના અપરાધ માટે તમે માફી આપશો નહીં તો તમારા અપરાધ માટે પરમાત્મા તમને માફી આપશે નહીં."[2]

આટલુંજ નહિ, ક્ષમા એજ બસ નથી, એના કરતાં પણ આગળ વધવું જોઇએ.

"હું તમને કહું છું કે તમારા શત્રુને તમે ચાહો. તમને શ્રાપ દેતા હોય તેનું ભલું થાય તેવી આશીષ દો, તમને ધિક્કારતા હોય તેનું તમે ભલું કરો, અને તિરસ્કાર કરી તમારી પાસે કામ લે અને તમારી પાછળ લાગી તમને હેરાન કરે તેમના ભલા માટે તમે પ્રાર્થના કરો, કે જેથી કરીને તમારા મહાન્ પિતા જે સ્વર્ગમાં વાસ કરે છે તેમનાં તમે છોકરાં થાઓ કેમકે દુષ્ટ અને ભલા માણસ ઉપર તે પોતાના સૂર્યનો પ્રકાશ પસરાવે છે અને પ્રમાણિક તેમજ અપ્રમાણિક માણસોને માટે વરસાદ વરસાવી બધાને લાભ આપે છે."[3]

---

૧ ડા બટલર   ૨ સેન્ટ મેથ્યુ.   ૩ સેન્ટ મેથ્યુ

સેન્ટ પોલ કહે છે કે,

"ઉદાર બુદ્ધિપણું સહન કરે છે અને તે ઉપકાર કરે છે; ઉદાર બુદ્ધિ ઇર્ષા રાખતી નથી, તે ગર્વ કરતી નથી, તે ફુલાઇ જતી નથી, તે કદી અયોગ્ય રીતે વર્તન કરતી નથી, ઉદાર બુદ્ધિ સ્વાર્થ તરફ લક્ષ રાખતી નથી, સહેજસાજમાં ગુસ્સે થઇ જતી નથી; કોઇને ખોટું કરવાનો વિચાર કરતી નથી; ઉદાર બુદ્ધિ અન્યાય કરીને રાચતી નથી; પણ સત્ય વાતમાં રાચે છે; ઉદાર બુદ્ધિ બધી વાતો સહન કરે છે, સર્વ વાત માને છે, સર્વ વાતની આશા રાખે છે, અને સર્વ વાત ખમી રહે છે.

"ઉદાર બુદ્ધિ કોઇ વખત નિષ્ફળતા પામતી નથી; પણ જો કોઇ ભવિષ્ય વાણી બોલે છે તો તે નિષ્ફળ જાય છે—ખોટી પડે છે, જીભે ગમે તેવું બોલવામાં આવે છે તો તે બંધ થાય છે. જ્ઞાન હોય છે તો તે કોઇ વખત જતું રહે છે...શ્રદ્ધા, આશા ઉદાર બુદ્ધિ એ ત્રણ રહે છે પણ તે ત્રણ પૈકી મોટી ઉદાર બુદ્ધિ છે."

## પ્રકરણ ૧૭ મું.

### સદ્વર્તન.

દુનિયામાં કાર્યવ્યવહાર કરી ફક્ત ફતેહ મેળવવાના સંબંધમાં માણસને હોંશિયારી કરતાં સદ્વર્તન અને દઢતા વધારે લાભ કરશે. સદ્વર્તનનું ઉપયોગીપણું માત્ર આવા લાભની ખાતરજ છે ને તેટલાજ માટે તે હોવું જોઇએ એ પ્રમાણે હું કદી ગણવાનો નથી, તેમ છતાં પણ એ બાબત કોઇ રીતે ઓછી સત્ય છે એમ નથી. સત્ય રસ્તો કયો છે તે જાણવો તેના કરતાં તે રસ્તે ચાલવું એ વધારે જરૂરનું છે, અને આપણે સારા થવાની ઇચ્છા રાખતા હોઇએ, અગર સુખી અને આબાદ થવાની ઇચ્છા રાખતા હોઈએ, તોપણ આપણે ખરેખર તેજ માર્ગ પકડવો જોઇએ. જેવાં કૃત્ય તેવાં ફળ મળે, ઉમદાં કૃત્ય કરવામાં આવે તો આપણા દિવસ ઉત્કૃષ્ટ પ્રકારના થાય છે. ( આપણામાં પણ કહેવત છે કે 'કરે તેવું પામે.' )

જીવિતની કીમત–જીવિતનું ઉપયોગીપણું તેના નીતિના ધોરણ ઉપરથી નક્કી થાય છે; તેની કરણીરહેણી ઉપરથી નિશ્ચિત થાય છે. " તમારે કયું કામ કરવું જોઇએ તે બદલ તમારૂં અંતઃકરણ જે પ્રમાણે કહે તે પ્રમાણે કરવું, એવું તમારા મનમાં એક વાર નિશ્ચિત કરો, અને પછી કદી પણ વિલંબ કરવો નહીં અગર આંચકો ખાવો નહીં; આમ થશે તો પાપ કર્મ કરનાર પુરૂષ વાજબી રીતે જે સુખ કે લાભની આશા રાખે, તેવો દરેક પ્રકારનો લાભ અને તેવું દરેક પ્રકારનું સુખ પ્રાપ્ત કરવાની તમને કુંચી મળી એમ જાણજો. "[1]

---

૧. કેપલ

તમારી ફરજ—તમારૂં કર્તવ્ય—કરવામાં અનાદર કરશો કે તે ઉડાવવાનો યત્ન કરશો તો આખરે તમારા સુખમાં તમે કદી પણ વધારો કરી શકવાના નથી. એક સારો માણસ

> "હલકા પ્રકારની—પુરૂષને અયોગ્ય એવી—ધાસ્તી કદી પણ રાખતો નથી; ફરજને લીધે જે કામ કરવાનું આવી પડે તે હિમ્મતથી અગાડી પડીને તે કરે છે; ફરજની ખાતર—કર્તવ્ય કરવાને—હજારો ભય હોય છે તોપણ તે તેની સામે થાય છે, અને પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખીને તે બધામાંથી તે પાર ઉતરે છે."[1]

આવું લક્ષણ એક સારા માણસનું છે તેજ પ્રમાણે એક સુજ્ઞ પુરૂષનું પણ તે લક્ષણ છે.

સંસારમાં ખરી કાર્યસિદ્ધિ માટે—ખરેખરી ફતેહ મેળવવાને માટે શેની જરૂર છે? ફક્ત એક વસ્તુ ખરી જરૂરની છે. પૈસાની જરૂર નથી; શક્તિ અગર અધિકારની જરૂર નથી; હોંશિયારીની જરૂર નથી; કીર્તિની જરૂર નથી; સ્વતંત્રાની જરૂર નથી; આરોગ્ય એ પણ ખરી જરૂરની એક વસ્તુ નથી; પણ એકલું સદ્વર્તન—સંપૂર્ણ રીતે કેળવાયલી સંકલ્પશક્તિ—એજ માત્ર આપણું બરોબર રક્ષણ કરી શકે એવું છે: અને આથી જો આપણો બચાવ થશે નહીં તો બેશક આપણી ઘણીજ માઠી દશા થવાની એમ સમજવું."[2]

તમે પોતે પસંદ કરશો તેજ પ્રકારનું તમારૂં લક્ષણ—વર્તન બંધાવાનું છે. તમે જેવા થવા માગશો તેવા તમે થશો. આપણે કંઇ કવિ કે ગવૈયા, મોટા શિલ્પી કે વિદ્યાના જાણકાર થઇ

---

૧. વર્ડસ્વર્થ. ૨. બ્લેકી.

શકીએ એમ નથી. તેમ છતાં પણ "એવી બાબતો બીજી ઘણી છે કે જેના સંબંધમાં તું એમ કહી શકનાર નથી કે મારી પ્રકૃતિજ તેમ થવાને પ્રતિકૂળ છે. તેટલા માટે તદન તારી સત્તામાં રહેલા છે એવા ગુણ તું દાખવઃ—શુદ્ધ ભાવ, ગંભીરતા, શ્રમ કરવાને સહનશીલતા, મોજશોખ માટે અભાવ, પરોપકાર બુદ્ધિ, નિષ્કપટીપણું, ફાલતુ વસ્તુ માટે આસક્તિ ન હોવી તે, છોકરવાદપણાથી મુક્ત હોવું તે, અને મોટું મન જે ગુણો માટે સ્વાભાવિક આરોગ્યતા કે નાલાયકી હોવાનું બહાનું નીકળે એમ નથી એવા કેટલા બધા ગુણ તું તુરતજ દાખવી શકે છે, અને તેમ છતાં પણ તું તારી ઇચ્છાથી જોઇએ તેટલો આગળ વધતો નથી, એ તારા લક્ષમાં આવતું નથી? અથવા તો કુદરતથી અપૂર્ણ ગુણોવાળો હોવાને લીધે શું તને બડબડવાની અને નીચ સ્વભાવના થવાની, અને ખુશામત કરવાની અને તારા નિર્દોષ શરીરનો દોષ કાઢયા કરવાની, અને લોકોને ખુશ કરવાના યત્ન કર્યા કરવાની, અને મોટો દમદમાટ બતાવવાની અને અસ્થિર મનવાળા થવાની ફરજ પડે છે? ખાતરીથી માન કે આ પ્રમાણે કરવાની કંઇ જરૂર નથી; આવા પ્રકારના વર્તનમાંથી તું કયારનોએ મુક્ત થયો હોત. તું ઠંડો અને મંદ બુદ્ધિનો છે એવો આરોપ તારા ઉપર વ્યાજબી રીતે મૂકી શકાય એમ હોય તો આવો આરોપ દૂર કરવાને માટે પણ તારે પ્રયાસ કરવો જોઇએ, અને તે બાબતમાં બેદરકાર રહેવું નહીં જોઇએ, તેમ તારી મંદ બુદ્ધિમાંજ સંતોષ માની આનંદ માનવો નહીં જોઇએ."*

તમારે કોઈ પણ વખત શરમાવું પડે એવા પ્રકારનું કામ

* માર્કસ ઓરેલીઅસ.

તમે કદી પણ કરશો નહીં. એક જણના સારા અભિપ્રાયની તમને વધારે જરૂર છે, અને તે તમારો પોતાનોજ અભિપ્રાય છે. સેનેકા કહે છે કે "પોતાનું અંતઃકરણ સ્વસ્થ હોવું એ નિરંતર ઉત્સવ જેવું છે."

ફ્રેંકિલન કે જેણે આપણને ઘણો સારો બોધ આપેલો છે તેણે પોતાના સંબંધમાં જે વ્યવસ્થા રાખી હતી તે પ્રમાણે ચાલવાની હું ભલામણ કરી શકતો નથી. સદ્ગુણોની એક સ્પષ્ટ અને સંક્ષિપ્ત યાદી આપ્યા પછી તે કહે છે કે, "આ બધા સદ્ગુણોનો અભ્યાસ પાડવાનો મારો ઇરાદો હોવાથી બધા સદગુણો એકી વખતે ગ્રાહ્ય કરવાનો યત્ન કરવામાં લક્ષ આડુંતેડું ખેંચવું ન પડે એમ કરવું ખરેખર થશે; અને એકી વખતે એકેકના ઉપર લક્ષ ચોંટાડી તે પૂર્ણ રીતે સ્વાધીનમાં આવે કે પછી બીજાને પકડવો અને એક પછી એક તેરે સદગુણો આવે એ પ્રમાણે વારા ફરતી કર્યા કરવું એ વધારે સારૂં છે એવું ધારી મેં તે રીત પકડી હતી." આ તેર સદગુણો નીચે જણાવેલા હતઃ—મિતતા, મૌન, વ્યવસ્થા, દઢતા (નિશ્ચય), કરકસર, ઉદ્યોગ, શુદ્ધ ભાવ, ન્યાય, સમાનવૃતિ, સ્વચ્છા, શાન્તતા, સાધુપણું અને નિરભિમાન. ફ્રેંકિલને જણાવ્યું છે તે ધારણે તે પોતે ખરેખર વર્તી શકયો હશે એવી કલ્પના આવવી મુશ્કેલ લાગે છે; કેમકે "સેતાનનાં સગાંમાંથી એક જણને પણ તમે ઘેર સાથે લઇ જાઓ, તો તેનું આખું કુટુંબ પાછળ આવ્યા વગર રહેશે નહિ."

બિશપ વિલ્સન કહે છે કે "કોઇ સખસ કોઈ ગરીબ નિરાધાર માણસને પૈસા આપે, અને દારૂના પીઠામાં જા અને તે

વાપરી નાખ અગર જુગારમાં તે વાપરી નાખ, અગર તેનું કંઈ નકામુ રમકડું લે એ પ્રમાણે કહે તો તે સાંભળીને" આપણે કેવો અચંબો પામીશું? ત્યારે જે કાર્ય કરવાનું બીજાને કહેવામાં આવે તો તમારી લોક હાંસી કરશે એવું તમે કબૂલ કરો છો, તેવું કાર્ય તમે પોતે શા માટે કરવું જોઇએ?

હમેશાં ઉંચું જોવાની ટેવ રાખવી, પણ નીચું જોવાની રાખવી નહીં. લોર્ડ બ્રાકન્સફીલ્ડે કહ્યું છે કે, "જે માણસ ઉંચું જોતો નથી, તે નીચું જોવાનો, અને ઉંચે ચઢવાની-ઉંચી સ્થિતિએ પહોંચવાની જે હિમ્મત ધરતો નથી, તેના નસીબમાં ભોંય પર પેટે ચાલવાનું-હલકીજ સ્થિતિમાં રહેવાનું છે એમ સમજવું."

> રે, એવું ઉપલગ કોણ કહેશે કે કીર્તિ-યશ એ કંઇ નહીં પણ ફક્ત ખાલી નામ છે! એ શબ્દમાં રગોને કૌવત આપવાની અને મનને ઉત્તેજન આપવાની મોહિની રહેલી છે; કેમંક ગુજરી ગયલા સમર્થ પુરૂષોને યાદ આણીને જુવાનિયાઓ પોતાના આરામમાંથી એકદમ ઉઠે છે અને હાથ ઊંચા કરી પરમેશ્વરની પ્રાર્થના કરતાં તે મહાન્ પુરૂષોની માફક ઉમદા કામો કરવાની પ્રતિજ્ઞા લે છે."*

આ દુનિયામાં બનતા બનાવો ધ્યાનમાં લેતાં તથા માણસની હૈયાતિના સંબંધની સત્ય વાતો તપાસતાં બેશક એમજ લાગે છે કે માન મેળવવાની તૃષ્ણાના સાધારણ પ્રકારો આપણા લક્ષમાં લેવાજ યોગ્ય નથી, અને ખરેખર શેકસપીઅર અને મિલ્ટન.

* જોઆના બેલી.

ન્યુટન અને ડાર્વીન, એવા ઘણા મોટા ગણાતા પુરૂષો, સરકાર જે માનઅકરામ અગર ખિતાબો આપી શકે છે તેને લીધે કોઇ પણ રીતનો વિશેષ લાભ મેળવી શક્યા નથી. સાધારણ પ્રકારની તૃષ્ણાની એક મોટી ખામી એ છે કે તે કદી પૂર્ણ થતી નથી; એવી તૃષ્ણાવાળા માણસ કદી સંતોષ પામતા નથી. જેમ પર્વત ઉપર ચઢતી વખતે એક ટુંક ઉપર પહોંચીએ કીએ કે બીજી ટુંક આપણી નજરે પડે છે તે પ્રમાણે આ બાબતમાં બને છે. મોટામાં મોટા વિજયી પુરૂષો, દાખલા તરીકે એલેકઝાન્ડર અને નેપોલિયન, કદી પણ સંતુષ્ટ થયા નહોતા. જે બાબતમાં તૃષ્ણા ન રાખવી જોઇએ તેમાં તૃષ્ણા રાખવાથી તેના તેઓ ભોગ થઇ પડયા હતા, અને તેથી તેઓ "આરામ મેળવી શક્યા નહોતા અને ઇશ્વરનો પાડ માની શક્યા નહોતા." બેકન કહે છે કે, "જે માણસને આગળને આગળ વધવાની ટેવ પડેલી છે તેને વચમાં અવરોધ થાય છે, કે કંઇક અડચણથી તે અટકી પડે છે, તો તે પોતાના મનથીજ ઉતરી જાય છે. પહેલાં હતો તેવો માણસ –પ્રકૃત્તિવાળો–તે રહેતો નથી."

તેમ છતાં પણ

"યશસ્વી જીવિતમાંનો ઘણાંજ કામોથી રોકાઇ
ગયલો એક કલાક એ નામના મેળવ્યા વગરની
આખી જીંદગીની બરોબર છે,"

એવું એક કવિએ કહ્યું છે તે પ્રમાણે બોલવું એ ઘણું અગાડી વધવા જેવું છે.

આપસ્વાર્થવાળી તૃષ્ણા એ ખરેખર ભૂતના ભડકા માફક ઘણા ભભકાને લીધે છેતરી નાખે તેવો મોહ છે

પદવી એકલી પણ શું કરી શકે એમ છે? મેરી ડિ મેડિસીસ એ ફ્રાન્સ દેશની રાણી હતી, ફ્રાન્સના રાજની પ્રતિનિધિ હતી, ફ્રાન્સના રાજાની માતા હતી, સ્પેન દેશની રાણીની માતા હતી અને સેવોયની ડચેસ હતી, તેમ છતાં પણ તેના પુત્રો રાજા હતા તેમણે છોડી દીધી હતી. તે પુત્રો તેને પોતાના રાજ્યમાં આવવા દેતા નહોતા, અને આખરે આવી અવસ્થામાં દશ વર્ષ સુધી તેનાપર ગુજરેલા જુલમને લીધે દુઃખથી પીડાતી ઘણે ભાગે ભૂખમરાથી તે કોલોનમાં ગુજરી ગઇ હતી.

સઘળા રાજાના મુગટ થોડે કે ઘણે અંશે કાંટાવાળા-સૂળીઓવાળા મુગટો છે. તે મુગટ પહેરનારો રાજા જેમ વધારે સારો અને અંતઃકરણને પૂછીને ચાલનારો હોય છે તેમ સત્તાને લીધે માથે આવતી જવાબદારીઓનો બોજો તેને વધારે ભારે લાગે છે. સહેજ સમજફેર થવાથી હજારો માણસોના ઉપર દુઃખ આવી પડે એવી સ્થિતિ હોય ત્યાં ચિંતા અને કાળજી વળગેલીજ રહે છે.

જીંદગીમાં, ગમે તેવી ધીમી પણ વૃદ્ધિ થતી જાય છે—માણસ આગળ વધતો જાય છે, તો તે આનંદકારી લાગે છે, ને તેવી વૃદ્ધિ નથી થતી તો ઘણે ભાગે અસહ્ય થાય છે.

માણસ માત્ર આગળ વધવાનોજ અને તે છે તેવી સ્થિતિમાં રહેવાનો નથી, એવું નિર્માણ થયલું છે. ગમે તેમ થાઓ પણ આપણે ઘણાખરા અચળ છીએ તે સ્થિતિમાં રહી શકવાના નથી; ક્યાં તો આપણે આગળ વધવું જોઇએ અથવા મોતને વશ થવું જોઇએ. તેમ છતાં પણ જે ફળ માટે ઉમેદ રાખવામાં આવે તેના પરિણામના સંબંધમાં તેમજ તે મેળવવાનાં સાધનના સંબંધમાં અનીતિથી બ્હીને ચાલજો. દેખીતી ચઢતી થઇ હોય, પણ તે

નઠારાં સાધનથી પ્રાપ્ત થઇ હોય તો ખરૂં જોતાં તે પડતીજ સમજવાની છે.

ત્યારે આપણી પ્રકૃતિની આ બે જરૂરની વસ્તુઓનો મેળ કેવી રીતે બેસાડવો? આપણા દરેકનું જે ખરૂં રાજ્ય આપણે પોતે, તેના ઉપર અમલ ચલાવવો એવી આપણને તૃષ્ણા હોવી જોઇએ; અને ખરી વૃદ્ધિ વધારે જાણવું, હોઇએ તેના કરતાં વધારે સારા થવું અને વધારે કામ કરવા શક્તિમાન થવું, એમાં સમાયલી છે. આવા પ્રકારની વૃદ્ધિમાં પણ અટકાવ કે અવરોધ થવો ન જોઇએ; જેમ જેમ આગળ વધીએ છીએ તેમ તેમ તે વધારે સલામતી ભરેલું થતું જાય છે, પણ વધારે જોખમ ભરેલું થતું નથી. માણસનામાં પહેલી અને ઉંચામાં ઉંચા પ્રકારની જે તૃષ્ણા હોઇ શકે તે એજ છે કે તેણે પોતાનું કર્તવ્ય–કરવું, પોતાની ફરજ બજાવવી.

એમ કહેવાય છે કે ડયૂક ઓફ વેલિંગ્ટનના સરકારી લખાણોમાં એક પણ વખત 'કીર્તિ' શબ્દ લખાયલો માલમ પડતો નથી. કર્તવ્ય એ શબ્દ તેની જીંદગીનો સંકેત શબ્દ હતો.

આજથી સો વર્ષ પછી, તમે ગરીબ હતા કે તવંગર હતા, ઉમરાવ હતા કે ખેડુત હતા તેની શી અસર થવાની છે? પણ વાજબી હતું તેવું કામ તમે કરતા હતા કે ખોટું હતું તેવું કામ તમે કરતા હતા, તેની અસર કેમ નહીં થાય?

રસ્કિન કહે છે કે, " આપણે જે બાબતનો વિચાર કરીએ છીએ, અથવા આપણે જે જાણીએ છીએ, અથવા આપણે જે માનીએ છીએ, તે આખરે ઘણું ઉપયોગનું નથી. ઉપયોગની વાત તો ફક્ત એજ છે કે આપણે શું કરીએ છીએ."

" પણ સુજ્ઞતા કયાં માલમ પડશે? અને સમજ

—વિવેક બુદ્ધિની જગ્યા કઇ છે ? આની કિમ્મત મનુષ્ય જાણતો નથી, તેમજ તે માણસોના વાસમાંથી મળી આવે તેમ નથી. ઉંડાઈ કહે છે કે તે મારામાં સમાયલી નથી; અને દરિયો કહે છે કે તે મારી પાસે નથી. સોનું આપી તે પ્રાપ્ત કરી શકાય તેમ નથી, તેમજ વળી તેની કિમ્મત પેટે ભારોભાર રૂપું આપેથી તે મળે એવું નથી. ... ... ...પરવાળા કે મોતીનું તો નામજ દેવાની જરૂર નથી. કારણુ સુજ્ઞતાનું મૂલ્ય માણેક કરતાં પણ વધારે છે....... ... ... સર્વ શકિતમાન પરમેશ્વરની બીક એજ સુજ્ઞતા છે, અને પાપકર્મથી દૂર રહેવું એજ વિવેક બુદ્ધિ છે. "[1]

પ્રમાણિક અને સત્યવાદી થાઓ. જોન પોલ રિકટર કહે છે કે " આ પૃથ્વી ઉપર થયલું પહેલું પાપકર્મ સારે નસીબે તે ડેવીલ ( સેતાન ) નું કૃત્ય હતું અને જ્ઞાનના વૃક્ષ ઉપર તે થયલું હતું—જૂઠું બોલવાનું હતું. " પ્રમાણિકપણાથી ચાલવું એજ સારામાં સારી, તેમજ વળી એકજ ખરી નીતિ છે.

" ખોટાં ત્રાજવાં રાખવાં એ પરમેશ્વરને કંટાળો ઉપજાવે એવી બાબત છે; પરંતુ ખરૂં તોલ આપવું એમાં તેને આનંદ થાય છે. "[2]

ચોસરે કહ્યું છે કે " માણસ રાખી શકે એવી ઉંચા પ્રકારની વસ્તુ તે સત્ય છે. ફૌકલેન્ડના સંબંધમાં કલેરન્ડન કહે છે કે " તે સત્યને એવો જબરો ચાહનારો હતો કે હોય તેના કરતાં જુદાપણું બતાવવું અને ચોરી કરવી એ બેને તે સરખાં ગણતો હતો.

---

૧. જોબ. ૨ કહેવતો. ( પ્રોવર્બ્સ ).

"સત્ય છોડીને આડે રસ્તે ચાલવું એ ઉપરથી એવી સાબિતી મળે છે કે માણસ પહેલાં ઇશ્વરની અવગણના કરે છે, અને પછી બીજા માણસથી બીએ છે."[૧]

જો તમારૂં કૃત્ય ખોટું હોય તો તમે તમારા પોતાના વર્તનથી શરમાઓ એ ખરેખર છે, પરંતુ તે કબુલ કરવાને કદી શરમાશો નહીં.

"માણસને ખરો માણસ બનાવનારા અને તેણે આ દુનિયામાં જેજે કામો કરવાનાં છે તેને માટે તેને લાયક કરનારા અગણિત ગુણો છે. પણ તે બધામાં એક ગુણ ખાસ જરૂરનો છે, કે જે ન હોય તો માણસ કહેવાતો નથી, જેના વગર કોઇ પણ ખરેખરૂં મોટું કામ કદી થઇ શક્યું નથી, આ ગુણ તે સાચવટનો છે. ખરેખરા મોટા અને સારા માણસો આજ સુધી થયા છે તેમનાં જીવનનો વિચાર કરો. તેમને આપણે મોટા અને સારા શા માટે કહીએ છીએ ? કેમકે તેઓ સત્યને ચહાવાની હિમ્મત રાખે છે, અને પોતે જેવા હોય તેવા થવાની હિમ્મત ધરે છે."[૨]

> "ગમે તેમ થાઓ પણ આ વાત લક્ષમાં રાખજે. હમેશાં સત્યવાદી—સાચવટને ચાહનાર રહેજે; અને તેમ થશે તો દિવસ પછી રાત્રી આવે છે તે પ્રમાણે બીજા કોઇ પણ માણસ પ્રત્યે તું અપ્રમાણિકપણે વર્તી શકવાનો નથી."[૩]

વર્ડ્સવર્થે કહ્યું છે કે, "એ બાબત એવી છે કે જો કે તે પરસ્પર વિરૂદ્ધ લાગે છે તો પણ તે સાથે સાથે રહેવી જોઇએ, હિમ્મતવાળું પરાધીનપણું અને હિમ્મતવાળી સ્વતંત્રતા; હિમ્મતવાળો ભરોસો અને હિમ્મતવાળી આત્મસહાય." બીજાના હુકમ

૧. પ્લુટાર્ક. ૨. મેક્ષમૂલર. ૩. શેક્સપીઅર.

પ્રમાણે ચાલવાનું શીખો એટલે બીજાના ઉપર શી રીતે અમલ ચલાવવો તે તમે સમજશો. કવાયત એ મન તથા તન બન્નેની કેળવણીને માટે સારી છે, અને એક લશ્કરી સીપાઇ તરીકે જેણે કામ સારૂં કર્યું નહીં હશે તે કદી પણ જનરલ—સેનાપતિ તરીકે સારો નિવડી શકવાનો નથી.

"જો તમારા કામમાં તમને ફતેહ મળે તો કદી પણ તે બદલ ગર્વિષ્ઠ થશો નહીં. ગર્વનું પરિણામ વિનાશ થાય છે, અને અભિમાની થવાથી પડતી દશા આવે છે."[1]

કાર્યની સાથે જુસ્સો જોડાયલો છે ને નિરૂદ્યોગ સાથે ધૈર્ય જોડાયલું છે એવું આપણે ઘણી વાર ગણીએ છીએ. પરંતુ આ ભૂલ છે. ધૈર્યને બળની જરૂર છે. ધૈર્ય રાખવામાં માણસને પૂરતી શક્તિની જરૂર પડે છે, અને જુસ્સો એ તો નબળાઇની નિશાની છે અને માણસનામાં આત્મસંયમ નથી એવું દેખાડે છે.

તમને જો કંઇ અધિકારવાળી પદવી મળી હોય તો નીતિને રસ્તે ચાલી પ્રમાણિક અને વિવેકી થજો. સાદી કહે છે કે પૂર્વ તરફના એક રાજાએ એક નિરપરાધી માણસને મારી નાખવાનો એક વખત હુકમ કીધો; ત્યારે તે માણસે કહેવા માંડયું કે "હે રાજા, તું તારી જાતને સંભાળ. મને તો ફક્ત એક ક્ષણવારજ પીડા થશે. પરંતુ તારે શીર તો નિરપરાધીને મારી નાખ્યાનો દોષ હમેશને માટે ચોંટશે."

સત્તાની સાથે જોખમદારી તો રહેલી છેજ. પણ કોઇ પણ કામમાં કદી એમ વિચાર નહીં કરતા કે મારી શું કરવાની ઇચ્છા

૧. કહેવતો ( પ્રોવર્બસ. )

છે; પરંતુ મારે શું કરવું જોઇએ તેનો વિચાર કરજો. સુખ પ્રાપ્ત કરવાનો ખરો રસ્તો માત્ર આજ છે.

બે રીતની ફરજ માથે આવી પડવાથી તેમાંથી કઈ બજાવવી એવી શંકા ઉઠે તો જે પાસે હોય તેના સંબંધની બજાવજો. કેટલાક સુજ્ઞ પુરૂષો પરધર્મીની ખાતર પોતાના કુટુંબની અવગણના કરે છે, પણ ઉદાર બુદ્ધિની માફક બીજાને માટે—દાઝ—ઘર આગળથીજ શરૂ થવી જોઇએ.

આ દુનિયામાં સઘળી વસ્તુનો આધાર સદાચાર ઉપર રહેલો છે. આ બાબતમાં આપણી ખાતરી થવી સહેલી છે. પાપકર્મને માટે શિક્ષા થાય છે એવું આપણે કહીએ છીએ. આપણને કોણ શિક્ષા કરે છે? આપણે પોતેજ એવા પાપકર્મ માટે આપણને શિક્ષા કરીએ છીએ. દુનિયાની રચના—બંધારણ—એવું છે કે ભલાઇ કીધી હોય છે તો આનંદ મળે છે અને દુષ્ટ કર્મ કર્યું હોય છે તો શોક થાય છે. પાપ કરવું અને તેને માટે પીડા ન ભોગવવી એવું થાય તો સૃષ્ટિના નિયમની સામે અટકાવ કર્યા જેવું થાય.

પાપને માટે ક્ષમા મળી હોય તો તે ઉપરથી એવું સમજવાનું નથી કે આપણને શિક્ષા થવાની નથી. એ અસંભવિત વાત છે નહીં; પણ તેવું બનતું હોય તો કમનસીબીની વાત સમજવી જોઇએ. ખરૂં જોતાં દુષ્ટ કર્મ કરવાથી માણસની ચઢતી થતી હોય તો તેના કરતાં વધારે કમનસીબીની વાત બીજી કોઇ નથી. તમે ખોટું કામ કરશો તો ભવિષ્યમાં તમારાં પાછલાં કર્મ ફરી ફરીને યાદ આવવાથી તમે હેરાન થશોજ જેમને તમે નુકસાન પહોંચાડયું હશે તેઓ તો કદાચ તમને તે માટે ક્ષમા કરશે, પણ એમ કરવામાં તમારે માથે પાપનો ભારો વધતો જાય છે; કારણ

કે તેમને મોટું મન રાખી તમારો ગુન્હો માફ કીધો તેથી તમારો ગુન્હો વધારે દુષ્ટ માલમ પડશે.

આચરણ એજ જીવિત છે; છેવટે સુખ અને ચઢતીનો આધાર તેના ઉપર છે. બહારની બાબતો પ્રમાણમાં કમી અગત્યની છે. આપણે કેવા છીએ તે જેટલું અગત્યનું છે તેટલી અગત્યની આસપાસની સ્થિતિ નથી. તેટલા માટે દરરોજનું તમારૂં વર્તન કેવું થાય છે તે ખરેખર તપાસતા રહો, ટેવ એ તમારી બીજી પ્રકૃતિ જ છે. "કંઇ કાર્ય વાવો એટલે તમે ટેવ લણશો; કોઈ ટેવ વાવો એટલે તમે વર્તન લણશો; વર્તન વાવો એટલે તમે તમારૂં ભાવિ લણશો." દરરોજ આપણે થોડા થોડા વધતા જઇએ છીએ, પછી તે વધારો સારાનો થાય છે કે નઠારાનો થાય છે. દરરોજ રાતના સૂતી વખતે આપણા મનને આપણે પૂછવું જોઇએ કે આ વધારો કેવા પ્રકારનો થયો છે.

એમર્સન કહે છે "મનુષ્ય પ્રાણીના બે ભાગ થયલા છે. એક પરોપકારી મનુષ્ય અને બીજા અન્યાયી મનુષ્ય." જો તમે પાછલા ( અન્યાયી મનુષ્યના ) વર્ગમાં દાખલ થશો તો તમારા મિત્રો હશે તે તમારા દુશ્મન થશે, તમારી યાદદાસ્ત એક પીડારૂપ થશે, તમારૂં જીવિત શોકરૂપ થશે, દુનિયા એક કેદખાનું થશે, અને મૃત્યુ એ ત્રાસ થશે. એથી ઉલટી રીતે તમારે લીધે કોઇ સુંદર અને સારો વિચાર તેનામાં લાવી શકશો તો તો એક ભલા દેવદૂતનું કામ તમે કર્યું છે એમ ગણાશે.

પ્રત્યેક માણસ એકાંતમાં બેશીને મન શાન્ત રાખવામાં અને મનન કરવામાં દરરોજ એકાદ કલાક, અગર ફક્ત અર્ધો કલાકજ ગાળશે તો તે મોટી અને અગત્યની વાત થઈ પડશે. આમ

કરવાને વખત નથી મળતો એમ તો કહી શકાશેજ નહીં. આમ લોકોની સભા ( હાઉસ ઑફ્ કૉમન્સ ) હાલના વખતમાં જેટલે મોડે સુધી બેસે છે તેટલો વખત સર રૉ. પીલના સમયમાં બેસતી નહોતી એ હું કબૂલ કરું છું, તોપણ તે સભા બરખાસ્ત થયા પછી ઘેર આવીને દરરોજ રાતના સર રૉ. પીલ બાઇબલમાંનું એક પ્રકરણ વાંચતા હતા.

સારૂં કૃત્ય શું છે તેના વિચાર કરો એટલે તમે કદી દુષ્ટ કર્મ કરશો નહીં.

> "મૃત્યુ અને છેવટનો ઈન્સાફ સ્વર્ગ અને નરક, એનો જેઓ વારંવાર વિચાર કરે છે, તે જરૂર સારૂંજ કામ કરશે."[1] અને આમ કરવામાં બદલો મળે છે તે ઘણો મોટો છે.
>
> "મારા પુત્ર, મારો કાયદો ભૂલતો નહીં, મારી આજ્ઞાઓ તારા અંતઃકરણમાં રાખી મૂકજે; કેમકે તેને લીધે તારા દિવસો લાંબા થશે, તારૂં આયુષ્ય લાંબું થશે, અને તારા મનને શાન્તિ મળશે."[2]

આ કામ આગળ કરી લઇશું એવું કદી મનમાં લાવશો નહી. જુવાનીનું બહાનું તમે કાઢશો નહીં. માર્ગુએરાઇટ ડિ વેલોઇએ કહ્યું છે કે, "આપણા શરીરમાં ફક્ત હાડકાં ને ચામડાં રહેશે તે વખતે તો આપણે બધાં પૂર્ણ સદ્ગુણી થઇશું."

"તારી જુવાનીના વખતમાં તારા કર્તાને યાદ કર." આપણે ઇચ્છા રાખતા હોઇએ તેવી રીતનું આપણું મોત આવે તેને માટે આપણું વર્તન જરૂર છે તેવું હોવું જોઇએ. સારા માણ-

---

૧. સર. વૉ. રૅલે. ૨. કહેવતો ( પ્રોવર્બ્સ ).

અને મોતનો પણ ભય લાગતો નથી. **બિશપ થર્લવોલ** પોતાની છેવટની માંદગીના વખતમાં નીચેના વાક્યનું સાત ભાષામાં ભાષાન્તર કરવામાં રોકાયો હતો:—"ઉંઘ એ મોતનો ભાઇ છે, તેથી ફરીને ઉંઘના મોતમાંથી તેમજ મોતની ઉંઘમાંથી જે તને જાગૃત કરનાર છે, તેની સંભાળમાં તું તને પોતાને સોંપવાની બરાબર કાળજી રાખજે."

**સિસરો** કહે છે કે "પોતાના ઉપર આરોપ મૂકનારાઓની સમક્ષ **સોક્રેટીસ** ઉભેલો હતો તે વખતે તે મોતની શિક્ષા પામેલા માણસ તરીકે નહોતો બોલતો, પણ સ્વર્ગમાં જનારા માણસ તરીકે તે બોલતો હતો."

સેનેકાએ કહ્યું છે કે, "તમે તમારૂં કર્તવ્ય હિમ્મતથી અને ઉદાર વૃત્તિ રાખીને કરશો તો તમને શો લાભ થશે? તે કર્તવ્ય કરશો એજ લાભ તમને મળશે—કરેલું કામ એજ લાભ છે." કોઇએ મોટું વચન આપ્યું હોય તેની આશાથી નહીં, અથવા શિક્ષા થશે તેની ધાસ્તીથી નહીં પણ સારૂં હોય તેને માટે પ્રીતિ રાખીને, જે ખરૂં ને વાજબી હોય તે કામ આપણે કરવું જોઇએ.

સર ફ્રાન્સિસ ડ્રેઇકના સંબંધમાં ફુલરે કહ્યું છે કે તે "પોતાના જીવિતમાં પવિત્ર હતો, વ્યવહારમાં પ્રમાણિક હતો, પોતાનું વચન પાળનારો હતો, પોતાના તાબામાં રહેલાં માણસો પ્રત્યે માયાળુ હતો, આળસને ધિક્કારતો તેટલું બીજા કશાને ધિક્કારતો નહોતો. સામા માણસ ગમે તેવા વિશ્વાસુ અથવા હોંશિયાર લાગતા હોય તોપણ અગત્યનાં કામો તે તેમને સુપરત કરી તેમના પર ભરોસો રાખી કદી બેશી રહેતો નહીં, પરંતુ ભયને હમેશાં તુચ્છ ગણીને અને મહેનત કરવા કદી ના નહીં

પાડીને, જ્યાં હિમ્મત, હોંશિયારી, અથવા ઉદ્યમની જરૂર પડતી તેવાં કામોમાં તે પોતે છેક અગાડી પડતો હતો."

આપણે પરિપૂર્ણ થઇ શકવાના નથી એ આપણે જાણીએ છીએ, તોપણ બીજી બધી બાબતની માફક આચરણમાં પરિપૂર્ણતા મેળવવાની આપણે નેમ રાખવી જોઇએ. વળી આપણે દરેકને એક અચૂક ભોમિયો મળેલો છે. અને તેથી જો આપણે આપણા અંતર્યામી–અંતઃકરણને પૂછીને કામ કરીશું તો આપણે આડે રસ્તે જઇ શકવાના નથી. જે માણસ ધારતો હશે–ઇચ્છા રાખતો હશે–તે પોતાનું જીવિત ઉમદા પ્રકારની રહેણીકરણીવાળું બનાવી શકશે.

તેટલા માટે હમેશાં તમારા આગળ બને તેટલું ઉંચામાં ઉંચા પ્રકારનું ધોરણ રાખજો.

આ પ્રમાણે વર્તવાથીજ તમે તમારા પોતાને એવા પ્રકારની કેળવણી આપી શકશો કે જો તમે પુરૂષ હશો તો માર્ક એન્ટની-ના મ્હોમાં સીઝરને માટે શેક્સપીઅર કવિએ નીચેના શબ્દો મૂક્યા હતા તે પ્રમાણે તમારે માટે આખરે કહી શકાશેઃ—

> "તેનું જીવિત નમ્રતાથી ભરપૂર હતું અને બધા તત્વોનું તેનામાં એવી રીતે મિશ્રણ થયું હતું, કે કુદરત પોતે ઉભી થઇને આખી દુનિયાને જણાવે છે કે "આ ખરેખરો માણસ હતો."

અને જો તમે સ્ત્રી હશો તો તમને નીચેનું વર્ણન લાગુ પડશેઃ—

> "તે ચેતાવવા, ધીરજ આપવા અને હુકમત ચલાવવાને માટે ઉમદા પ્રકારની ઘડાયલી પરિપૂર્ણ સ્થિતિએ પહોંચેલી સ્ત્રી છે. અને તેમ છતાં પણ તે

દેવદૂતના જેવા જ્ઞાનવાળી, શાન્ત અને બુદ્ધિવાન આત્મા છે."*

મોતના બિછાનામાંથી સર વૉલ્ટર સ્કૉટે લોકહાર્ટને છેવટના શબ્દો કહ્યા હતા તે નીચે મુજબ હતાઃ—"સદ્ગુણી થજો—ધર્મપરાયણ થજો—સારા માણસ થજો. મારા જેવી દશાએ તમે પહોંચશો તે વખતે બીજી કોઇ પણ વસ્તુથી તમને ધીરજ કે દીલાસો મળવાનો નથી."

બલામ સુદ્ધાંએ એવી ઇચ્છા દર્શાવી હતી કે, "સદાચારી પુરૂષના મોત જેવું મારૂં મોત હોજો, અને મારો અંતઃકાળનો સમય તેના જેવો હોજો."

* વર્ડ્સ્વર્થ.

# પ્રકરણ ૧૮ મું.

## સ્વસ્થતા અને સુખ.

ચઢતી અને સુખ એ બે કોઇ પણ રીતે સાથે રહેતા નથી, અને ઘણા માણસો પાસે સુખી થવાને જરૂરના જણાતા બધાં સાધન છે એવું માલમ પડે છે તેમ છતાં પણ તેઓ દુઃખી છે. પ્રોફેસર હક્સલી કહે છે તેમ 'પોતાના પૂર્ણ બળવાન લાડકાને, કુદરત પોતાનાથી બનતી વસ્તુની બક્ષિસ કરે, તે છતાં પણ તે તેને સુખી કરી શકે એમ નથી; તે ( સુખી થવાનું ) તો માણસે પોતેજ કરવાનું છે. દુનિયામાંની કાર્યસિદ્ધિવાળી જીંદગી અનેક જોખમો અને ચિંતાથી ભરેલી છે. પોતે સુખી થવાનાં બધાં તત્વો જેનામાં રહ્યાં નહીં હશે, તે માણસને સૃષ્ટિનું સઘળું સૌંદર્ય અને વૈચિત્ર્ય અગર દુનિયાનો મોજશોખ અને મનોરંજક ગુણો એ બધાં સુખી કરી શકે એમ નથી." સોપેનહોઅર કહે છે કે, "એક માણસને આ દુનિયા શુષ્ક, નિરસ અને ઉપલકિયા જેવી લાગે છે; બીજા માણસને તે ફળદ્રુપ, મનોરંજક અને સાર્થ જેવી જણાય છે." વાયોલિયન ( વિલાયતી સારંગી ) ની માફક એ ચીજનો મહાવરો પાડવો જોઇએ. જો એને માટે અપણે યોગ્ય ઉપાય કામે લગાડીશું તો તે જરૂર પ્રાપ્ત થશે, પરંતુ આપણે ન્ બહુ આતુરતા બતાવી તેને સામું શોધવા જવું નહીં. "ઓરફીઅસની માફક પાછા ફરીને તેના પર દૃષ્ટિ કરવા જઈશું"[1] તો આપણો ગમે તેવો આનંદ હશે તે પણ જતો રહેશે. "મોજશોખથી દૂર નાસો એટલે તે તમારી પાછળ આવશે."[2]

---

૧. ડલાસ.    ૨. ફ્રેન્કિલન.

તમારા પોતાનાજ સંબંધમાં હદ કરતાં વધારે વિચાર કરશો નહીં—તમારાજ સુખની બાબતોનો વિચાર કર્યા કરશો નહીં; દુનિયામાં તમે એકલાજ પડેલા નથી.

રસ્કિન કહે છે કે, "ગમ્મત મેળવવાને તે શોધવા જશો નહીં, પણ ખુશ થવા હમેશાં તૈયાર રહેજો." જીંદગીમાં આનંદ ઉપજાવે તેવી બાબતો (તે નાની નાની હોય તોપણ) એક પછી એક થાય એમ કરવું એ મોટી વાત છે.

દાખલા તરીકે ટોળ કરવાની બુદ્ધિ એ માણસમાં ખાસ જણાતી બક્ષિસ છે. અવાચક પ્રાણીમાં તર્કશક્તિ છે કે કેમ તે બાબતમાં હજી કંઇક શંકા છે, પરંતુ આનંદી થવાની બક્ષિસ તો તેમને મળેલી નથી એવું જણાય છે; વળી ચેમ્ફોર્ટ કહે છે તેમ "આપણે જે દિવસે સમુળગા હસ્યા નથી હોતા તે દિવસ ખરેખર આખોજ નકામો ગુમાવ્યો છે." આનંદ ઉપજે તેવું હાસ્ય સાંભળવું એ કેવી ખુશી થવા જેવી વાત છે? તે દરેક બાબતને પ્રકાશિત કરી દે છે.

આપણા બિશપો પૈકી એક જણાએ કહ્યું છે કે, "સદ્ભાવ અને સારો રમુજી સ્વભાવ એ ખ્રિસ્તી ધર્મનો નવદશાંશ ભાગ છે:" અને જો તમે કોઇ કારણથી ગુસ્સે થઇ ગયા હોત તો "સૂર્ય આથમ્યા બાદ તમારો ગુસ્સો એમનો એમ રહેવો નહીં જોઇએ." કંઇ પણ તકરાર થવાને માટે બે જણા તો જોઇએ. આ બે પૈકી એક તમે રહેશો નહીં.

કેટલાક લોકોને હમેશાં રોદણાં રડવાની ટેવ પડેલી હોય છે; ઈડનના બાગમાં તેઓ જન્મ્યા હોત તો તેમાં પણ ઘણીક બાબતની ફરીયાદ કરવાનું તેઓ શોધી કાઢત. બીજા કેટલાક લોકો એવા હોય છે કે તેઓ ગમે તેવી સ્થિતિ આવી પડે તો-

પણ સુખ માની લે છે: પોતાની આસપાસ બધી જગ્યાએ તેઓ સૌન્દર્ય અને સુખ આપનારી વસ્તુઓ જુએ છે.

"બ્હીકને પૃથ્વીની નીચે મૂકી દીધી હોય, આશા કદી નિષ્ફળ થાય નહીં, અને સ્નેહ તુટે નહીં, તો આ પૃથ્વી કેવી સ્વર્ગરૂપ થઇ જાય?"[1]

આનંદી સ્વભાવ એ નીતિને લગતું કૌવત આપનારૂં સમર્થ ઔષધ છે. જે પ્રમાણે સૂર્યના પ્રકાશથી ફૂલ ખીલે છે અને ફળ પાકે છે, તેજ પ્રમાણે આનંદી સ્વભાવથી, આપણે છૂટા છીએ અને જીંદગી સુખરૂપ ભોગવી શકીએ એમ છે એવી લાગણીને લીધે, આપણામાં સારા થવાનાં જે બીજ હોય છે, આપણા સારામાં સારા જે ગુણો હોય છે, તે બધા પ્રફુલ્લિત થાય છે.

આનંદી સ્વભાવ રાખવો એ સામા માણસના પ્રત્યે આપણું કર્તવ્ય છે. એક જૂની દંતકથા એવી છે કે મેઘધનુષ પૃથ્વીને જયાં જયાં અડકે છે ત્યાં સોનાનું પ્યાલું માલૂમ પડે છે, અને આ દુનિયામાં એવા કેટલાક માણસ છે કે જેમનું મંદહાસ્ય, જેમનો સાદ, જેમનું આવીને માત્ર ઉભા રહેવું એજ જાણે સૂર્યનાં કિરણ જેવું લાગે છે, અને જેને તેઓ અડકે છે તે જાણે બદલાઇ જઇ સોનું થઇ જાય છે. માણસ જયાં સુધી આનંદી રહે છે ત્યાં સુધી તેમની પ્રકૃતિ કદી બગડતી નથી-તેમનું શરીર કથળી જતું નથી. "આનંદમાં રહેનારૂં અંતઃકરણ એ તેને પોતાને તેમજ બીજાને નિરંતરના ઉત્સવ જેવું છે."[2] ફ્લોરેન્સ નાઇટીંગેલના ઔષધના કરતાં તેના પડછાયાથી—તે પાસે જઇને ઉભી રહેતી તેથી ઘણાં દર્દીઓ સારાં થયાં હતાં; અને બીજા લોકોના દુઃખમાં

---

૧ મોરિસ. ૨ બક્સ્ટન.

આપણે ભાગ લઇએ છીએ ત્યારે આપણાં પોતાનાં દુઃખનો બોજો ઘણો કમી લાગે છે.

કેટલાક એમ ધારતા જણાય છે કે આનંદી સ્વભાવ હોય છે ત્યાં અવિચારીપણું રહેલું છે; પણ તે બેને કોઇ પણ રીતનો સંબંધ નથી. આર્નોલ્ડ કહે છે કે, "ખુશ મિજાજવાળા માણસ જે આ દુનિયામાં ખરેખર એક પ્રકારના સુખ આપનારા મોટા પુરુષો છે તેઓ ઘણીવાર એકાગ્ર ચિત્તથી વિચાર કરનારા અને ઘણી લાગણીઓવાળો સ્નેહ દાખવનારા માલમ પડે છે, અને ઇશ્વરની દષ્ટિમાં જેઓ મૂર્ખ ઠરે છે, તેમના ઉપરચોટિયાપણા અગર કઠણાઇની સાથે આવા વિચાર અને સ્નેહ જોડાયલા હોય છે તેના કરતાં ઘણી વધારે ખૂબીની સાથે આનંદી સ્વભાવવાળા માણસો પોતાની લાગણી દાખવે છે.*"

કેટલાક માણસનો જન્મજ એવી સ્થિતિમાં થયો હોય છે કે તેમને આખી જીંદગી સખત મજૂરી કરવાની શિક્ષા થાય છે. પણ આ બાબત ફક્ત ગરીબ વર્ગનેજ લાગુ પડતી નથી. હાલમાં ધનવાન્ માણસો પણ તેમના જેટલી અને કેટલીક વાર તો તેમના કરતાં પણ ઘણી વધારે સખત મહેનત કરે છે. વળી આવા માણસ કેટલા બધા છે કે જેમનો પૈસોજ તેમને દુઃખી કરે છે—જેમને પોતાની જીંદગીમાં કંઈ આરામ મળતો નથી, કંઇ શાન્તિ વળતી નથી કે મનની કંઇ સ્વસ્થતા રહેતી નથી. આ દુનિયામાં આપણે દુઃખ અને આપત્તિઓથી દૂર રહી શકીએ તેમ તો નથી, પરંતુ આપણે ધારીએ તો તે દુઃખમાં પણ આપણે આપણી મદદ કરી શકીએ. આ પ્રમાણે કરવાને સારૂ આપણી યાદદાસ્ત

* આર્નોલ્ડ.

રૂપી ઓરડાની દિવાલો ઉપર સુંદર ચિત્રો અને સુખ આપે એવી સ્મરણમાં રાખવા યોગ્ય વસ્તુઓ ટાંગવી જોઇએ.

આનંદમાં રહેવાની અને જીંદગીનો ઉપયોગ ખરેખર કરવાની ઇચ્છા સઘળાને થાય છે, પણ તેમ શી રીતે કરવું તે ઘણા થોડા જાણે છે. જીવિતનું મહત્ત્વ અને આનંદ તેઓ ખરેખર સમજતા નથી.

નાની નાની અડચણો પડતી હોય તેને મોટી આપત્તિઓનું રૂપ આપશો નહીં. સિસરો કહે છે કે, "જે માણસ અનાદ્યનંતથી વાકેફ થયેલો છે અને સૃષ્ટિના વિસ્તારની જેને માહિતી થયેલી છે એવા માણસને આ જીવિતમાં મોટી લાગે એવી અડચણ તે કઇ છે? કેમકે મનુષ્યના જ્ઞાનમાં કે મનુષ્યના ટુંકા આયુષ્યમાં સુજ્ઞ માણસને મોટી લાગે એવી શી બાબત છે? આવા સુજ્ઞ પુરૂષનું મન હમેશાં એવું સાવચેત ને ચકોર રહે છે કે કંઇ પણ અણધારી બાબત તેને માથે આવી પડતી નથી."

આપણને કંઇ ઉઝરડો લાગ્યો હોય છે ત્યારે ઘણુંજ ભારે જખમ થયું છે એવું આપણે ઘણી વાર ધારીએ છીએ. ફુલર કહે છે કે "એક સહેજ ઘા લાગેલો તે સારો કરવા સારૂ એક ડાક્તરને બોલાવવામાં આવેલો તે વખતે તેણે ઘણીજ તાકીદ કરીને તેના ઉપર લગાડવાની પટ્ટી લેવાને માણસ મોકલ્યો. આ જોઇને તે દર્દીએ ડાક્તરને તેમ કરવાનું કારણ પૂછયું ને થયેલી ઇજા ઘણી જોખમકારી છે કે કેમ તે જાણવા માંગ્યું. આના ઉત્તરમાં ડાક્તરે જણાવ્યું કે, "ના તેમ કંઇ નથી; પરંતુ ડાકબાડીની દોડથી માણસ પાછો આવશે નહીં તો ઘા એની મેળે રૂઝાઇ જશે."+ ઘા તેમજ શોકને કાળ રૂઝાવી દઇ દૂર કરે છે.

+ 'હોલી એન્ડ પ્રોફેઇન સ્ટેટ'

કેળવાયલું મન, તત્વજ્ઞાનીનું મન હું કહેવા માગતો નથી, પણ જ્ઞાનનો ઝરો જેના આગળ ખુલ્લો થયો છે એવું મન, અને પોતાની શક્તિઓનો ઉપયોગ કરવાનું જેને થોડે અંશે પણ શીખવવામાં આવેલું છે એવું મન, પોતાની આસપાસ રહેલી સઘળી વસ્તુઓમાંથી ખૂટે નહીં તેટલે દરજ્જે મનોરંજન કરનારી બાબતો શોધી કાઢશે; સૃષ્ટિના પદાર્થોનાં કળાકૌશલ્યનાં કામો, કવિતામાં ચલાવેલી કલ્પનાઓ, ઇતિહાસના બનાવો, મનુષ્યપ્રાણીની હાલની તથા પાછલા કાળની રીતભાતો તથા ભવિષ્યની તેમની ઉમેદો, આવી જાતની બાબતોમાંથી તેને આનંદ મળે એવું ઘણું મળી આવશે. આ બધાને માટે અને તે પણ તેનો હજારમો ભાગ પણ ઉપભોગ કરી ખૂટાડયા વગર, તે નિસ્પૃહી થાય એવું કદાચ બને એવો સંભવ છે, પરંતુ શરૂઆતથી આ વસ્તુઓમાં માણસને કંઇ પણ સ્વાર્થ જેવું કે લાભ મળે તેવું ન લાગ્યું હોય, અને તેમાંથી ફક્ત જીજ્ઞાસા પૂરી પાડવાનો હેતુ રાખેલો હોય તોજ તે માણસના સંબંધમાં આ પ્રમાણે બને એવું જણાય છે."×

ફુલો અને વૃક્ષો અને ઘાસ, નદી અને સરોવર અને દરિયા, પર્વતો અને સૂર્યનો પ્રકાશ—આથી ભરેલી દુનિયામાં આપણે દહાડા કાઢીએ છીએ. બુદ્ધિમાન્ મનુષ્યને કુદરત—સૃષ્ટિ—મનોહર લાગે છે, અને જે સુખી થવા ઇચ્છા રાખતા હશે તેને તે સુખ આપે છે.

પણ સૌન્દર્યની પીછાન કરવાને આપણામાં તેવી સમજશક્તિ હોવી જોઇએ. કૂતરા અને હાથીના જ્ઞાન સંબંધી આપણે ઘણી વાતો સાંભળીએ છીએ, પરંતુ દુનિયામાં જે ઘણોજ સુંદર

× જોન સ્ટુઅર્ટ મીલ.

દેખાવ હોય તે જોઇને તેમને કોઇપણ પ્રકારનો આનંદ થશે એવું માનવાને કંઇ કારણ નથી.

કંઇ કામ કરવાનું નથી તેથી સુસ્તી લાગે છે એમ કેટલાક લોકોને ફરિયાદ કરતાં આપણે કેટલીક વાર સાંભળીએ છીએ; પણ આમ હોય છે ત્યારે સુસ્તાઇનું કારણ પોતેજ છે. "કેળવણી પામેલો માણસ, જેને આરોગ્ય, આંખ, અને ફુરસદ મળેલાં છે, તે કંઇ પણ કામ વગરનો હોય તો સર્વશક્તિમાન્ પરમેશ્વરે તે બધાં સુખસાધન લાયક નહીં એવા માણસને આપેલાં છે તેનુંજ એ પરિણામ છે એમ સમજવું જોઇએ."*

સંપત્તિ કે પદવી એથી સુખ મળવાની ખાતરી થતી નથી. હેત, ઉદાર બુદ્ધિ અને મનની સ્વસ્થતા એના વગર તમે ધનવાન્ કે મોટા ને સમર્થ થઇ શકશો ખરા, પણ કદી સુખી થઇ શકવાના નથી.

ઇરાનના રાજાના સંબંધમાં નીચે પ્રમાણે એક વાત કહેવાય છે. ત્યાંનો રાજા એક વખત ઉદાસીમાં પડી ગયો હતો તે વખતે તેણે પોતાના જોશીઓને સુખી થવાનો રસ્તો બતાવવા કહ્યું. તેના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે સંપૂર્ણ રીતે સુખી હોય એવા માણસનું બદન પહેરવાથી સુખ પ્રાપ્ત થશે. તેના દરબારીઓ અને રાજ્યના બધા આબાદ સ્થિતિમાં જણાતા માણસોથી આ બાબત તજવીજ કરી, પણ તેમાંથી એને કંઇ મળી શક્યું નહીં. આવો સુખી માણસ તેઓમાંથી એને જડયો નહીં. આખરે કામ ઉપરથી પાછો ફરતો એક મજૂર સુખી માણસ હોવાની બધી શરતોવાળો માલમ પડી આવ્યો. તે મજૂર સર્વ વાતે સુખી

* સાઉથી.

હતો; પણ અફસોસની વાત એ હતી કે જે ઉપાય શોધતા હતા તે મળવો પહેલાના જેટલોજ મુશ્કેલ જણાયો. તે મજુરે એક પણ બદન પહેરેલું નહોતું.

મેં ઉપર બતાવ્યું છે કે, ડાહ્યામાં ડાહ્યા માણસો એક મતના થાય છે તે વિચાર મુજબ, સુખ પૈસા આપી ખરીદ કરી શકાય તેમ નથી તેમજ તે સત્તાના બળથી ઝુટવી લેવાય તેવું નથી. રાજાના મુગટો પણ કાંટાથી ભરેલા છે. સાઇમોનિડિસને હાયરોએ કહ્યું હતું કે, "મનુષ્ય પ્રાણીનો મોટો ભાગ રાજાઓના ઠાઠમાઠથી મોહ પામી છેતરાય છે. સાધારણ લોકો તો બહારનું જે જુએ છે તે ઉપરથી મુખ્યત્વે કરીને લોકો સુખી છે કે દુઃખી છે તેનો નિર્ણય કરે છે એવું મને લાગે છે, તેટલા માટે તેઓ આમ મોહ પામે એ જોઇ હું કોઇ રીતે આશ્ચર્ય પામતો નથી. જે પદાર્થો ઘણીજ ભારે કીમતના ગણાય છે તે પદાર્થો ખુલ્લી રીતે અને સ્પષ્ટ નજરે પડે તેવી રીતે રાજમહિમા દુનિયા આગળ બતાવે છે; તેમ રાજાઓનાં જે દુઃખ હોય છે તે આત્માના છેક અંદરના ખૂણામાં કે જયાં મનુષ્યનાં સુખ અને દુઃખ વાસો કરે છે, ત્યાં તેઓ ગુપ્ત રાખે છે. મને પોતાને તો જે અનુભવ થયો છે તે ઉપરથી હું ખરોખર જાણું છું, અને સાઇમોનિડિસ હું તને ખાતરીથી કહું છું કે, મોટામાં મોટાં સુખ અને ઉપભોગની વસ્તુઓમાં રાજાઓનો ભાગ નાનામાં નાનો હોય છે, અને મોટામાં મોટાં દુઃખોમાં તેમનો ભાગ વધારેમાં વધારે હોય છે."

"આનંદના જે ભિન્ન ભિન્ન પ્રકારો છે તે અને ભલાઇના સઘળા આકર્ષણ કરનારા રસ્તાઓ છે તે બધા ગણાવી સમજાવવા એ મુશ્કેલ કામ છે; મોટામાં મોટી ભલાઇની વાતોના

1 ઝેનોફન

સંબંધમાં ઘણું તો એટલુંજ કહી શકીશું કે તેને માટે અજ્ઞાત અવર્ણનીય મોહ રહેલો છે; અને ઉંચામાં ઉંચા પ્રકારના સુખના સંબંધમાં આપણે ઘણું તો એટલુંજ કહી શકીશું કે તે અનિર્વાચ્ય છે."[1]

કુદરતમાં દરેક વસ્તુ ડહાપણ ભરેલા અને હિતકારી નિયમ મુજબ વ્યવસ્થિતપણે ચાલે છે, દરેક વસ્તુની એક બીજા સાથે સંકલના થયેલી છે અને હિત થાય તેવું તે કામ કરે છે. આપણે જે કંઇ પીડા ભોગવીએ તો તેમાં કાં તો આપણો પોતાનો કંઇ દોષ હોય છે અથવા સામાન્ય લોકોના કલ્યાણ માટે તેમ થાય છે. સેનેકા કહે છે કે "એવું કર્તવ્ય એકે નથી કે જે કરવાથી તમે વધારે સુખી ન થાઓ, તેમ એવી લાલચ એકે નથી કે જેને માટે કંઇ ઉપાય ન હોય."

સિસરોના કહેવા મુજબ એપિક્યુરસે એવો અભિપ્રાય બાંધ્યો હતો કે, "અભિલાષા–ઇચ્છા ત્રણ પ્રકારની છે; પહેલી સ્વાભાવિક અને જરૂરની હોય તે; બીજી સ્વાભાવિક હોય પણ જરૂરની નહીં હોય તે; અને ત્રીજી સ્વાભાવિક પણ નહીં તેમ જરૂરની પણ નહીં હોય તે. આ બધી અભિલાષાઓ એવી છે કે જરૂરની છે તે ઘણી મહેનત અથવા ખરચ વગર પૂરી પાડી શકાય છે; વળી જે સ્વાભાવિક છે પણ જરૂરની નથી તે પણ ઘણી મહેનત આપતી નથી; કારણ તે પૂરી પાડવાને સારૂ જેટલી સંપત્તિની જરૂર પડે તેટલી સરળતાથી મળી શકે અને નિયમિત જથાવાળી થાય એ પ્રમાણે કુદરત પોતે ગોઠવણ કરે છે; પરંતુ નિરર્થક અને ખોટી અભિલાષાઓની કંઇ પણ હદ ઠેરવવી અથવા તે થોડી રાખવી એ અશક્ય છે."

---

૧ બેકન.

જીંદગીનો પુરેપુરો ઉપભોગ કરવાને સારૂ મન મારવા, તેમજ ઘણા લલચાવનારા સુખના લ્હાવા નહીં લેવાનું કબૂલ કરવા આપણે તૈયાર રહેવું જોઇએ.

મરજી પ્રમાણે વૈભવ ભોગવવાથી થતાં આનંદ કરતાં આત્મ-સંયમથી વધારે આનંદ મેળવી શકાય છે. ઇન્દ્રિયો, જે ખરા આનંદથી ભરપુર હોય છે, તેને આપણે વશ થઇશું તો તે જીંદગીના ખરાબા ઉપર અને વમળમાં અથડાવી આપણી પાયમાલી કરી નાખશે.

"સામા માણસની ઇચ્છાને કેવળ તાબે થઇને જે રહેતો નથી તેનો જન્મ અને તેનું શિક્ષણ ખરેખર સુખરૂપ સમજવાનું છે; તેના સરળ અને પ્રમાણિક વિચાર એ તેનું બખતર છે, અને સરળ સાદું સત્ય એ તેની પૂર્ણ ચતુરાઇ છે."[1]

આપણને ઘણીજ થોડી ફુરસદ મળે છે એ આપણા યુગની એક કમનસીબીની વાત છે. આપણે એક પ્રકારના નિરંતરના ભ્રમણમાં દહાડા કાઢીએ છીએ. "આ મોટી દુનિયાના કાર્યવ્યવહારથી આ મારૂં નાનકડું શરીર થાકી ગયું છે" એવું પોર્શિયાને લાગ્યું હતું તે મુજબ કેટલી બધી સ્ત્રીઓ અને પુરૂષોને પણ લાગે છે.

આવું છે તેમ છતાં પણ ઉતાવળમાં—ગભરાટમાં સારૂં કામ થઇ શકતું નથી; વિચાર કરવાને સારૂ વખત અને નિવૃત્તિ એ એની જરૂર પડે છે.

કિંગસ્લી કહે છે કે, "હું જાણું છું કે આપણે બધાને ખાસ જરૂર અંદરના—મનના આરામની છે; અંતઃકરણનો તેમજ

1 વોટન.

મગજનો આરામ આપણે મેળવવાની આવશ્યકતા છે; આપણું વર્તન શાન્ત, દઢ, સંતોષ ઉત્પન્ન કરનારૂં અને આત્મસંયમવાળું હોવું જોઇએ. આવા વર્તનમાં ઉદાસીની લાગણી થતી નથી તેથી તેને કંઇ ઉત્તેજક વસ્તુની જરૂર પડતી નથી; તે એકાએક ઉશ્કેરાઇ જાય તેવા પ્રકારનું નથી તેથી તેને નિદ્રાજનક ઓસડની જરૂર નથી; પરમેશ્વરે આપેલી બક્ષિસોનો ગેરઉપયોગ ન કરતાં જોઇએ તેવી રીતે ઉપયોગ કરવાનું તેનામાં સામર્થ્ય રહેલું છે તેથી સંન્યાસીના જેવા કોઇ અંકુશની તેને જરૂર નથી; ટુંકામાં આવું વર્તન, ખરેખરૂં મિતવર્તન, ફક્ત પીવામાં તેમજ ખાવામાં નહીં પણ સઘળી ઇચ્છાઓ, વિચારો અને કર્મોમાં તેવું વર્તન જોઇએ; હલકા પ્રકારની તૃષ્ણાઓ અને હવસ જેને પેલો ઘરડો આદમ વશ થયો હતો, અને પ્રતિબંધ કરેલા ઉપાયો વડે જ્ઞાન મેળવવા તથા જીંદગી ચલાવવા તેણે યત્ન કરેલો હોવાથી તે રોગ અને મોતનો ભોગ થઇ પડયો હતો, તેવી તૃષ્ણાઓ અને હવસથી મુક્ત હોય તેવું વર્તન રહેવું જોઇએ. હા, આ બાબત હું જાણું છું ને સમજું છું; અને વળી એ પણ જાણું છું કે આવો આરામ તમને કયારનોએ જયાં આગળ મળી આવ્યો છે ત્યાંજ ફક્ત તે માલમ પડે એમ છે."

એપિક્ટેટસ કહે છે કે, "ઝીઅસે ઠરાવેલું છે તે પ્રમાણે તમે તમારૂં વર્તન રાખો. જો તે પ્રમાણે તમે કરશો નહીં, તો તેની ગુન્હેગારી તમારે ભોગવવી પડશે,–તમને શિક્ષા થશે. અને આ શિક્ષા શી થશે? તમારી ફરજ તમે બજાવી નહીં; તમારૂં કર્તવ્ય તમે કર્યું નહીં એજ; તમે વિનય, પ્રમાણિકપણું અને યોગ્યતા, એ ધરાવનારા છો એવી તમારી સાખ હશે તે ગુમાવશો. આના કરતાં વધારે ભારે શિક્ષા બીજી કોઇ હોઈ શકશે?"

રસ્કિન કહે છે કે, "આપણે ઘણીક ચીજોની જરૂર છે એવી ફરિયાદ કરીએ છીએ; આપણને મતો જોઇએ છે, આપણને સ્વતંત્રતા જોઇએ છે, આપણને ગમ્મત જોઇએ છે, આપણને પૈસા જોઇએ છે. આપણને સ્વસ્થતા જોઇએ છે એવું આપણામાંથી કોને લાગે છે કે કોણ જાણે છે? તમને સ્વસ્થતા જોઇતી હોય તો તે મેળવવાના બે માર્ગ છે. પહેલો માર્ગ તો તમારા પોતાના જ હાથમાં છે–તમે પોતે આનંદકારી વિચારોનું ઘર થાઓ એટલે તમને સ્વસ્થતા મળશેજ......સુંદર વિચારો આવવાથી તેના કેવા મોટા મહેલો આપણે બાંધીએ છીએ અને તે બધી વિપત્તિની સામે કેવા ટકી રહે છે તે હજી આપણામાંથી કોઇ જાણતા નથી; કેમકે નાનપણથીજ તે બાબત આપણને શીખવવામાં આવતી નથી. સુખદર્શક તરંગો, પાર પડેલી ગત સમયની ઇચ્છાઓ, ઉમદા ઈતિહાસના બનાવો, વિશ્વાસ કરવા યોગ્ય શક્તિઓ, કીમતી અને આરામ આપનારા વિચારોના ખજાનાનું સ્થાન કે જેને ચિંતાથી કંઇ અડચણ પડી શકે એમ નથી, કે જે દુઃખથી ઉદાસ થાય તેમ નથી, કે ગરીબાઇને લીધે આપણી પાસેથી જતું રહેવાનું નથી,–આપણા આત્માને રહેવાને સારૂ હાથની સહાયતા વગર બંધાયલાં ઘરરૂપ તે (વિચારોના મહેલો છે."

ભલા અને મોટા શહેનશાહ એન્ટોનાઇનસ છેક આખર અવસ્થાએ પહોંચેલા તે વખતે તેમણે પહેરા ઉપર રહેલા પોતાના અમલદારને છેલ્લો સંકેત શબ્દ કહ્યો હતો તે "સ્વસ્થતા" એ શબ્દ હતો. ઇસુખ્રિસ્તની જીંદગીમાં કોઇ પણ વસ્તુએ તેમની શાન્તિનો ભંગ કદી પણ કીધો નહોતો.

સર ટોમસ આ કેમ્પિસ કહે છે કે "અભિલાષા થાય તેનો લ્હાવો લેવો નથી એવું કબૂલ કરો એટલે તમને સ્વસ્થતા–

શાન્તિ પ્રાપ્ત થશે." આ જીંદગીમાં આપણે મોટી મોટી બાબતોને માટે ખેદ કરીએ છીએ, તેમ નાની બાબતોથી ઘણા ચીઢાઇ જઇએ છીએ.

"મનુષ્ય પ્રાણીને જે જે નઠારી વસ્તુઓ વળગેલી છે તે બધામાં તેમનો પોતાનો નઠારો સ્વભાવ એ વધારેમાં વધારે ખરાબ છે."[1]

આપણા સુખને માટે આપણે બહાર જોવાની જરૂર નથી, પણ તે આપણામાંજ, આપણા મનમાંજ રહેલું છે. "સ્વર્ગનું રાજ્ય તમારી અંદર છે." આ દુનિયામાં આપણે સુખી થઇ શકીશું નહીં, તો હવે પછી સુખી થવાની આશા આપણે શા કારણથી રાખવી જોઇએ ? પરમેશ્વર શું હમણાના કરતાં તે વખતે આપણું રક્ષણ વધારે કરશે ? પૃથ્વી ઉપર જો આપણે સ્વસ્થતા મેળવવા પ્રયત્ન કરતા નથી, તો પછી સ્વર્ગમાં તે પ્રાપ્ત કરવાની આશા કેવી રીતે રાખી શકાય ? આવી સ્વસ્થતા આપણે કેવી રીતે ગુમાવીએ છીએ ? ગર્વ અને દ્રવ્યલોભ, આપસ્વાર્થીપણું અને તૃષ્ણા, આ અને એના જેવા બીજા અવરોધો ન હોય તો આપણે અહીં સુખી થઇ શકીએ, અને તે સાથે રહ્યા તો આપણે કોઈ પણ જગાએ સુખી થવાના નથી. જેને આપણે અમૂલ્ય ગણીએ છીએ તે રખેને આપણે ગુમાવી દઇશું એવી ચિંતા આપણને અહીંઆ રહે છે તો સ્વર્ગમાં તેને માટે આપણે કેટલી બધી વધારે કાળજી રાખીશું ? આ દુનિયામાં બીજા માણસો સાથે સલાહસંપથી આપણે રહી શકીશું નહીં, તો બીજી દુનિયામાં તે પ્રમાણે રહેવાની આપણે આશા ક્યાંથી રાખી શકીએ ? આપણી

[1] કમ્બરલાન્ડ.

સ્વસ્થતા અને આપણા સુખનો આધાર બહારની વસ્તુઓ ઉપર રાખીશું, અને બીજી દુનિયામાંજ તે મેળવવાના વિચાર કરીશું, તો હવે પછીની જીંદગીમાં ત્રીજી દુનિયાની, અને એ પ્રમાણે આગળ ને આગળ ચલાવ્યા કરીશું નહીં એની ખાતરી શી ?

હવે પછી મળશે તેવી ધારણાથી, હાલના ઉપયોગથી, અને ગતકાળમાં બનેલા બનાવોની યાદદાસ્તથી—એ રીતે ત્રણ તરફથી સુખ બેશક પ્રાપ્ત થઇ શકે છે, તેથી ભવિષ્યના વિચાર કરવા એ સુખનું એક મોટું ને શુદ્ધ કારણ છે. જેમને માટે આ દુનિયામાં આપણે સ્નેહ રાખેલો અને જેમને ગુમાવી દીધેલા તેમને ફરીથી મળીશું. હાલમાં આપણાથી જે ગુપ્ત રહેલું છે તેવું ઘણુંક આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીશું, એવી આશા રાખવામાં સુખ રહેલું છે ખરૂં. આવા પ્રકારના સુખ અને આનંદનાં સાધન વિરૂદ્ધ મારે કંઇ કહેવાનું નથી, પણ ચાલુ સમયમાં જે સુખ આપણે પ્રાપ્ત કરીએ છીએ તેનું ઉપયોગીપણું ઓછું ગણશો નહીં, અથવા તેને માટે ઉપકાર ન માનો એવું કરશો નહીં.

આમ થવાથી જે પ્રમાણે દેવદૂતો મામરેના મેદાનમાં અબ્રાહમને ત્યાં ગયેલા તેજ પ્રમાણે તમારા પોતાના રહેઠાણમાં દેવદૂતો આવશે.

એવું પણ સંભવે છે કે “ કેટલાક નવીન આનંદ એવા છે કે જે માણસના જાણવામાં આવ્યા નથી અને જે સુધારાને સુશોભિત રસ્તે તેને મળી આવશે. ”*

“ કેમકે જે શરીર આત્માનું સહભોક્તા છે ને તેમ છતાં તેનાથી ઉતરતું છે, તેના ઉપર આત્મા વિવેકથી હુકમ ચલાવે, અથવા પ્રીતિથી તેના ઉપર અમલ ચલાવે, અને લાભ થાય તેવી

* મેન્ટિગેઝા.

રીતે તેની કાળજી રાખે, તથા જોઇતી સઘળી વસ્તુ પૂરી પાડે, તેમજ કૃપાદૃષ્ટિથી તેની સાથે વર્તે, તો આત્મા અને શરીર એ બેના મળવાથી મનુષ્ય પૂર્ણ સ્થિતિએ પહોંચી શકે છે. પરંતુ જો શરીર અમલ ચલાવવાનો યત્ન કરે, અને તૃષ્ણાનું જોર વધારી પહેલાં બુદ્ધિને બગાડે, અને પછી ઉંચા પ્રકારની ઇચ્છા અને વિવેકના ઉપર અંકુશ રાખવા માંડે તો શરીર અને આત્માનો સમાગમ યોગ્ય થશે નહીં; અને તેવી સ્થિતિવાળો મનુષ્ય મૂર્ખ રહેવાનો, અને દુઃખી થવાનો. આત્મા જ્યારે અમલ ચલાવી શકે એમ હોતો નથી; ત્યારે તે સોબતી તરીકે ચાલી શકતો નથી. કાં તો તેણે શરીર ઉપર અમલ ચલાવવો જોઇએ, અગર તો તે આધીન રહેવો જોઇએ. બરોબરીઆ તરીકે હોય તો કદી લાભ થાય નહીં."×

આપણે જીંદગીમાં પૂર્ણ રીતે સુખ ભોગવીશું નહીં તો તેમાં આપણો પોતાનોજ દોષ સમજવાનો છે. રસ્કિન કહે છે કે "થોડાકજ માણસ કામ કરી શકે છે, તો પણ સઘળા માણસ સુખ તો ભોગવી શકે ખરા." મન સ્વસ્થ અને સુખાકારી રાખવાને માટે ડહાપણ અને ઉમદા વૃત્તિવાળા વિચારોમાં તમારૂં મન રોકાયેલું રાખવું જોઇએ. ફીડ્રસમાં પ્લેટો કહે છે કે, "ઐશ્વર્ય એ સૌંદર્ય, સુજ્ઞતા સૌજન્ય, અને એના જેવા પ્રકારનું છે; તે વડે આત્માની પાંખનું પોષણ થાય છે અને તે ધીમે ધીમે વધે છે, પણ દુષ્ટ કર્મ વડે તેનું પોષણ કરવામાં આવે છે તો તે કરમાઇ જાય છે ને તેનો ક્ષય થાય છે."

આ પ્રમાણે છે તેથી પસંદગી કરો તે ઘણા ડહાપણથી કરજો, અને

× જેરેમી ટેલર.

"તેમ કરીને તારા મકાનમાં આનંદ-સુખ-લઈ જા, અને તેને માટે તારા મોટા અંતઃકરણમાં જગ્યા કર, અને તેને વધવાને સારૂ વખત આપ તથા તેની વૃદ્ધિ થાય તેવી રીતે તેનું પોષણ કર, આમ થશે ત્યારે તે તારી પાસે આવશે અને તું ખેતરમાં ચાસ પાડતો હશે કે પરોઢિયામાં નીદવામાં રોકાયો હશે તે વખતે તારા આગળ ઘણી વાર મધુર ગાયન ગાશે. ખુશ થવું એ ઘણો સુંદર રિવાજ પડેલો છે. આનંદ -સુખ-મળો એને માટે આપણે પરમેશ્વરને પ્રાર્થના કરીએ છીએ."+

સોક્રેટીસે કહ્યું છે કે "ઉત્તમ માણસ તો તેજ કે જે પોતે પરિપૂર્ણ થવાને માટે ઘણોજ યત્ન કરે છે, અને વધારેમાં વધારે સુખી માણસ તો તેજ કે જે પોતે પરિપૂર્ણ થવા લાગ્યો છે એવું વધારે ભાગે સમજે છે."

+ જુનઈડગેલો.

## પ્રકરણ ૧૯ મું.

### ધર્મ.

નિગમશાસ્ત્રનો ધર્મ જો કે હજી ઘણા વિદ્વાન પુરૂષોને પણ ગુપ્ત ભેદ જેવો લાગે છે, તોપણ કર્તવ્યનો ધર્મ નાના બાળકને પણ સ્પષ્ટ સમજાય તેવો છે.

જેરેમી ટેલર કહે છે કે, "એપોલોને દેવપુરૂષે આપેલો ઉત્તર દ્વિઅર્થી, ગુંચવણ પડે તેવા વાકયમાં ગોઠવેલો, ગૂઢ ભાવવાળો, ઉપાય યોજવામાં છેતરાઇ જવાય તેવો, અને આશા કંઇ રાખી હોય ને પરિણામ કંઇ આવે એવા પ્રકારનો હતો; તેના જેવું કર્તવ્યનું ધોરણ નથી. પરંતુ કર્તવ્યના ધોરણમાં ઇશ્વરની આજ્ઞા આકાશના જેવી ખુલ્લી, ચંદ્રના જેવી પ્રકાશિત, અને સૂર્યનાં કિરણની અસરની માફક આરોગ્યવર્ધક છે; અને આટલું તો બેશક ખરૂં છે કે જયારે કોઇ વસ્તુ અસ્પષ્ટ-દુર્ગમ્ય થાય છે ત્યારે જો કે તેનો શોધ ડહાપણથી કરવાની આપણને તે જરૂર પાડે છે, તોપણ જેટલે અંશે તે સ્પષ્ટ સમજાય છે અથવા સ્પષ્ટ સમજી શકાય તેવી હોય છે, તેટલેજ અંશે વિરૂદ્ધ આચરણથી આપણે દોષવાન્ ઠરીએ છીએ."

લોક નીચે પ્રમાણે છોકરાંઓ માટે કહે છે તે ખરેખર મોટી ઉમરે પહોંચેલા ઘણાક લોકોને પણ લાગુ પડે એમ છે: "આ પરમાત્માને માટે પ્રેમ અને પૂજયભાવ તેમના મનમાં ધીમે ધીમે ઉત્પન્ન થાય એવો તેમને ઉપદેશ કરો. શરૂઆત કરવાને આટલું બસ છે, અને તે બાબત વધારે સમજાવવાની તુરત જરૂર નથી; કેમકે પરમાત્માના ગુણ વિષે તેમના આગળ નાની

વચમાં વાતો કરવાથી, અને તે અનંત પરમાત્માની ગૂઢ પ્રકૃતિ સમજે એવો કવખતે પ્રયત્ન કરવાથી, તેનું મગજ તેના સંબંધી કાં તો ખોટા વિચારોથી ભરાઇ જશે અથવા તો બુદ્ધિગમ્ય નહીં એવા વિચારોથી ગુંચવાઇ જશે એવી ધાસ્તી રહે છે. પ્રસંગાનુસાર તેને તો ફક્ત એટલુંજ કહેતા જવું કે ઇશ્વરે સઘળી વસ્તુ સરજાવી છે અને તે તેના ઉપર સત્તા ચલાવે છે. ઇશ્વર સઘળું સાંભળે છે અને જુએ છે, અને જે માણસ તેને ચાહે છે તથા તેના કહ્યામાં રહે છે તેનું તે અનેક પ્રકારે કલ્યાણ કરે છે; ઇશ્વરના આવા ગુણ તેમને સમજાવ્યાથી તમને માલમ પડશે કે ઇશ્વરના સંબંધનાં બીજા વિચારોનો તેના મનમાં જલદીથી ઉદ્ભવ થશે; આવા વિચારોમાં જો કંઇ ભૂલ જેવું તમને માલમ પડે તો તે તમારે સુધારતા જવું જોઇએ. મને લાગે છે કે સાધારણ રીતે પરમેશ્વરના સંબંધના આવા વિચાર બાંધી તે માણસ સંતોષ માને, અને જે પરમાત્માનું ગૂઢપણું સઘળા કબૂલ કરે છે તેના સંબંધના વિશેષ વિચાર કરી તેના ગુણ જાણવાને ઘણાજ જીજ્ઞાસુ ન થાય તો ઘણું સારૂં છે. કારણ કે પોતે કેટલું જાણી શકે એમ છે અને કેટલું જાણી શકે એમ નથી એ વિવેકથી સમજી શકવાને જે ઘણા માણસોમાં વિચારનું બળ કે સ્પષ્ટતા હોતી નથી તેવા માણસો આવી જીજ્ઞાસા રાખવાથી વહેમી થઇ જાય છે અથવા પરમેશ્વરને પોતાના જેવાજ ધારી લઇને નાસ્તિક થઇ જાય છે."

જોન્સનનું નીચેનું વાક્ય ઘણા સાનંદાશ્ચર્ય સાથે લોવેલ કહી સંભળાવતો હતો. "જે જે વસ્તુ આપણી ઇન્દ્રિયોના કબજામાંથી આપણને દૂર ખેંચી લે છે, જે જે વસ્તુથી થઇ ગયું હોય તે, દૂર હોય તે અથવા ભવિષ્યમાં થાય તેવું હોય તે, હાલ

વર્તમાન સમયમાં થતું હોય તેના ઉપર પ્રબળ થાય છે, તે તે વસ્તુ વિચાર કરનારા પ્રાણી તરીકેની પદવી નજદીક આપણને વધારે વધારે પહોંચાડતી જાય છે.” ધર્મ એ એક રીતે શરીર તેમજ મન એ બન્નેને પૂર્ણ માન આપવું જોઇએ.

નિગમશાસ્ત્ર તેમજ સ્વીકારવાનો મત એ ધર્મનાં શાસ્ત્ર છે, પણ ધર્મનાં તત્વ નથી. જીંદગીમાં નિત્યના વ્યવહારમાં ધર્મ એ આચરણનું ધોરણ છે, આબાદીમાં રક્ષણનું સાધન છે, વિપત્તિમાં આશ્વાસન છે, ચિંતામાં આધાર છે, ભયમાં આશ્રય છે, શોકમાં દિલાસો છે, અને સ્વસ્થતા–શાન્તિનું શરણનું સ્થાન છે.

ફ્રિકટે કહે છે તે ખરેખર છે કે, “ધર્મ એ કંઇ સ્વતઃ થાય તેવું કે સ્વતઃને માટે હોય તેવું કાર્ય, કે જે પોતાનાં બીજાં કામોથી જૂદું પાડીને અમુક નક્કી કરેલે દિવસે અને વખતે માણસ કરી શકે તેવું નથી; પરંતુ આપણા વિચાર અને કર્મ, કે જે બીજી બાબતોમાં પોતાના ઠરેલા ક્રમમાં ફેરફાર અથવા ભંગ પડયા વગર ચાલ્યા કરે છે, તે વિચાર અને ક્રમમાં પ્રવેશ કરનારો, તેને ઉત્તેજન આપનારો અને તે સઘળામાં વ્યાપી રહેનારો, છેક અંતરનો આત્મા છે.”

બાઇબલ એ સમજાય નહીં તેવી વ્યાખ્યાઓથી આપણને ગુંચવી નાખતું નથી, પણ તેવા તર્કોથી આપણા વિચારોને દૂર રાખે છે.

મોઝીસે કહ્યું છે કે, “આજે હું તને જે આ આજ્ઞા કરૂં છું તે તારાથી ગુપ્ત રહેલી નથી તેમજ તે ઘણી દૂર નથી; તે સ્વર્ગમાં રહેલી નથી કે તારે એમ કહેવાનું થાય કે અમે સાંભળીએ તથા તે પ્રમાણે કામ કરીએ તેટલા સારૂ અમારે માટે ઉંચે સ્વર્ગમાં જઇ કોણ તેને આણી આપશે? તેમજ તે દરિયા-

ની પેલી પાર નથી કે તારે એમ કહેવાનું થાય કે અમે તે સાંભળીએ તથા તે પ્રમાણે કામ કરીએ તેટલા સારૂ અમારે માટે દરિયા ઉપર મુસાફરી કરી કોણ તેને આપશે? પરંતુ તે પ્રમાણે તું કામ કરી શકે તેને માટે તે શબ્દ છેક તારી નજદીકમાંજ છે, તારા મ્હોમાં છે, અને તારા હૈયામાં છે."

જે કાયદા જાણનાર માણસે ઇસુ ખ્રિસ્તને પ્રશ્ન કીધો હતો તેને ઉત્તરમાં તેણે કહ્યું કે, "તારા પૂર્ણ મનથી, તારા ખરા આત્માથી, તારા ખરા અંતઃકરણથી તારા પ્રભુ પરમાત્માને તું ચહાજે. આ પહેલી ને મોટામાં મોટી આજ્ઞા છે. અને બીજી આજ્ઞા તેનેજ મળતી છે કે તું તને પોતાને ચહાય છે તેજ પ્રમાણે તું તારા પાડોશીને ચહાજે. આ બે આજ્ઞાઓ ઉપર બધા કાયદા અને બધા ભાવી કહેનારાઓ અવલંબીને રહ્યા છે."[1]

સેન્ટ જેમ્સ કહે કે, "શુદ્ધ ને પવિત્ર ધર્મ, જે પરમેશ્વર અને પિતા આગળ નાપાક થયો નથી તે આ છેઃ 'દુઃખના સમયમાં નબાપાં છોકરાં અને વિધવાઓની પાસે જવું ને તેમની બરદાસ્ત કરવી, અને આ દુનિયામાં પોતે નિષ્કલંક રહેવું.'"

આપણે ક્યાંથી આવ્યા, અથવા ક્યાં જવાના છીએ તે આપણે કદાચ કહી શકીશું નહીં, શા વિચાર કરવા અને શું માનવું તેની આપણને કદાચ ખાતરી થશે નહીં, પરંતુ આપણે શું કરવું જોઇએ તેની આપણા અંતઃકરણમાં આપણને હમેશાં બરોબર ખબર હોવીજ જોઇએ. આપણા પડોશી પ્રત્યે આપણું કર્તવ્ય છે તેનો ભાગ છે. મધ્યમ કાળનો જે લુટારો પોતાને માટે કહેતો હતો કે 'હું પરમેશ્વરનો મિત્ર છઉં ને મનુષ્ય આ-

૧ સેન્ટ મેથ્યુ.

ણીનો શત્રુ છઉં,' તે બીજા ઘણા માણસો કે જેઓએ એવી ભૂલ ન કરવી જોઇએ તેના કરતાં વધારે અંશે ખ્રિસ્તી ધર્મનો ખરો ભાવ સમજવામાં ચુકયો નથી. પરમેશ્વર પ્રત્યે ચાહના-ભાવ એ મનુષ્ય પ્રત્યેના ભાવથી ઉત્તમ રીતે દર્શાવાય છે.

સામા માણસના વર્તન માટે ફરિયાદ કરવાને આપણા મનનું વલણ થઇ જાય તો તે પ્રસંગે યાદ રાખવું જોઇએ કે "તું પોતે તારી પોતાની ઇચ્છા હોય છે તેવો થઇ શકતો નથી, તો સામો માણસ બધીજ બાબતમાં તારી મરજી લાયક થાય એવી આશા તું શી રીતે રાખી શકે?"[૧]

વળી આપણે ફરિયાદ કરવાનું ખરૂં કારણ હોય તો પણ ક્ષમા મેળવવાની આપણે આશા રાખીએ છીએ, તેમ આપણે તે સામા માણસને ક્ષમા કરવી જોઇએ; અને તે પણ પીટરે સૂચવ્યા પ્રમાણે "સાત વખત નહીં પણ સિત્તોતેર વખત"[૨] ક્ષમા કરવી જોઇએ.

ઘણાક માણસનાં મન ઉપર સુખની આશા કરતાં દુઃખની ધાસ્તી વધારે અસર કરે છે.

આપણે મળેલી ચેતવણીઓનો અનાદર કરવો જોઇએ નહીં, તેમ મળેલાં વચનોની અવગણના પણ કરવી જોઇએ નહીં. "તમારી પાસે પ્રકાશ હજી થોડોક વાર વધારે રહેશે. પ્રકાશ તમારી પાસે છે એટલાથી ચાલો, નહીતર અંધારાથી તમે ઘેરાઇ જશો; કેમકે જે અંધારામાં ચાલે છે તે કયાં જાય છે તેની તેને ખબર રહેતી નથી."[૩]

"તેટલા માટે આ મારાં વચનો જે સાંભળે છે અને તે

૧. ટામસ આ કેમ્પિસ. ૨. સેન્ટ મેથ્યુ. ૩. સેન્ટ જોન

પ્રમાણે કામ કરતો નથી તે દરેક માણસ રેતી ઉપર જેણે ઘર બાંધ્યું હતું તે મૂર્ખ માણસના જેવો ગણાશે. તે ઘર ઉપર વરસાદ તુટી પડયો, ને ત્યાં પૂર આવ્યું અને ત્યાં પવન પુષ્કળ વાયો ને તે ઘર ઉપર તેના સુસવાટા લાગ્યા; અને આખરે તે પડી ભાગ્યું; તેનું આ પડવું ઘણુંજ ભારે હતું." પરંતુ આથી ઉલટી રીતે, "આ મારાં વચનો જે જે સાંભળે છે, અને તે પ્રમાણે કામ કરે છે તે દરેક માણસને ખડક ઉપર જેણે ઘર બાંધ્યું હતું તે ડાહ્યા મનુષ્યના જેવો ગણીશ. તે ઘર ઉપર વરસાદ તુટી પડયો, ને ત્યાં પૂર આવ્યું અને ત્યાં પવન પુષ્કળ વાયો, ને તે ઘર ઉપર તેના સુસવાટા લાગ્યા; આમ છતાં પણ તે પડયું નહોતું; કારણ કે તેનો પાયો ખડકમાં હતો."*

અને વિશેષે કરીને બીજા માણસને અને ખાસ કરીને જુવાનોને જે આડે રસ્તે દોરે છે તેને ધિક્કાર છે.

"અપરાધ થાય નહીં તેવું બનવું તો અશક્યજ છે; પણ જે માણસની શીખવણીથી અપરાધ થાય તેને ધિક્કાર છે! આવો માણસ નાની વયના માણસોને અપરાધ કરે તેવે રસ્તે લઇ જાય તેના કરતાં તેને ગળે ઘંટડીનું પડ બાંધવામાં આવે અને તેને દરિયામાં ફેંકી દેવામાં આવે તે વધારે સારૂં ગણાય."×

"કેમકે માણસ પોતે આખી દુનિયા પ્રાપ્ત કરે પણ પોતાનો આત્મા ગુમાવી દે તો તેને તેમાં લાભ શો થયો? અથવા પોતાના આત્માના બદલામાં માણસ શું આપશે?"+

પરંતુ આપણે ગમે તેટલાં પાપકર્મ કીધાં હોય તોપણ માણસને નિરાશ થતા અટકાવજો.

ખ્રિસ્તિ ધર્મ એ ભય કરતાં આશાનો ધર્મ છે.

---

* સેન્ટ મેથ્યુ. × સેન્ટ લ્યુક. + સેન્ટ મેથ્યુ.

"મૃત્યુ અને છેવટનો ઇન્સાફ, સ્વર્ગ અને નરક એનો જેઓ વારંવાર વિચાર કરે છે, તે જરૂર સારૂંજ કામ કરશે."

આ પ્રમાણે રેલે સૂચના કરે છે તેમ આપણા વિચારોમાં આપણે ભય અને આશા એ બન્નેનું ડહાપણથી મિશ્રણ કરી શકીએ. પણ માણસોને ફરજ પાડીને કામ કરાવવા કરતાં તેમને સારે રસ્તે દોરવવા એ વધારે સહેલું પડે છે: કહેવા કરતાં કરી બતાવવું એ વધારે સારૂં અને અસરકારક છે. ઇનક્વીઝીશનના ત્રાસનો જેઓ તિરસ્કાર કરે છે તેમાંના ઘણાખરાને ડ્રમોન્ડનું નીચે પ્રમાણે કહેવું સત્ય છે એમ લાગશે. "દર રોજ ઇસુ ખ્રિસ્તના સમાગમમાં દશ મિનિટ ગાળી હોય, અરે એટલી નહીં તો બબે મિનિટજ ગાળી હોય, ને તે પોતાની સન્મુખજ હોય તેમ તેનામાં એક ચિત્ત રાખીને રહ્યા હોય, તો આખી જીંદગી બદલાઇને જૂદાજ પ્રકારની થાય છે."

સારૂં શું છે તેનો વિચાર કરો એટલે નઠારૂં હશે તેવું કામ તમે કદી કરશો નહીં. "જે જે બાબતો સત્ય છે, જે જે પ્રમાણિક છે, જે જે વાજબી છે, જે જે શુદ્ધ છે, જે જે કીર્તિ આપનારી છે; જો કોઇ પણ સદ્ગુણ હોય અને જો કંઇ પણ પ્રશંસા હોય તો આવી બાબતો ઉપર વિચાર કરજો."*

સેનેકાએ કહ્યું છે કે, "સામા માણસને જે બાબત જાણવા દેવાની તમારી મરજી ન હોય તેવી કોઇપણ બાબત તમે ઇશ્વર પાસે માગશો નહીં તેમજ પરમેશ્વરને જે બાબત જાણવા દેવાની તમારી મરજી ન હોય તેવી કોઇપણ બાબત તમે માણસ પાસે માગશો નહીં." પણ આ કાળની અને અવકાશની અનંતતામાં આપણે કેવા ક્ષણભંગુર અને અતિસૂક્ષ્મ પ્રાણી છીએ તેનો વિચાર

* ફિલિપિઅન્સ.

કરીશું તો સ્પેન્સરના નીચેના પ્રશ્ન મુજબ આપણે પણ વાજબી રીતે પ્રશ્ન પૂછીશું કે

"સ્વર્ગમાં શું ચિંતા છે ? અને આવાં અધમ પ્રાણી
પ્રત્યે સ્વર્ગના મહાત્માઓ શું પ્રીતિ બતાવે છે ?"

ખ્રિસ્તિ ધર્મના ભજન બનાવનાર કહે છે તે યોગ્ય છે કે "તારા સ્વર્ગનો, તારા હાથનાં કામોનો, ચંદ્રનો અને તારાઓનો કે જે સઘળાંને તેં વ્યવસ્થાપૂર્વક ગોઠવ્યાં છે, તેનો હું વિચાર કરૂં છું ત્યારે મને એમ થાય છે કે માણસ એ કોણ છે કે તેને માટે તું આટલી કાળજી રાખે છે ? અથવા માણસનો પુત્ર એ કોણ છે કે તેને તું મળવા સારૂ જાય છે ?"

પણ કોલરિજે આનો ઉત્તર આપ્યો છે તેથી ધીરજ મળે છે. તે કહે છે કે,

"માણસો સામા જશે તો સાધુઓ સહાય થશે, કારણ કે આસ્માની આકાશ બધાના ઉપર છવાયલુ છે."

આપણને શું આવું વચન અપાયલું નથી ? "તારે જોઇએ તે માગ એટલે તે તને આપવામાં આવશે; તારે જોઇએ તે શોધ, એટલે તે તને જડશે; તારે જવું હોય ત્યાંનું બારણું ઠોક એટલે તે તારે માટે ઉઘડશે."[1]

અને વળી "મારા નામથી જે કંઇ તું માગશે, તે હું કરીશ."[2] "તું મારામાં વાસો કરીને રહેશે, અને મારા શબ્દો તારામાં વાસો કરીને રહેશે તો તારી મરજીમાં આવે તે તું માગજે અને તે તારે માટે કરવામાં આવશે."[3] વળી પરમેશ્વર "સઘળાનાં અંતઃકરણ—મનની વાતો—જાણે છે, તેને સઘળી ઇચ્છાઓ

૧. સેન્ટ મેથ્યુ. ૨–૩. સેન્ટ જોન.

જણાયલી છે."[1] પશ્ચાત્તાપ કરનારા માણસના વિશ્વાસની, તેમજ શોક કરનારા માણસોની ઇચ્છાઓની તે અવગણના કરતો નથી. "તમારી બધી ચિંતા તમે તેના ઉપર નાખી શકશો, કેમકે તેને તમારે માટે કાળજી છે;"[2] આ પ્રમાણે આપણને કહેવામાં આવ્યું છે.

આપણે પોતે આળસુ થઇને ઇશ્વર તરફની મદદની આશા રાખવી જોઇએ નહીં, પરંતુ મદદની આપણને ખાતરી આપવામાં આવે છે એટલુંજ નહીં, પણ એવું જણાવવામાં આવે છે કે "ઇશ્વર મકાન બાંધશે તોજ બંધાશે અને તેની સહાયતા નહીં હશે તો બાંધનારની મહેનત ફોકટ જવાની છે. ઇશ્વર જો શહેરનું રક્ષણ કરશે તોજ તે રહેવાનું છે, નહીંતર ચોકી કરનારો ફોકટ ઉજાગરો કરે છે." વળી એવું પણ કહેવામાં આવ્યું છે કે "દરેક સારી બક્ષીસ અને દરેક પૂર્ણ બક્ષીસ ઇશ્વર તરફથી મળેલી છે."[3]

હવે પછીની દુનિયામાં સુખ પ્રાપ્ત થાય તેની ખાતર આ દુનિયાનો ભોગ આપવો એવું કંઇ ખ્રિસ્તિ ધર્મનું ફરમાન નથી. એથી ઉલટું તો "જે બાબતની આજ્ઞા કરી હોય તેને માટે પ્રીતિ રાખવી અને જેને માટે આશા આપી હોય તે મેળવવાની ઇચ્છા રાખવી," એમ કરવાથી આ દુનિયામાં તથા હવે પછીની દુનિયામાં આપણા સુખમાં વધારો થશે. દુનિયાદારીના અને સ્વર્ગના ડહાપણમાં ખરેખરો તફાવત કંઇ નથી; કેમકે ધર્મવડે આપણું રોજનું જીવન પવિત્ર થાય છે.

ઇસુખ્રિસ્તે પોતાના શિષ્યો (એનો મત માનનારા) ના સંબંધમાં કહ્યું હતું કે "આ દુનિયામાંથી તેમને લઇ લે એવી

૧-૨. પીટર. ૩. સેન્ટ જેમ્સ.

પ્રાર્થના કરૂં છું.”[1]

પ્લેટો અને એરિસ્ટોટલ અને એપિકટેટસ, સેનેકા અને માર્કસ ઓરેલિયસ, એમના ગ્રંથો અને વચનોમાં ઉમદા વિચારો માલમ પડે છે, પરંતુ ન્યુ ટેસ્ટેમેન્ટ ( નવા કરાર )માં જે પ્રીતિનો ખ્રિસ્તિ ધર્મને અનુસરીને મત આપેલો છે તેવો મત તેમાંથી કોઇનામાં જણાતો નથી.

ઈસુખ્રિસ્તે યોગ્ય કહ્યું છે કે મારો પોતાનો ધર્મ એ નવોજ ધર્મ છે. “ હું તમને એક નવી આજ્ઞા આપું છું, ને તે એ છે કે તમે બધાએ એક બીજા પર સ્નેહ રાખવો; મેં તમારા પર પ્રીતિ રાખી છે, તેવીજ રીતે તમે પણ એક બીજા પર પ્રીતિ રાખજો. જો તમે એક બીજાને ચાહશો તો તે ઉપરથી સઘળા લોકો જાણશે કે તમે મારા શિષ્ય-મારો મત માનનારા છો. ”[2]

અને વળી “ મેં આ બધી વાતો તમને કહી છે તેનો હેતુ એ છે કે મારો આનંદ તમારામાં રહે અને તમારો આનંદ પરિપૂર્ણ રહે. મારી આ આજ્ઞા છે કે મેં તમારા પર પ્રીતિ રાખી છે તે પ્રમાણે તમે એક બીજા પર સ્નેહ રાખજો. પોતાના મિત્રોને માટે કોઇ માણસ પોતાની જીંદગી જોખમમાં નાખે અગર જીવ જવા દે, એના કરતાં વધારે પ્રીતિ કોઇ પણ માણસમાં હોઇ શકતી નથી. હું તમને જે પ્રમાણે હુકમ કરૂં તે પ્રમાણે તમે કરશો તો હું તમને મારા મિત્ર ગણીશ. હવે પછી હું તમને મારા નોકર નહીં ગણું; કેમકે પોતાનો ધણી શું કરે છે તેની નોકરને ખબર હોતી નથી; પણ મેં તમને મિત્રો કહ્યા છે; કેમકે મારા પિતા તરફથી જે જે વાત સાંભળી છે તે બધી મેં તમને જણાવી દીધી છે. ”[3]

૧-૨-૩ સેન્ટ જોન.

ખ્રીસ્ત ક્ષમા આપવાનો અને શત્રુ ઉપર પણ પ્રીતિ રાખવાનો ફરી ફરીને ઉપદેશ કરે છે. "તારા પાડોશીના ઉપર પ્રીતિ રાખ અને તારા શત્રુને ધિક્કાર એ પ્રમાણે કહેવામાં આવ્યું છે તે તેં સાંભળ્યું છે. પણ હું તમને કહું છું કે તમારા શત્રુને તમે ચાહો, તમને શાપ દેતા હોય તેનું ભલું થાય તેવી આશીષ દો, તમને ધિક્કારતા હોય તેનું તમે ભલું કરો, અને તિરસ્કાર કરી તમારી પાસે કામ લે અને તમારી પાછળ લાગી તમને હેરાન કરે તેમના ભલા માટે તમે પ્રાર્થના કરો, કે જેથી કરીને તમારા પિતા જે સ્વર્ગમાં વાસ કરે છે તેમનાં તમે છોકરાં થાઓ, કેમકે દુષ્ટ અને ભલા માણસ ઉપર તે પોતાના સૂર્યનો પ્રકાશ પસરાવે છે; અને પ્રમાણિક તેમજ અપ્રમાણિક માણસોને માટે વરસાદ વરસાવી બધાંને લાભ આપે છે. કારણ કે જે તમને ચાહતા હોય તેમને તમે ચાહો તેમાં તમને બદલો કે લાભ શો મળે છે.? પીઠાવાળા પણ શું એ પ્રમાણે નથી કરતા? અને તમારા બંધુઓને તમે સલામ કરો તો તેમાં બીજા કરતાં તમે શું વધારે કરો છો? પીઠાવાળા પણ શું એ પ્રમાણે નથી કરતા? તેટલા માટે સ્વર્ગમાં રહેલા તમારા પિતા જેવા પૂર્ણ છે તેવા તમે થાઓ."[1]

દુઃખ, શોક ને ચિંતા આવશે એવી તો આપણે આશા રાખવીજ જોઇએ, પરંતુ "વિપત્તિમાં પણ આપણે આનંદ પામી શકીએ; કારણ કે વિપત્તિથીજ ધીરજ આવે છે, ધીરજથી અનુભવ મળે છે, અને અનુભવથી આશા ઉત્પન્ન થાય છે."[2] વળી એવું પણ ખાતરીથી કહેવામાં આવ્યું છે કે "હાલના સમયમાં જે દુઃખ પડે છે તે હવે પછી જે કીર્તિ અને સુખ આપણને પ્રાપ્ત થવાનાં છે તેની સાથે સરખાવવા યોગ્યજ નથી."[3] અને વળી

૧ સેંટ મેથ્યુ. ૨—૩ રોમન્સ.

"ઇશ્વર ઉપર જે માણુસો પ્રીતિ રાખે છે તેમને માટે જે ચીજો ઇશ્વરે તૈયાર કરી રાખી છે તે એવી છે કે આંખે કદી દીઠી નથી, કાને કદી સાંભળી નથી, તેમ માણુસના મનમાં તે બાબતનો ખ્યાલ પણ આવ્યો નથી."[1]

એપિક્ટેટસ કહે છે કે "બીજા બધા આનંદને બદલે "ઇશ્વરની આજ્ઞા તમે માનો છો એવું તમે જાણો છો, અને સુજ્ઞ અને સારા માણુસને યોગ્ય કામો તમે મ્હોડે બોલવામાં નહીં પણ કાર્ય કરીને કરો છો' એ આનંદ મૂકો." આમ છે તે છતાં પણ માણુસ પોતાના ધર્મને માટે કેટલું થોડું કામ કરે છે. "તેઓ તેને માટે ઝગડો કરે છે, તકરાર કરે છે તેને અનેક નામ આપે છે, પોતાના પાડોશીઓને હેરાનગતિએ પહોંચાડે છે ને તેમને બાળી મૂકે છે; ધર્મને માટે લડાઇઓ કરે છે અને પોતાના જીવ પણ આપે છે, ખરેખર ગમે તેવું ભારે કામ તેઓ કરે છે, પણ ધર્મને અનુસરી જેવી જીંદગી ગાળવી જોઈએ તેવી ગાળતા નથી. તેવી રીતે ચાલવાને યત્ન સુદ્ધાં ઘણા થોડાકજ કરે છે."[2]

ટોમસ આ કેમ્પસ કહે છે કે, "થોડા પૈસા મેળવવાના હોય છે તો તેની ખાતર લાંબી મુસાફરી માણુસ કરે છે; પણ નિરંતરની જીંદગીની ખાતર ભોંય ઉપરથી એકજ વખત એક પગ ઉપાડવાનો હોય તો તે પણ ઘણાઓ ભાગ્યેજ કરશે." અને બીજી જગ્યાએ તે એમ લખે છે કે "લખો, વાંચો, શોક કરો, મૌન ધારણ કરો, પ્રાર્થના કરો, સંકટો આવી પડે તે હિમ્મતથી સહન કરો. નિરંતર જીંદગીમાં આ બધા પ્રકારો બનવાનાજ; એટલુંજ નહીં પણ એના કરતાં પણ વધારે ભારે અડચણો તમને નડવાની."

૧ કોરિન્થીઅન્સ. ૨ ડ્રિસવેલ. ૩ મિકેલ.

આટલું છતાં પણ આપણને કેટલું થોડું કરવાનું કહેવામાં આવેલું છે?" પરમેશ્વર તારી પાસે શું કરાવવાની આશા રાખે છે? ફક્ત એટલુંજ કે તારે વાજબી રસ્તે ચાલવું, દયા રાખવી, અને તારા પરમેશ્વરની સાથે નમ્રતાથી ચાલવું."

પણ આપણે આ કરતાંએ ઘણું વધારે કરવાનું હોત, વધારે મોટા ભોગ આપવાનું આપણને જણાવ્યું હોત, આ દુનિયામાંની સર્વ વસ્તુ આપી દેવાનું આપણને કહેવામાં આવ્યું હોત, તો પણ શી અડચણ હતી; કારણ આવરદા કેટલું ટુંકું છે!

આપણે જરૂરની વસ્તુ ખરા ભાવથી માગવી જોઇએ.

"પણ તું મારી પાસેજ છે એમ ધારીને મારે
જેવા થવું જોઇએ તેવો થવાનો હું હમેશાં યત્ન કરીશ.
હું જે જે રસ્તો પકડીશ તે તારી ખાતરજ પકડીશ."[1]

આવો ભાવ રાખવાથી તેનો બદલો તેમાંથીજ મળે છે, કારણ કે ધર્મનાં જે જે વચનો-કબૂલતો છે તે ફક્ત આવતી દુનિયા—જન્મને માટેજ નથી. તેનાં ફળ આ દુનિયામાં, હમણાં અને એકદમ શરૂ થાય છે. આપણા દરેક જણનાં આત્મામાં સજીવ પાણીનો કુવો રહે છે, પણ તે સ્વચ્છ ને પવિત્ર રાખવા દરેકે ખંત રાખવી જોઇએ.

"મનુષ્ય પ્રાણીમાં કેટલીક લાગણીઓ
મૂકેલી છે, જેમાં સ્વર્ગના કરતાં પૃથ્વીનો અંશ
કમી રહેલો છે."[2]

સિસરો કહે છે તે તદન ખરૂં છે કે, "સારા માણસ સિવાય કોઇ સુખી નથી અને સઘળા સારા માણસ સુખી છે, એ વાત ખરી હોય તો તત્વજ્ઞાનના કરતાં વધારે અભ્યાસ કરવા

૧ ચોસે. ૨ સ્કોટ.

યોગ્ય વસ્તુ શી છે અને સદ્ગુણના કરતાં વધારે દિવ્ય બીજું શું છે ?"

માણસને તે પોતે સહન કરી શકે તેના કરતાં વધારે લલચાવવામાં આવતો નથી, પણ "પરમેશ્વર ભરોસો રાખવા યોગ્ય છે, અને તે તમારી શક્તિ કરતાં વધારે ભારે લાલચ તમારા આગળ મૂકવા દેતો નથી, પરંતુ તમે સહન કરી શકો તેટલા માટે તેવી લાલચની સાથે નાશી છુટવાનો રસ્તો પણ બતાવે છે."[1] આ બાબત વસ્તુતઃ ખરીજ છે તો પણ તે માનવી મુશ્કેલ જણાય છે.

તેમ છતાં પણ માણસ એટલો નબળો છે કે, આપણને એવું પણ કહેવામાં આવ્યું છે કે, "તમે લાલચમાં લપટાઇ ન જાઓ તે માટે સાવધ રહો અને પ્રાર્થના કરો; તમારો અંતરાત્મા તેમ થવાને ખુશી છે પણ તમારી કાયા નિર્બળ છે."[2]

પરિપૂર્ણ સ્થિતિએ પહોંચવાનો આપણે ઉદ્દેશ રાખવો જોઇએ. "સ્વર્ગમાં રહેલા તમારા પિતા જેવા પૂર્ણ છે તેવા પૂર્ણ તમે થાઓ." અને આનો બદલો તુરતજ મળે છે તેમ તે અમાપ છે. આપણાં ઘણાંક દુઃખ આપણા પોતાનાજ કારણથી ઉત્પન્ન થાય છે. "પોટો પડછાયો જોઇને માણસ પોતે વ્યગ્ર થાય છે." ડેનીઅલની માફક આપણે ઘણાખરા કહી શકીશું કે "મારા મનના તુરંગો મને હેરાન કરતા હતા." તેમ છતાં પણ આપણી મરજી હોય તો આપણે સ્વસ્થ થઇ શકીએ. આપણે સ્વસ્થ ને શાન્ત નથી હોતા તો તેમાં આપણો પોતાનોજ દોષ છે. આરામ અને નિર્ભયતા, મનની સ્વસ્થતા અને ચિંતાથી મુક્ત હોવાપણું અને તે પણ આજ દુનિયામાં ધર્મવડે મળવાની ખાતરી થાય છે. સ્વર્ગ એ માત્ર આવતા કાળમાં અને ઘણે અંતરે રહેલું નથીઃ

૧ કોરિન્થિઅન્સ. ૨ સેન્ટ મેથ્યુ.

સ્વર્ગ તમારા પોતાની અંદરજ છે.

તમે થાકી ગયા હો અને કામને લીધે ઘણા ઘસાઇ ગયા હો તો " તમે બધા જે ઘણો શ્રમ કરો છો અને કામના બોજામાં દબાઇ ગયા છો તે મારી પાસે આવો, એટલે હું તમને આરામ આપીશ; "* એ પ્રમાણે તમને બોલાવવામાં નથી આવતા ? " તમારા મનમાં તમે ખેદ આણશો નહીં. ઇશ્વરને તમે માનો અને મને પણ તમે માનો."× શંકા લાવી મનમાં ઉદ્વેગ આણવો એ શ્રદ્ધાવગરના હોવા જેવું છે.

વળી એવું પણ કહેવામાં આવ્યું છે કે ધાસ્તી રાખવાનું આપણને કંઇ ખરૂં કારણ નથી; " કેમકે મોતના પડછાયાની ખીણમાં થઇને હું જાઉં છું તોપણ કંઇ નઠારૂં થશે એવી ધાસ્તી મને લાગશે નહીં; કેમકે તું મારી સાથે રહેલો છે. તારી સોટી તથા તારી ડાંગ મને ધીરજ આપે છે. " તેમજ વળી ચિંતા રાખવાનું આપણને કારણ નથી એવું જણાવેલું છે; " હવામાં ઉડતાં પક્ષીઓ ઉપર નજર કર; કેમકે તેઓ વાવતાં નથી તેમજ લણતાં નથી, તેમજ વળી ખળીમાં એકઠાં થતાં નથી; તેમ છતાં પણ તમારો સ્વર્ગમાં રહેનારો પિતા તેમને ખાવાનું આપે છે. તે પક્ષીઓના કરતાં તમે શું વધારે સારા નથી ?...અને કપડાંના સંબંધમાં તમે શું કામ વિચાર કરો છો ને કાળજી રાખો છો ? જુઓ કે ખેતરોમાં ખુશબોદાર ફુલો કેવાં છે ને તે કેવાં ઉછરે છે; તેઓ કંઇ મહેનત કરતાં નથી તેમ સુતર કાંતતાં નથી, અને તેમ છતાં પણ હું તમને જણાવું છું કે સોલોમન પોતે પૂર્ણ દબદબામાં હતો તે વખતે પણ આ ફુલોમાંથી એકેના જેવો શણગાર સજી શકયો નહોતો. પરમેશ્વર એ-

* સેન્ટ મેથ્યુ. × સેન્ટ જોન.

તરમાંનું ઘાસ, કે જે આજે અહીં છે ને કાલે ભઠ્ઠીમાં જઈ પડશે, તેને આવી રીતનાં કપડાં પહેરાવે છે ત્યારે, રે કમી શ્રદ્ધ વાળા માણસ, શું તમને તેના કરતાં વધારે કપડાં નહીં પહેરાવે?"

"તમારે શું ખાવું અને શું પીવું તેની ખોળ કરશો નહીં.. કેમકે દુનિયાની પ્રજાઓ આ બધી વસ્તુઓની શોધમાં ફરે છે અને આ બધી ચીજોને તમારે જરૂર છે એમ તમારો પિતા જાણે છે. પણ તમે પરમેશ્વરનું રાજ્ય શોધો, એટલે આ બધી ચીજો તમને ત્યાં પ્રાપ્ત થશે."

આવી મતલબનો બોધ ફરી ફરીને કરવામાં આવે છે અને તેવાજ પ્રકારનાં વચનો કબૂલતો ફરી ફરીને આપવામાં આવે છે "પૃથ્વી ઉપર તમારી દોલત તમારા પોતાને માટે એકઠી ન કરે કેમકે ત્યાં ઉધાઇ અને કાટ તેને ખરાબ કરે છે અને ચોરો ધસી આવી તેને ચોરી જાય છે. પરંતુ સ્વર્ગમાં તમારા પોતાને માટે દોલતનો સંચય કરી રાખો કે જ્યાં ઉધાઇ કે કાટ તેને બગાડી શકે એમ નથી, અને જ્યાં ચોર ધસી આવી ચોરી કરી શકત નથી; કેમકે જ્યાં તમારી દોલત હશે ત્યાં તમારૂં મન પણ ચોંટેલું રહેશે." અને વળી "જો તમારી પાસે દોલત વધે તો તેના પર આસક્તિ રાખશો નહીં." ખરૂં જોતાં ગરીબાઇ નહીં પણ પૈસા એજ કેટલીક ચિંતાનું ખરૂં કારણ છે. "જે માણસો સ્વર્ગમાં દાખલ થવાને સારૂ દોલત ઉપર વિશ્વાસ રાખે છે તેમને કેટલું બધું અઘરૂં પડે છે."

પર્વત ઉપરથી જે ધર્મોપદેશ કરવામાં આવ્યો છે તેમાં દયાળુ, નમ્ર, સલાહ કરાવનારા, નિર્મળ અંતઃકરણના, એવા માણસોને સ્વર્ગ મળશે એ પ્રમાણે જણાવેલું છે.

૧ સેન્ટ મેથ્યુ. ૨ સેન્ટ લ્યુક.

પરમેશ્વરની ધાસ્તી રાખવી નહીં. તે આપણો પિતા છે, અને પરિપૂર્ણ પ્રીતિ ધાસ્તીને દૂર કરે છે, એવું આપણને કહેવામાં આવ્યું છે.

માણસની આપણે ધાસ્તી રાખવાની જરૂર નથી. "પરમેશ્વરમાં મેં વિશ્વાસ રાખ્યો છે; માણસ મને શું કરશે તેવા વિચારથી હું ડરવાનો નથી."[1]

ખરેખર આપણને કોઇ પણ વસ્તુ ઇજા કરી શકનાર નથી. "પરમેશ્વર ઉપર જે પ્રીતિ રાખે છે તેનું કલ્યાણ કરવાને માટે બધી વસ્તુઓ સાથે મળી કામ કરે છે."[2]

આપણી એવી ખાતરી કરવામાં આવેલી છે કે સંસારમાં પડતી સઘળી આફતો અને મુશ્કેલીઓ તથા થતી ચિંતાઓમાં પણ "પરમેશ્વર તરફની શાન્તિ, જે માણસની સમજશક્તિની બહાર છે, તે તમારા અંતઃકરણ તથા મનને પરમેશ્વરના જ્ઞાનમાં અને પરમેશ્વરની પ્રીતિમાં સંભાળથી રાખશે," અને પરમેશ્વરની આશિષ હમેશાં તમારી પાસે અને સાથે સાથે રહેશે.

અને આવી ખાતરી આપણે બધાને આપવામાં આવેલી છે ફક્ત ધનવાન અને મોટા અને હોંશિયાર અને વિદ્વાન માણસોનેજ એવી પ્રતિજ્ઞા આપેલી છે એમ નથી, પણ આપણે બધાને આપી છે; કારણ કે "પરમેશ્વર માણસ માણસ વચ્ચે ભિન્નભાવ રાખતો નથી."[3]

"નાનાં છોકરાંઓને મારી પાસે આવવા દો, અને તેમને તમે અટકાવો નહીં; કારણ સ્વર્ગ તેમનાથી ભરેલું છે."[4]

આપણે મેળવી શકીએ તેવા આ પ્રકારના લાભ આપણે પોતેજ ગુમાવી દઇએ છીએ.

"કેમકે મને એવું સમજાવવામાં આવ્યું છે કે મોત, કે જીંદગી, કે દેવદુતો, કે રાજ્યસંસ્થાનો, કે સત્તા, કે હાલની

૧. Psalms (ભજનો) ૨. સેન્ટ પોલ. ૩. રોમન્સ. ૪. સેન્ટ માર્ક.

વસ્તુઓ, કે હવે પછી બનવાના બનાવો, કે ઉંચાઇ, કે ઉંડાણ, કે બીજું કોઇ પ્રાણી, પરમેશ્વર પ્રત્યેની આપણી પ્રીતિથી આપણને છૂટા પાડી શકનાર નથી.”[1]

આ પ્રમાણે થશે તો, અને માત્ર એજ પ્રમાણે થશે ત્યારે, આપણી જીંદગી–જીવિત–કલ્યાણસૂચક, સ્વસ્થ અને સુખી થશે.

> “નિષ્પાપીપણું જાળવી રાખ, અને વાજબી હોય
> તેજ વાત લક્ષમાં રાખ, કારણ આથી જ માણસ આખર
> વખતે સ્વસ્થતા, શાન્તિ મેળવી શકશે.”

અને આ પ્રમાણે થવાથી ‘જીવિતના પુસ્તકમાં જેમના નામ નોંધાયલાં છે’ તેમના સમાગમમાં રહેવાની તમે આશા રાખી શકશો.

તમે ગમે તેવી સ્થિતિમાં આવી પડયા હશો અને ગમે તે સ્થળે હશો, તેમાં આ પ્રમાણે થવાથી સુખી થવાની તમે આશા રાખી શકશો: કેમકે

> “પરમેશ્વરની દૃષ્ટિ તળે જે જે જગ્યાઓ આવે છે તે
> બધી જગ્યાઓ સુજ્ઞ માણસને બંદર અને સુખ મેળવવાના
> આશ્રયસ્થળ જેવી છે.”

કિંગસ્લીએ કરેલા સુંદર વર્ણન પ્રમાણે, સારા થાઓ, અને

> “જેમની ઇચ્છા હોય તેમને હોંશિયાર થવા દો,
> ઉત્કૃષ્ટ કામો કરવાનો આખો દહાડો સ્વપ્નવત વિચાર
> ન કર્યા કરો, પણ તેવાં કામો કરો, અને તેમ કરીને
> જીંદગી, મોત, અને વિસ્તીર્ણ અનંત સ્થિતિને એક
> પ્રૌઢ મધુર ગીત રૂપ કરો.”

## સમાપ્ત.

---

૧. રોમન્સ.

